# યોગનું રહસ્ય

લેખક:

ગોપી કૃષ્ણ

અનુવાદક:

યોગાચાર્ય શાંતિકુમાર જ. ભટ્ટ

એમ એ; એલએલ. બી સાહિત્યરત્ન

અધ્યક્ષ: યોગદર્શન એકેડેમી, મુંબઈ-૪૦૦૦૯૨

ડી. બી. તારાપોરવાલા સન્સ એન્ડ કું૦ પ્રાઈવેટ લી.

૨૧૦, ડૉ દાદાભાઈ નવરોજજી રોડ, મુંબઈ

# બે બોલ

પંડિત ગોપીકૃષ્ણનાં પુસ્તકો ૧૯૭૫ પહેલાં ભારતમાં દુષ્પ્રાપ્ય હતાં અમેરિકા અને યુરોપમાં તેમનાં પુસ્તકો સાત ડોલર અને ચાર પાઉન્ડના અનુક્રમે મળે. માર્ચ ૧૯૭૫માં તેમને મળવાનો મને સુયોગ પ્રાપ્ત થયો. મેં તેમને કહ્યું કે તેમની કુંડલિની જાગૃત થયા બાદ તેમને જે જ્ઞાન મળ્યું તે પુસ્તકરૂપે વિદેશમાં તેમણે જનતાને પ્રાપ્ત કરાવ્યું પણ તેમના પોતાના જ દેશબાંધવોને તેમના અનુભવ અને જ્ઞાનથી શા માટે તેઓ વંચિત રાખે છે ? તેમણે તેમનાં પ્રકાશનો પ્રગટ કરવા માટે અનુમતિ આપી અને પ્રસિદ્ધ પ્રકાશક મેસર્સ તારાપોરવાલા પાસે તે પુસ્તકો રિ-પ્રિન્ટ કરાવ્યા અને તે રૂ. ૧૫-૧૬ની આસપાસ બુકસેલરોને ત્યાં મળે છે.

ગુજરાતી વાચક જનતાને પણ તેમના અનુભવ અને જ્ઞાનનો લાભ મળે તે માટે મેં ગુજરાતી ભાષાંતર માટે તેમની અનુમતિ માંગી જે તેમણે સહર્ષ આપી. આ વિષય યોગનો અને ગૂઢ છે. યોગના જાણકાર જ આ ભાષાંતર કરી શકે. સદ્ભાગ્યે યોગાચાર્ય શ્રી શાંતિકુમાર જ. ભટ્ટ જેઓ યોગ વિષયમાં નિષ્ણાત છે તેમ જ ગુજરાતી ભાષાના પ્રતિષ્ઠિત લેખક છે તેમણે તે જવાબદારી સ્વીકારી અને પંડિત ગોપીકૃષ્ણના એક ગ્રંથનું ભાષાંતર 'કુંડલિની' નામે ગુજરાતી વાચક સમક્ષ રજૂ કરવામાં આવ્યું અને આ ગ્રંથને સારો આવકાર મળ્યો. એથી પ્રેરણા પામી Secret of Yoga નામના પંડિત ગોપીકૃષ્ણના બીજા ગ્રંથનું ભાષાંતર પણ યોગાચાર્ય શ્રી શાંતકુમાર જ. ભટ્ટ પાસે કરાવ્યું આ ભાષાતર પણ સરળ અને ભાવવાહી બન્યું છે. આને માટે, આમાં સહાયરૂપ થવા માટે તેમનો તથા શ્રી આર. સી. આયંગરનો હું આભાર માનું છું. આ ગુજરાતી ભાષાંતરો પ્રસિદ્ધ કરવાની જવાબદારી મેસર્સ તારાપોરવાલાના પ્રકાશન અધિકારી શ્રી રૂસી મહેતાએ સહર્ષ સ્વીકારી તે માટે હું, તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે, કારણ કે તેઓ તો અંગ્રેજી પુસ્તકો જ પ્રગટ કરે છે અને વિતરણની વ્યવસ્થા કરે છે અને તેની એમની પાસે સુવિધા છે છતાં ગુજરાતી પ્રકાશન એ એમનું સાહસ છે.

આ પુસ્તકની પ્રસ્તાવના 'ચેતના'ના સંશોધનમાં રસ લેનારા અને સારા અભ્યાસી એવા મારા બે ડૉકટર મિત્રોએ લખી જે પ્રોત્સાહન આપ્યુ છે તે માટે તેઓ પણ આ પ્રકાશનના યશના ભાગીદાર છે. તેમણે યોગના જુદા જુદા પાસાઓનો ખ્યાલ આપ્યો છે અને યોગની અધ્યાત્મ બાજુ જે ખૂબ જરૂરની છે તેના ઉપર ભાર મૂકી મૂલ્યવાન માર્ગદર્શન આપ્યું છે. તેમણે તથા પંડિતજીએ લીધેલ શ્રમ ગુજરાતી વાચક વર્ગને યોગસાધનામાં માર્ગદર્શક થાય એવી પ્રાર્થના.

તા. ૩-૪-૮૦ સુખલાલ મ. મહેતા

૩૨, મોરવી હાઉસ, ૨૮/૩૦, ગોઆ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦૦૦૧.

# યોગની વિશ્વવ્યાપી ગૌરવપતાકા

'યોગ' શબ્દની આસપાસ ક્રિયા, સંપ્રદાય, રૂઢિ અને વ્યક્તિપૂજાનો એક ખાસ્સો સંસાર આજે વિશ્વભરમાં વ્યાપી ગયો છે. આસનો, ધ્યાન, મુદ્રા, મંત્ર ઇત્યાદિનો વિસ્તાર જિજ્ઞાસુ નવ-આગંતુકને અકળામણ અને મૂંઝવણનો અનુભવ કરાવે છે. અનેક વ્યક્તિઓ પોતાને જીવનનું સર્વોત્તમ રહસ્ય મળી ગયું છે તેમ સમજી આત્મવંચનામાં સરી પડે છે. ચિત્તવૃત્તિના નિરોધના સર્વોચ્ચ ધ્યેયની સિદ્ધિનાં અગણિત વર્ણન અને વિવેચન જાણે ચિત્તવૃત્તિઓનો અગાધ સાગર ઊમટયો હોય તેમ તરવૈયા સાધકને ઘેરી વળે છે આવી પરિસ્થિતિમાં યોગનાં મૂળભૂત તત્ત્વોનું પ્રમાણભૂત પ્રતિપાદન કરવું સહેલું નથી પંડિત ગોપીકૃષ્ણે યોગનું રહસ્ય સમજાવવાનો એક ભગીરથ પ્રયાસ કરેલ છે.

યોગનો મહામાર્ગ ભારતના સમર્થ યોગી, સંત અને અવતારપુરુષોએ નિર્માણ કરેલ છે. જેમ સુવર્ણની કસોટી અગ્નિપરીક્ષામાં થાય છે તેમ યોગમાં થતી પ્રગતિની કસોટી રોજિંદા જીવનમાં પ્રકટ થતા અદ્ભુત પ્રેમ, જ્ઞાન અને કર્મસામર્થ્યથી થાય છે. પંડિત ગોપીકૃષ્ણજી યોગસાધનાનો હેતુ દર્શાવતા કહે છે કે વ્યક્તિગત ચેતનાનું વિશ્વચેતના સાથે થતું મિલન અને અહંની બેડીમાંથી મુક્તિ એ જ યોગ દ્વારા સિદ્ધ કરવા જેવું છે. 'સ્વ'ની ખોજ અને પ્રાપ્તિ જ યોગનું ખરું ય છે.

પંડિતજી કહે છે કે આવા અનુભવ માટે ઘણી પૂર્વતૈયારી કરવી જોઇએ. વૈજ્ઞાનિક ટેસ્ટટ્યુબ વગેરે સાથે પ્રયોગો કરી પોતાના સિદ્ધાંતોનું સમર્થન મેળવે છે પણ યોગીની પ્રયોગશાળા તો પોતાનું શરીર જ છે. શ્રી માની પ્રેરણાથી લખાયેલ શ્રી નાથાલાલ જોષી લિખિત 'અમૃતમ્'માં આ વિષે એક સુંદર વિધાન છે, 'તળેટીમાં ઊભા રહી ઉત્તુંગ શિખરો તરફ માત્ર દૃષ્ટિપાતથી કે માર્ગની ચર્ચાથી તમારું ધ્યેય સિદ્ધ થશે નહિ. આરોહણ આવલબે શરૂ કરી દેવું આવશ્યક છે. ધૈર્ય અને શ્રદ્ધાનું પાથેય સાથે લઈ આગળ જ વધો. ક્યારેક તદ્દન એકાકી હશો, સાથમાં અન્ય યાત્રી પણ નહીં હોય; પરંતુ એ અવસ્થામાયે તમારો સુહૃદ, સહાયક અને એકમાત્ર માર્ગદર્શક પ્રભુ તમારાથી અલગ નહિ પડે. તમારા થાકમાં એ વિસામો જરૂર બનશે અને ઘોર નિરાશામાં આશાને પ્રદીપ્ત કરશે.'

આ આરોહણ શરૂ કરવા પંડિતજી આહ્વાન આપે છે, સર્વાંગી જીવનસાધના સાથે યોગને સાંકળી લે છે. રાજયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ અને કર્મયોગને ભિન્ન ન ગણતાં પૂર્ણયોગનાં અન્યોન્ય પૂરક અંગ સમજવા આવશ્યક છે. આ એક બહુ મહત્ત્વની વાત પંડિતજીએ કહી છે. જો કે વ્યક્તિગત રીતે–દરેક વ્યક્તિની જરૂરિયાત પ્રમાણે–વૈયક્તિક ચૈત્તિક બંધારણ મુજબ કદાચ આ અલગ અલગ યોગની ઉપયોગિતા હોઈ શકે તેમ પંડિતજી આગળ જણાવે છે. 'યોગપથ'માં

આપણા જાણીતા માર્મિક કવિ તથા આધ્યાત્મિક ચિંતક શ્રી મકરન્દ દવે કહે છે, 'માણસમાં તેની એક મૂળ પ્રકૃતિ રહી હોય છે અને તેને અનુસરીને જ સાધનાનું સિંચન થાય તો માણસનું જીવન સફળ બને છે સાધના એ શોધન–ક્રિયા અને સંવર્ધન ક્રિયા બંને છે... કોઈ પણ સાધના માર્ગ પર પગલું માંડીએ એટલે તે આપણા વ્યક્તિત્વને એક જાતનો ઘાટ આપશે, પણ સાથે બીજા આનુષંગિક ગુણો પ્રકટ થયા વિના નહી રહે. દાખલા તરીકે, કર્મનો માર્ગ લેતાં કર્મની શુદ્ધિ અને કુશળતા સાથે હૃદયમાં પ્રેમભક્તિ અને બુદ્ધિમાં પ્રજ્ઞાશક્તિનો પ્રવેશ થાય તો જ તે માર્ગ સાચો ગણવો જોઈએ.'

એકાંગી સાધના શરૂઆતમાં ફળ અને સિદ્ધિ આપતી લાગે, પરંતુ સમય જતાં ગુણ વિકાસના અભાવમાં અને અહંકાર–મમતાની ઉપસ્થિતિમા અવશ્ય વિનિપાતનો ભય ઉત્પન્ન થાય છે તેથી જ તો શ્રદ્ધેય શ્રી નાથાભાઈ જોષીએ કહેલ છે, 'વિભૂતિઓની ઉપલબ્ધિ આધ્યાત્મિક વિકાસની અચૂક કસોટી નથી, નિર્વિકાર શાન્તિમાં થતી વૃદ્ધિ પ્રગતિની નિશાની છે ' જીવનનાં સંઘર્ષ વચ્ચે, સદાચાર અને નમ્રતા સાથે, ઈશ્વરપ્રપત્તિથી જે પૂર્ણયોગ સાધે છે તેને પરમાત્મા આવી નિર્વિકાર શાંતિનું વરદાન અવશ્ય આપે છે.'

યોગનું ફળ દર્શાવતાં પંડિત ગોપીકૃષ્ણજી મેધાવી પ્રતિભા ચૈત્તિક (genius), શક્તિઓનું પ્રાકટ્ય અને લોકોત્તર ચેતનાની પ્રાપ્તિનું વર્ણન કરે છે. પરંતુ આ રહસ્યનો ઘટસ્ફોટ સહેલો નથી. ઘણીવાર ચૈત્તિક શક્તિઓ, સિદ્ધિ કે કલા-વિજ્ઞાનમાં પ્રતિભા પ્રગટ હોય છતાં એ મનુષ્ય આધ્યાત્મિક દૃષ્ટિએ પંગુ રહી ગયો હોય અને યોગસિદ્ધ વ્યક્તિ કદાચ એક ખૂણામાં, અજ્ઞાત રીતે પવિત્ર શ્વાસ લઈને વિદાય થઈ જાય–દશા દેખીતા સર્જન કે ભગીરથ કાર્ય વિના–છતાં વડના બીજની જેમ વર્ષો જતાં વ્યાપક કર્મીવરુદ બની અગણિત જીવોને વિસામો આપી રહે. શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવન આવું જ ઉદાત્ત ઉદાહરણ પૂરુ પાડે છે. કલકત્તાના સમકાલીન અનેક સુખી સજ્જનોને મન તેઓ કેવળ દક્ષિણેશ્વરના પાગલ પૂજારી હતા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર જેવાએ એમને શિષ્ટ સમાજમાં આમંત્રણ માટે અયોગ્ય ગણેલા. યોગનો સાચો માર્ગ ખાંડાની ધાર પર ચાલવા જેવો કઠિન છે. જાગતિક પ્રતિષ્ઠા, રિદ્ધિ–સિદ્ધિ અને નિજી વ્યક્તિત્વના પ્રચારથી એ ઘણી જ પરની ભૂમિકા છે. પંડિતજીએ ઈશ્વરમાં જીવવાને યોગ કહ્યો હોત તો એ માટે સર્વસ્વ સમર્પણ કરી દેવું પડે છે તે નિષ્પન્ન થયુ હોત. નિમાઈ પંડિત પછી સર્વ અગાધ પાંડિત્ય વિસારી 'હરિબોલ, હરિબોલ'માં તરબોળ શ્રી ચૈતન્ય મહાપ્રભુ બની રહે છે. ઈશ્વરનું સતત અનુસંધાન એ જ યોગની ચરમસિદ્ધિનું નિશ્ચિત લક્ષણ છે.

આ પુસ્તકમાં પંડિતજી ખાસ તો તેમના અગાઉ પ્રકાશિત થયેલા કુંડલિનીના વિષય પર વધુ વિસ્તૃત રીતે વર્ણન કરે છે. વૈજ્ઞાનિક રીતે સમજાવવા તેમણે

પ્રયત્ન પણ કર્યો છે. જોકે આનો અર્થ એમ તો ન કરી શકાય કે કુંડલિનીને વૈજ્ઞાનિક સંશોધન દ્વારા સમજી શકાશે. સત્ય આથી કદાચ ઘણું વેગળુ હોય વૈજ્ઞાનિકોના ઘણાં વિચારવિમર્શ અને તર્ક છતાં આ રહસ્યનુ સંશોધન અતિ કઠિન જ રહેલ છે. જીવવૈદ્યુતિક અને જૈવરાસાયણિક ફેરફારો સાધકના સ્થૂળદેહમાં જરૂર થતા હોય અને પંડિતજીના કહેવા મુજબ કદાચ એક દિવસ તેને અત્યંત અર્વાચીન સાધનો દ્વારા માપી શકાય તો પણ આધ્યાત્મિક અનુભવો અને મનુષ્યના ચિત્તમાં થતા પરિવર્તન કદાચ ક્યારેય વૈજ્ઞાનિક ધોરણે માપી, તોલી, ચકાસી ન શકાય તેવુ બને. આમ છતાં જ્યારે કોઈ વૈજ્ઞાનિક ભવિષ્યમાં સ્વયમ્ યોગ સિદ્ધ કરે અને નિજી કુંડલિનીનો જાગ્રત અનુભવ કરે ત્યારે કદાચ અર્વાચીન વૈજ્ઞાનિક પરિભાષા અને પ્રક્રિયાના સંશોધનની શક્યતા ઊભી થાય. પણ ત્યાં સુધી તો આને વ્યક્તિગત વિશિષ્ટ અનુભૂતિ જ ગણવાની રહી. એ પણ યાદ રાખવું રહ્યું કે યોગસિદ્ધિનું પ્રાકટ્ય અગણિતરૂપે હોઈ શકે.

શ્રીકૃષ્ણ ગીતામાં જેને બુદ્ધિયોગ કહે છે તે પૂર્ણ યોગનું જ સ્વરૂપ છે વિશુદ્ધ બુદ્ધિ અને નિર્મળ ભાવ આ સર્વાંગી યોગનાં આવશ્યક ઉપકરણ છે તો ઇશ્વરપ્રણિધાન અને સમર્પણભાવે કર્મયોગ એની પાર્શ્વભૂમિ છે આ સર્વાંગી યોગની ગૌરવપતાકા ભારતમાં ત્યારે જ લહેરાશે જ્યારે ભારતમાં વ્યાપક શોષણ, અસમાનતા, અસહિષ્ણુતા, અસ્વચ્છતા, અનાચાર ઇત્યાદિ આપણે ભગીરથ સમાજસેવાના યોગથી દૂર કરી શકીશું. સ્વામી દયાનંદ સરસ્વતી, સ્વામી વિવેકાનંદ અને મહાત્મા ગાંધીએ આપણને આવી યોગ સાધના શીખવી હતી. આપણે એ વિસરી ન જઈએ. ભગવાન આપણને સહજયોગ ( Common sense )નું વરદાન આપે એ જ આપણી સતત પ્રાર્થના છે.

ડો. અશોક વૈદ્ય
ડો. લલિત અંબાણી

ડો. અશોક વૈદ્ય, એમ. ડી. સીબા રીસર્ચ સેન્ટર, ગોરેગામ, મુંબઈ—૬૩
ડો. લલિત અંબાણી, એમ ડી. ઇન્સ્ટિટયૂટ ફોર રિસર્ચ
ઇન રીપ્રોડકશન, પરેલ, મુંબઇ—૧૨.

# અનુક્રમણિકા:

## સંદર્ભ ગ્રંથો


૧ શ્રીમદ્ ભગવદ્ ગીતા
૨ પતંજલિ મુનિકૃત યોગસૂત્રો
૩ શ્રીભાષ્ય–રામાનુજાચાર્ય કૃત
૪ ભ્રમરગીતા–સૂરસાગર–સૂરદાસ
૫ ઉપનિષદો : મુંડક, મહાનારાયણ, માંડુક્ય, કઠોપનિષદ, બૃહદારણ્યક, યોગતત્ત્વ આત્મોપનિષદ, તૈત્તિરીય, શ્વેતાશ્વતર, કેનોપનિષદ
૬ ષટ્ચક્ર નિરૂપણ–પૂર્ણાનંદયતિ કૃત
૭ આનંદલહરી, સૌંદર્યલહરી–શંકરાચાર્ય
૮ પંચસ્તવી
૯ કર્પુરાદિ સ્તોત
૧૦ વિવેકચૂડામણિ
૧૧ શિવસંહિતા
૧૨ વિષ્ણુપુરાણ
૧૩ સર્વસારસંગ્રહ
૧૪ ઇશ્વરગીતા
૧૫ યોગ સારસંગ્રહ
૧૬ નારદપુરાણ
૧૭ ઘેરંડ સંહિતા
૧૮ હઠયોગ પ્રદીપિકા
૧૯ મહાનિર્વાણ તંત્ર


## અંગ્રેજી ગ્રંથો


1 Yoga, Immoratality and Freedom — Marcea Elaide
2 The Way of Perfection — Saint Teiress of Avila
3 Collected Works — St John of the Cross
4 Introduction to Zen Buddhism — Young
5 Tibetan Yoga and Secret Doctrines W Y Evans Ventz
6 The Serpent Power — Arthur Avalon
7 Principles of the Divine Essence — Jacob Bohme.


તદુપરાંત ડાયોનિશિયસ, સંત કબીર, શમ્સ-ઇ. તબ્રીઝ, અભિનવ ગુપ્ત, કાશ્મીરી સંત કવયિત્રી–લલ્લાડે, ઇજીપ્તના સંત મેકેરિયસ, પ્લેટો, વ્હીટમેન, નિત્શે વગેરેના ઉલ્લેખો આ ગ્રંથમાં છે.

# ૧

# યોગનો આશય

પૂર્વ અને પશ્ચિમમાં લોકોની વિશાળ સંખ્યા યોગમાં અને બીજી ગૂઢ વિદ્યાઓમાં ભારે રસ લઈ રહેલ છે એના પરથી સ્પષ્ટ જણાય છે કે માનવીઓમાં પોતાના વિશે, પોતાના જન્મ અને મરણ વિશે, પોતાને ચેતનમય બનાવનાર ચેતનાના વાસ્તવિક સ્વરૂપ વિશે તથા વિશ્વની આસપાસ વિંટળાયેલા રહસ્ય વિશે વધુ જાણવાની જિજ્ઞાસા જાગી છે. આવા પ્રકારની જિજ્ઞાસા દર્શાવવામાં આવે એમાં કશું નવીન નથી. બુદ્ધિમાન મનુષ્ય તરીકે જીવન ગાળવાની શરૂઆત જે દિવસથી માનવીએ કરી, અત્યંત સામાન્ય પ્રકારના પથ્થરના ઓજારો વાપરવાની અને અત્યંત પ્રાથમિક સ્વરૂપનું કૌટુંબિક અને સામાજિક જીવન ગાળવાની શરૂઆત જે દિવસથી માનવીએ કરી તે દિવસથી માનવીના જીવનમાં વિવિધ સ્વરૂપે આ જિજ્ઞાસા રહેલી છે. પૃથ્વીના વિવિધ ભાગોમાં આદિ માનવીના જે અત્યંત પ્રાચીન અવશેષો પ્રાપ્ત થયા છે. એના પરથી જણાય છે કે આવી જિજ્ઞાસા એક યા બીજા સ્વરૂપમાં સદાય ચાલુ રહેલી જ છે. આવી જિજ્ઞાસા જે તીવ્રતાથી વ્યક્ત થઈ છે અને જે સ્વરૂપમાં વ્યક્ત થઇ છે તે બે વચ્ચે ભેદ છે એ નિ:શંક છે પરંતુ આ જિજ્ઞાસા હજી મંદ પડી નથી એ પણ નિ:શંક રીતે સ્પષ્ટ છે.

ગૂઢ રહસ્યોમાં પ્રવેશ કરવા માટે યોગ સરળ અને સગવડભર્યો માર્ગ દર્શાવે છે એવો ખોટો ખ્યાલ કેટલાક લોકોના મનમાં હોય એમ જણાય છે. આવો ખ્યાલ મોટે ભાગે પશ્ચિમમાં ફેલાયેલો છે અને ત્યાં એવા ખ્યાલો સતત ચાલુ રહ્યા છે કે માનવીને આત્માના ક્ષેત્રમાં લઈ જવાની બાબતમાં આશ્ચર્યકારક રીતે ઉપયોગી થાય એવી ગૂઢ ક્રિયાઓ પણ અસ્તિત્વ ધરાવે છે. માત્ર આ યુગમાં જ આવો ખ્યાલ છે એવું નથી; મનની ગૂઢ શક્તિઓ પ્રાપ્ત કરવા માટે તથા આત્માઓને તથા

ભૂતપ્રેતને બોલાવવા માટે, જાદુઈ રીતે રોગ મટાડવાની કળા અજમાવવા માટે, ભૂતપ્રેતની શક્તિઓને નામે નાણાં કઢાવવા માટે આદિ કાળના માનવીના સમયથી આવા પ્રયોગો અને ક્રિયાઓ અત્યંત પ્રાચીન સમયથી ચાલ્યા કરે છે. જેઓ આવી કળાઓનો ઉપયોગ કરતા હતા અથવા આવી કળાઓ પોતે જાણે છે એવો દાવો કરતા હતા તેમના પ્રત્યે આવી શક્તિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવનારા નવા આગંતુકો આશ્ચર્યથી જોઇ રહેતા અને આકર્ષાતા માનવીના મનમાં સુષુપ્ત શક્તિઓ છે અને યોગ્ય રીતે તેનો વિકાસ કરવામાં આવે તો સિદ્ધ બનેલા સાધકના કાબૂમાં પ્રકૃતિનાં અદૃશ્ય તથા બુદ્ધિપ્રેરક બળો આવે છે અને તે સામાન્ય માનવી જરાપણ સમજી ન શકે એવી અસામાન્ય સિદ્ધિઓ દર્શાવી શકે છે તેનું આના પરથી સૂચન મળી રહે છે. આવો ખ્યાલ કેટલા પ્રમાણમાં વાસ્તવિકતા પર રચાયેલો છે અને તે કેટલા પ્રમાણમાં તૂત છે તે સમજાવવાનો આશય આ ગ્રંથમાં રાખવામાં આવ્યો છે.

યોગ વિજ્ઞાન ધર્મને સહાય કરે છે એમ વાજબી રીતે કહી શકાય. ભારતમાં યોગનો જન્મ થયો છે અને યોગને ધર્મ માટે સહાયક ગણેલ છે. 'યોગ' શબ્દ સંસ્કૃત ધાતુ 'યુજ્' ઉપરથી બનેલો છે અને તેનો અર્થ 'જોડવું' એવો થાય છે. આમ યોગ જીવાત્મા અને પરમાત્માની એકતા દર્શાવે છે અને ઉપનિષદોની ભાષામાં કહીએ તો યોગ અજન્મા તથા સર્વવ્યાપી બ્રહ્મ સાથે એકતા દર્શાવે છે. બીજા શબ્દોમાં કહીએ તો આધ્યાત્મિક આશયો સિદ્ધ કરવા માટે, પયગંબરો અને ઋષિમુનિઓએ રચેલા સિદ્ધાંતોની કસોટી કરવા માટે અને ઇન્દ્રિયાતીત અનુભવ કરવા માટે જે વિવિધ પદ્ધતિઓ છે એ બધી આધ્યાત્મિક વિધિઓનું વર્ગીકરણ 'યોગ'ના સામાન્ય નામ નીચે કરવામાં આવ્યું છે. યોગ એ ધર્મથી અલગ વિજ્ઞાન નથી, પણ તે ધર્મનો પ્રયોગલક્ષી ભાગ છે. યોગ્ય લાયકાત ધરાવનાર જે સાધક યોગ્ય સાધના કરવા તૈયાર હોય તથા સૂચવવામાં આવેલી પદ્ધતિઓને અનુસરવા માગતા હોય અને ધાર્મિક સિદ્ધાંતોની સત્યતા તથા નિશ્ચિત કરવામાં આવેલા માર્ગે સફળતાથી આગળ વધી એનાં પરિણામોની સત્યતાની ખાતરી કરવા માગતા હોય તેમને કેવી રીતે કઈ સાધના કરવી તે દર્શાવે છે.

યોગ ધર્મના પ્રયોગલક્ષી ભાગ તરીકે આજના બુદ્ધિપ્રધાન યુગમાં વિશિષ્ટ મૂલ્ય ધરાવે છે, કારણ કે માનવજાતિની વિકાસ પામતી બુદ્ધિ વિશ્વમાં ઇન્દ્રિયાતીત વાસ્તવિકતા હોવાની સાબિતી માગે છે. આવી સાબિતી મળે નહી ત્યાં સુધી ધર્મના હાલના સિદ્ધાંતો સાથે મેળ બેસાડવાનું વધુ ને વધુ મુશ્કેલ થશે તથા અજ્ઞેયવાદ વિદ્વાનો અને વૈજ્ઞાનિકોનો ભારે ભોગ લેવાનું ચાલુ રાખશે અત્યંત પ્રાચીન સમયથી યોગે ભારતમાં અજ્ઞેયવાદીઓ અને નાસ્તિકોને જવાબ આપ્યો છે. એવો સવાલ પૂછવામાં આવે છે કે માયામય જગતમાં સત્‌નું અસ્તિત્વ તમે સાબિત કરી શકો?

આનો જવાબ હકારમાં રહ્યો છે. કેવી રીતે ? આનો જવાબ છેઃ " યોગની સાધના કરો અને તમે જાતે જ એનાં પરિણામ જુઓ." ભારતમાં બુદ્ધિશાળી અને દલીલબાજ શંકાવાદીઓ અને નાસ્તિકો સારા પ્રમાણમાં ન હતા એમ ધારવું ન જોઇએ. ઇ. સ. પૂર્વે છઠ્ઠી સદીમાં બુદ્ધના જન્મ અગાઉ પણ આવા શંકાવાદીઓ તથા નાસ્તિકો હતા અને વિવિધ છૂપી રીતોથી તેમણે આજ સુધી પણ પોતાના વિભંજક સિદ્ધાંતો ચાલુ રાખ્યા છે. ભારતમાં પરસ્પર વિરોધ કરતા અસંખ્ય સંપ્રદાયો હતા ત્યારે પણ એ તમામ માટે પરસ્પર વિરોધ હોવા છતાં પણ સાક્ષાત્કાર માટે યોગ એ મુખ્ય સાધનરૂપ હતો અને સતત વિકાસ પામતો હતો. આમ મુશ્કેલ પરિસ્થિતિમાં પણ યોગની શકિત, કાર્યદક્ષતા તથા લોકપ્રિયતા પુરવાર થયેલી છે.

આધ્યાત્મિક અનુભૂતિ પ્રાપ્ત કરવા માટે યોગની વિવિધ ક્રિયાઓ સાચી છે એમ કસોટીથી સાબિત થયુ છે અને એના વિશે કશી શંકા ઉઠાવવામાં આવી નથી બીજી તરફ યોગના સિદ્ધાંતની આસપાસ પ્રકાશનુ જે વર્તુલ રચાયુ છે તે જરા ય ઘટયા સિવાય આજે પણ ચાલુ છે અત્યંત પ્રતિભાશાળી અને બુદ્ધિમાન માનવી-ઓએ વિવિધ સમયે જો યોગના મૂળમાં જલસિંચન કર્યું ન હોત તો યોગની આસપાસ જે પ્રકારનું વર્તુળ છે તે તથા યોગ માટે જે માન આજે ભારતમાં પણ છે તે ન હોત. આવા પ્રતિભાશાળી અને બુદ્ધિમાન માનવીઓએ પોતાને માટે અને અન્યને માટે સચોટ રીતે પુરવાર કર્યું છે કે યોગમાં જે સર્વોચ્ચ સિદ્ધિનું આલેખન કરવામાં આવ્યું છે તે પ્રાપ્ત કરવાનું શક્ય છે. યોગના ક્ષેત્રમાં જે સિદ્ધિ પ્રાપ્ત થઇ છે તેની પાછળ અનેક આધ્યાત્મિક સિદ્ધિ પામેલા મહાનુભાવોની સાધના હોવાથી સદીઓનાં આક્રમણ સામે યોગ ટકી રહેલ છે અને આજે પણ કુતૂહલ જગાવે છે તથા યોગની સાધના કરનારા અસંખ્ય માનવીઓ એની પ્રશંસા કરે છે. યોગસૂત્રોના પ્રખ્યાત રચયિતા પતંજલિના જન્મ અગાઉ વૈદિક યુગમાં પણ યોગની વિવિધ ક્રિયાઓ અને સાધનાઓ ભારતમાં ચાલતી હતી એ પુરવાર કરવા માટે પૂરતા પુરાવા છે પરંતુ ભારતના આ મહાન પ્રાચીન મનીષીએ આ પ્રાચીન વિજ્ઞાનના છૂટાછવાયા સૂત્રોને એકત્રિત કરી પહેલી જ વાર સુયોગ્ય રીતે ગુંથીને યોગની વ્યવસ્થિત ક્રિયાત્મક પદ્ધતિ વિકસાવી તથા તેનું તત્ત્વજ્ઞાન પણ વિકસાવ્યું.

તમામ ધર્મોને વિંટળાયેલા વહેમો અને તૂતોને દૂર કરનાર યોગમાં એવું કશું જ નથી કે જે કોઈ પણ ધર્મ અથવા સંપ્રદાય માટે તિરસ્કારપાત્ર બને. એથી ઊલટું યોગ પરમાત્માના સાક્ષાત્કાર માટે તથા આધ્યાત્મિક પ્રકાશ માટે શરીરને યોગ્ય સાધન બનાવવા માટે મહાન ધર્મોના સ્થાપકો, સિદ્ધો અને ઋષિમુનિઓએ આદેશેલી ઘણીખરી પદ્ધતિઓનો ઉપયોગ કરે છે. આત્મસાક્ષાત્કાર માટે યોગનો માર્ગ ટૂંકો છે એમ કદી માનવામાં આવ્યું નથી છતાં સામાન્ય માન્યતા આનાથી

વિપરીત છે. યોગના કેટલાક પ્રાચીન લેખકોએ પોતાની વિશિષ્ટ પદ્ધતિ અસામાન્ય અસરકારક હોવાનો દાવો કર્યો છે છતાં પણ હકીકત એ છે કે યોગના પ્રાચીન વિજ્ઞાનને પરમાત્મા પાસે પહોંચવાનું સરળ સાધન કદી ગણવામાં આવ્યું નથી. એથી ઉલટું, જેમણે બુદ્ધિપૂર્વક યોગની સાધના કરી હતી તેમની સ્પષ્ટ સમજ એવી હતી કે તેઓ કોઈ ગંભીર ખોજ ચલાવી રહ્યા છે અને જો પોતાના જીવનકાળ દરમિયાન થોડી સફળતા પણ મળશે તો તેઓ નસીબદાર બનશે.

એકાંતમાં વસવા માટે અથવા આ માર્ગને અનુસરવા માટે પોતાના ગુરુઓની સાથે વસવા માટે ઘણી મોટી સંખ્યામાં લોકો પોતાના ઘરોનો તથા કુટુંબોનો ત્યાગ કરે છે એના પરથી કંઇક અંશે સમજાશે કે ભારતમાં આવી ખોજ કેટલી ગંભીરતાથી કરવામાં આવે છે આવા માનવીઓની સંખ્યા લાખોની છે. આ ઉપરાંત ભારતમાં વિવિધ ક્ષેત્રોમાં પ્રવૃત્તિ કરનારા બીજા લાખો માનવીઓ યોગને પોતાના જીવનનું એક અવિભાજ્ય અંગ ગણે છે. બચાવી શકાય તેટલો બધો જ સમય અને શક્તિ તેઓ યોગની સાધના પાછળ ગાળે છે અને આ સાહસમાં સફળતા પ્રાપ્ત કરવા માટે પોતાની સાંસારિક મહત્ત્વાકાંક્ષાઓની પણ ઉપેક્ષા કરે છે. આમાંના ઘણાખરા માનવીઓનું જીવન આ પવિત્ર ખોજ માટે સમર્પણ રૂપ છે. પોતે તિતિક્ષામય સાધના કરી રહ્યા છે અને પોતાને આદેશ આપવામાં આવ્યો હોય તેની તમામ પ્રકારની સાધના કરવાની છે એ વિશે એમને જરાય ભ્રમણા નથી. તેઓ જાણે છે કે આ યોગવિજ્ઞાન માનપાત્ર છે અને તેના ઉત્સાહમય અભ્યાસ અને સાધના માટે આ અગત્યની હકીકતને માન્ય રાખવાની છે, સમર્પણ કરવા તૈયાર રહેવાનું છે અને છેલ્લી પણ અગત્યની વાત એ છે કે યોગને જીવનનું કાયમી તથા અવિયોજ્ય અંગ બનાવવાનો છે. યોગ વિશે હાલ ઘણા ખોટા ખ્યાલો ફેલાયા છે કે યોગ દિવ્યદર્શન માટે, સત્યની અનુભૂતિ માટે સહેલાઇથી અનુસરી શકાય એવી ગૂઢ ક્રિયાઓનો અથવા અસામાન્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરવાનો ખજાનો છે. આવા ખ્યાલો સાથે યોગની સાધના કરવાથી ઘણીવાર યાતનાઓ સહન કરવી પડે છે, ભ્રમણાઓ ભાંગી જાય છે તથા નિરાશા થાય છે.

માનવજાતિના તમામ મહાન ધર્મોમાં ઉપાસનાની બાબતમાં યોગની ઘણી ખરી સાધનાઓ સમાન રૂપમાં છે. મુખ્ય તફાવત એ છે કે યોગની સાધના અન્ય કર્મકાંડોથી મુક્ત છે. આને લીધે યોગ કોઈ સ્વતંત્ર સંપ્રદાય હોય એમ લાગે છે. 'યોગ' શબ્દ સહુથી પ્રથમ વેદમાં–કઠોપનિષદમાં મળે છે અને તેનું થોડું વર્ણન શ્વેતાશ્વતર ઉપનિષદમાં છે આ ઉપનિષદ શરૂઆતના ઉપનિષદોમાં છેલ્લું છે. યોગનો ઉલ્લેખ પુરાણોમાં, મહાકાવ્યોમાં અને ત્યાર પછીના સાહિત્યમાં અનેક વાર થયો છે અને કેટલીક વાર 'યોગ' તપ અને ધ્યાનના પર્યાય તરીકે પણ વપરાયો છે. યોગ મૂળભૂત રીતે માત્ર વ્યવસ્થિત બનાવાયેલી એકાગ્રતા જ છે. ઇશ્વર, દેવી,

પ્રતીક, યંત્ર, શૂન્ય, કોઇપણ ચીજ કે પદાર્થ, મંત્ર કે શરીરના કોઇપણ ભાગ પર ધ્યાન કેન્દ્રિત કરવું તે યોગના પ્રત્યેક પ્રાચીન સ્વરૂપમાં મુખ્ય સાધના છે. પ્રત્યેક ધર્મની માનવપરિચિત સાધનામાં અને ગૂઢ સાધનામા અનિવાર્ય રીતે આવી સાધના જોવામાં આવે છે આમ શા માટે બને છે તે આ ગ્રંથમાં અન્યત્ર સમજાવવામાં આવશે.

યોગ અનાદિ કાળથી પૃથ્વીના વિવિધ ભાગોમાં માનસિક કે શારીરિક સાધનાના એક યા બીજા સ્વરૂપમાં અથવા બન્ને સાધના સાથે હોય તેવા સ્વરૂપમાં પ્રચલિત છે અને તે પ્રાચીન સંપ્રદાયોમાં અંગરૂપે, ક્યારેક ઘૃણાજનક અંગરૂપે પ્રચલિત રહ્યો છે. આજે પણ યોગને નામે અણગમો ઉત્પન્ન થાય એવી વિધિઓ કરવામાં આવે છે અને યોગને નામે ચાલતા કેટલાક સંપ્રદાયોમા અશ્લીલ ક્રિયા-વિધિઓ પણ કરવામાં આવે છે. આ બધી હકીકતોને ધ્યાનમાં લેતાં જણાય છે કે યોગ કોઈ સાધનાની સ્વતંત્ર પદ્ધતિ છે અને તે મનની શાંતિને માટે જ શોધવામાં આવેલ છે અથવા ગૂઢ જગતમાં પ્રવેશવાનો સાધક માટે માર્ગ છે એવી માન્યતા ભૂલભરેલી છે. પરંતુ યોગ મૂલ્યવાન સાધનાની પદ્ધતિ છે. એમાં કસોટીએ ચઢાવેલી ધાર્મિક ક્રિયાઓ છે આધ્યાત્મિક અનુભવ શક્ય બને તે માટે સમર્થન પ્રાપ્ત કરવા માટે માનવજાતિના કોઇપણ ધર્મમાં ખૂબ જ જરૂરી એવી સહાય કરવા યોગનું નિર્માણ થયું છે એવો ખ્યાલ રાખવો જોઇએ.

યોગના કેટલાક અલગ પ્રકારો પાડવાની હાલ આધુનિક વલણ છે અને તે અનુસાર કર્મયોગ, જ્ઞાનયોગ, ધ્યાનયોગ, મંત્રયોગ ઇત્યાદિ તેના પ્રકારો પાડવામાં આવે છે પરંતુ આ વિજ્ઞાનના વિકાસની પરિસ્થિતિનું ખોટું મૂલ્યાંકન કરવાથી તથા ઇતિહાસના ખોટા જ્ઞાનમાંથી આવી માન્યતા જન્મી છે ભારતના અત્યંત પ્રાચીન અને શરૂઆતના ધાર્મિક સાહિત્યમાં આવા કોઈ ભેદ પાડવામાં આવ્યા નથી. લોકો વિવિધ રુચિ, ધાર્મિક માન્યતાઓ ધરાવતા હોય છે. તેમની બૌદ્ધિક સપાટી પણ અલગ અલગ હોય છે તેઓ નૈતિક વિકાસની વિવિધ સપાટીએ હોય છે આવા તમામ માનવીઓની જરૂરતો સંતોષવા માટે આધ્યાત્મિક વિકાસ સાધવા માટે સદાય વિવિધ સંપ્રદાયો અસ્તિત્વ ધરાવતા હશે. આજે બને છે તેમ ત્યારે ય પણ આ સંપ્રદાયોએ પોતાનું મહત્ત્વ વધારવા માટે અને શિષ્યોને આકર્ષવા માટે યોગની પોતાની શાખાને અમુક ચોક્કસ નામ આપ્યુ હશે. આવો નામોનો ભેદ યોગની જે પદ્ધતિ અખત્યાર કરવામાં આવતી હતી એને આભારી હતો પણ યોગના મૂળભૂત ખ્યાલની બાબતમાં કશો ભેદ ન હતો.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં યોગના વિવિધ સ્વરૂપો ગણાવવામાં આવ્યા છે તે એકીકરણનો એક પ્રયાસ છે અને તેમાં યોગના દરેક સ્વરૂપની પ્રશંસા કરવામાં આવી છે. સાંખ્ય અને યોગ એક જ છે એવા ગીતાના કથન પરથી આ સ્પષ્ટ થાય

છે. યોગમાં શરૂઆતથી અંત સુધી મુક્તિના એક શક્તિશાળી સાધન તરીકે, માનવીના ધાર્મિક ઉત્સાહના એક અવિયોજ્ય અને અગત્યના અંગ તરીકે યોગને ગણવામાં આવ્યો છે. હિન્દુઓના બીજા જાણીતા ધર્મગ્રંથોમાં પણ આવું જ દૃષ્ટિબિન્દુ છે. સમય જતાં યોગના વિવિધ સ્વરૂપોને બૌદ્ધ ગ્રંથોમાં સ્થાન મળ્યું અને આમ યોગ તિબેટ, ચીન, જાપાન અને દૂર પૂર્વના બીજા વિસ્તારોમાં પણ પહોંચ્યો. અત્યંત પ્રાચીન સમયથી ભારતમાં યોગના જે વિવિધ સ્વરૂપો પ્રચલિત છે તે વિવિધ યુગોમાં અને વિવિધ વાતાવરણમાં સ્વીકારવામાં આવેલી તમામ પદ્ધતિઓને આવરી લે છે. આમાં સાજા કરવાની, જાદુમંતર કરવાની, આગાહી કરવાની આદિ કાળની અલૌકિક શક્તિઓ ઉપરાંત ત્યારબાદ આધ્યાત્મિક પ્રકાશ પામવાના પ્રયાસોનો પણ સમાવેશ થાય છે. યોગના ગ્રંથોમાં અને બીજા ધાર્મિક સાધનોમાં જે વિવિધ પદ્ધતિઓનો ખજાનો ભરેલો છે એમાંથી મનોદૈહિક સાધનાઓનો ઉપયોગ કરીને માનવીની આધ્યત્મિક ઝંખના સંતોષવા માટે જે વ્યવસ્થિત પ્રયાસ કરવામાં આવે તેનું નામ યોગ એવી વ્યાખ્યા કરી શકાય મનમાં મુખ્ય એ વાત રાખવાની છે કે યોગ આધ્યાત્મિક અનુભવ માટે અચાનક શોધી કાઢવામાં આવેલો રાજમાર્ગ નથી અથવા કોઈ અલૌકિક માનસિક શક્તિ પ્રાપ્ત કરવા માટે કોઈ જાદુઈ અસર કરે એવો ગૂઢ ખજાનો નથી. એના વિવિધ સ્વરૂપોમાં માનવીના ધાર્મિક ઉત્સાહને પરિણામે શોધાયેલ ચેતનાની અસામાન્ય સ્થિતિ સિદ્ધ કરવા માટેની પદ્ધતિઓનો સમૂહ છે. બીજા શબ્દોમાં કહીએ તો યોગનો સાચો અર્થ જોતાં તથા જે આશયથી એનો ઉપયોગ કરવામાં આવે છે તે જોતાં જણાય છે કે જેવી રીતે પ્રયોગલક્ષી વિજ્ઞાન દશ્ય તથા સ્થૂળ બાબત સાથે સંબંધ ધરાવે છે તેમ યોગ માનવીનું ઇન્દ્રિયાતીત અથવા આધ્યત્મિક અંગ છે.

આધ્યત્મિક સત્યો પુરવાર કરવા માટે યોગ વિવિધ પદ્ધતિઓ પૂરી પાડે છે પણ એની પ્રયોગશાળા માનવી પોતે જ છે પૃથ્વી પર માનવી જન્મે છે ત્યારથી શરૂ થતી જીવનયાત્રાના અંતિમ દિવસ સુધી જે પરમ તત્ત્વ માનવીને દર્શન આપતું નથી, જે પરમ તત્ત્વ માનવીને તેના ભૂતકાળ તથા ભાવિ વિશે સતત ગુઢ દશામાં રાખે છે, જ્યારથી મનુષ્ય સુસંગત રીતે વિચાર કરતો થાય ત્યારથી અન્ત સુધી જે પરમ તત્ત્વ માનવીને શંકાઓનો શિકાર બનાવે છે એ પરમ તત્ત્વ તથા માનવીના પોતાના જીવન વિષે સાચી હકીકતો જાણવા માટે આ ભવ્ય સાહસમાં માનવીએ પોતાના ઉપર પ્રયોગ કરવો પડે છે. સામાન્ય માનવીઓ માટે દશ્ય અને અદશ્ય તથા સ્થૂળ અને સૂક્ષ્મ વચ્ચેનું વિશાળ અંતર પાર કરવા માટે કોઇ જાદુઈ તાવીજ કદી મળી શક્યું નથી અને મળી શકે તેમ નથી. બીજી તરફ સાધકની માનસિક અને શારીરિક તૈયારી તથા બુદ્ધિપૂર્વકની તથા પવિત્ર આશય ધરાવતી સાધના, એને કેટલા પ્રમાણમાં સફળતા મળશે

તે નક્કી કરવા માટે સહુથી વધુ અગત્યની છે. સામાન્ય રીતે એમ ધારવામાં આવે છે કે યોગ એ સંસારમાંથી વૈરાગ્ય તરફ જવાનો માર્ગ છે, ધાર્મિક ફરજો અને જવાબદારીઓ બજાવ્યા સિવાય પાછલે બારણેથી આધ્યાત્મિક અનુભૂતિ કરવાનો માર્ગ છે. પરંતુ યોગનો રાહ જુદો છે. યોગ જૂનવાણી શબ્દોમાં નહીં પણ વિશ્વને સમજાય એવા શબ્દોમાં પોતાની રજૂઆત કરે છે.

આધ્યાત્મિક સાધના અને તત્ત્વજ્ઞાનની વિશિષ્ટ તથા વ્યવસ્થિત પદ્ધતિ તરીકે પહેલી જ વાર આ સિદ્ધાન્ત રજૂ કરતી વખતે પતંજલિએ પોતાના યોગસૂત્રોમાં કહ્યું છે કે યોગ ચિત્તની વૃત્તિઓનો નિરોધ છે. બીજા શબ્દોમાં કહીએ તો ઇન્દ્રિયો અને મનની પેલે પાર ચેતનાનું જે સૂક્ષ્મ અસ્તિત્વ છે એને પામવા માટે ચિત્તની વૃત્તિઓનો નિરોધ તે યોગ છે. યોગસૂત્રો અનુસાર આને માટે સાધકમાં આસ્તિકતા અથવા ઇશ્વરમાં શ્રદ્ધા જરૂરી છે. આ માન્યતાનો મર્યાદિત અર્થ કરવાનો નથી આસ્તિક બનવા માટે અમુક જ સ્વરૂપના ઇશ્વરમાં માનવાની જરૂર નથી. કોઈ પણ એક સ્વરૂપમાં માનો, વિવિધ દેવોમાં માનો, નિરાકાર ભગવાનમાં માનો, બ્રહ્મરૂપે–ઇન્દ્રિયાતીત સત્ય સ્વરૂપે માનો, શિવ રૂપે માનો કે ઇષ્ટ દેવ રૂપે માનો પરંતુ સાધકે છેવટે તો વેદમાં અને માનવીના ભાવિમાં શ્રદ્ધા રાખવી પડશે. સાંખ્ય શાસ્ત્રમાં ઇશ્વરમાં શ્રદ્ધા રાખવાનો આદેશ આપવામાં આવ્યો નથી. આમાં અનેક જીવો તથા પ્રકૃતિની કલ્પના કરવામાં આવી છે આમ છતાં તે પોતાના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવા માટે યોગનો ઉપયોગ કરે છે. આવી જ રીતે બૌદ્ધો પોતાના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવા માટે યોગનો ઉપયોગ કરે છે બૌદ્ધોનો ખ્યાલ એવો છે કે માનવીનુ જીવન જીવાત્માના અનેક અવતારોની હારમાળા નથી પણ વિવિધ તત્ત્વોના સંયોજનની લીલા છે યોગ્ય સાધનાથી આ સંયોજનની લીલાનો અંત આવે છે અને નિર્વાણ થતાં જન્મમરણનો અંત આવે છે.

અદ્વૈતવાદીઓ, દ્વૈતવાદીઓ તથા અનેક દેવોમાં માનનારાઓએ પોતાની વિશિષ્ટ આધ્યાત્મિક માન્યતાઓ તથા સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવા માટે યોગ તરફ દૃષ્ટિ નાખી તેનો ઉપયોગ કર્યો છે વેદાન્તીઓ યોગની સાધના કરી એમ પુરવાર કરવા માગે છે કે આત્મા અને બ્રહ્મ એક છે. સંસાર માયાની ક્રિયાથી જન્મેલો છે. આ માયા અગાધ અને અગમ્ય છે આ માયા આત્માની આસપાસ મિથ્યા આવરણ તરીકે વિંટળાય છે. શૈવ મતના અનુયાયીઓ યોગની સાધના કરી એવું પ્રતિપાદન કરવા ઇચ્છે છે કે શક્તિમાંથી વિશ્વનો પ્રાદુર્ભાવ થયો છે. આ શક્તિ તે શિવશક્તિના સાયુજ્યનું સર્જનાત્મક તથા ક્રિયાત્મક પાસુ છે. આ સાયુજ્ય તે પરમ શિવનું સ્વરૂપ છે. આમ તે સર્જક અને સર્જન એમ બને છે. એમાં ચેતનાના પ્રેરક બળ તથા ચેતનમય સર્જનાત્મક શક્તિ એમ

બંનેનું સાયુજ્ય સધાયું છે. હકીકત એ છે કે ભારતમાં જે અસંખ્ય સંપ્રદાયો છે તે સર્વ પોતાના સિદ્ધાંતોનુ પ્રતિપાદન કરવા માટે યોગનો ઉપયોગ કરે છે ક્યારેક આવા સિદ્ધાંતો પરસ્પરવિરોધી પણ હોય છે.

યોગને આજે સંકુચિત અર્થમાં સમજવામાં આવે છે તેને બદલે વિશાળ અર્થમાં સમજવો જોઇએ તે આના પરથી સ્પષ્ટ થાય છે. તાજેતરના વર્ષોમાં પણ યોગની સાધનાનાં જે પરિણામો આવ્યાં છે એમનું મૂલ્યાંકન તથા વર્ણન ભારતના ધાર્મિક મહાનુભાવોએ વિવિધ રીતે કરેલ છે. યોગની બાબતમાં પોતાની સફળતાનો દાવો કરનારા વેદાન્તીઓ, બૌદ્ધો, શક્તિના ઉપાસક શાક્તો, વૈષ્ણવો અને બાકીના બીજા બધા પોતાના સંપ્રદાયના સિદ્ધાંતો અને માન્યતાઓ અનુસાર પોતાનો અનુભવ દર્શાવે છે. આનો અર્થ એ થાય છે કે યોગની અંતિમ અવસ્થા–સમાધિની અવસ્થા સહુ માટે સરખી નથી પરંતુ વ્યક્તિ તથા સંપ્રદાય અનુસાર આવી અનુભૂતિ અલગ અલગ પ્રકારની હોય છે. આના પરથી સ્પષ્ટ સાર એવો નીકળે છે કે યોગની સાધનાથી અમુક જ ચોક્કસ અવસ્થા પ્રાપ્ત થશે એવી ઇચ્છા રાખીને કેટલાક યોગની સાધના કરે છે તો બીજા કેટલાક યોગનો ઇતિહાસ તથા યોગના સમગ્ર પ્રયોગને ન સમજનારાઓના મનમાં ઉપરની માન્યતા ઠસાવે છે. આ બંને પ્રકારના મનુષ્યોની માન્યતા પાંગળી છે.

આવા ખોટા ખ્યાલને પરિણામે મિથ્યા પ્રયાસો કરવામાં આવે છે, નિરાશા અને વિષાદ થાય છે તથા માનવીની શક્તિનો મોટા પ્રમાણમાં નાશ થાય છે. યોગ ધાર્મિક સાધનાઓનું વ્યવસ્થિત સ્વરૂપ છે અને એને માટે જીવનભર ધ્યાન તથા સમર્પણની જરૂર પડે છે. યોગને સમજવા માટે આવી દૃષ્ટિ કેળવવી જોઇએ. આમ કરવાથી જ યોગ પૂર્ણ થાય છે એમ હંમેશા માન્ય કરવામાં આવ્યું છે પરંતુ યોગની પૂર્ણતાની અનુભૂતિ કેવી હશે તે વિશે શરૂઆતથી કંઈ ચોક્કસ કહી શકાય નહીં. યોગમાં દર્શાવેલી સાધના કાળજીપૂર્વક કરવામાં આવે તો સારા પ્રમાણમાં સફળતાની ધારણા રાખી શકાય. પરંતુ આવી સફળતાનું સ્વરૂપ કેવું હશે, દિવ્ય અનુભૂતિ કેવા સ્વરૂપની હશે, કેવા માનસિક અનુભવો થશે, સાક્ષાત્કારનું સ્વરૂપ કેવું હશે એ સર્વની આગાહી કોઈ કરી શકે નહી. પતંજલિએ ચેતનાની સ્થિર તથા નિર્ગુણ અવસ્થા પ્રાપ્ત કરવાનો જે એકસરખો આદર્શ દર્શાવ્યો છે તે સહુને લાગુ પાડી શકાય નહીં. યોગસૂત્રોમાં એમણે ઇશ્વરનાં સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું છે પણ આ ઇશ્વરની કલ્પના વિશ્વના શક્તિશાળી સર્જક, અનાદિ કારણ, સૃષ્ટિના આશ્રયરૂપ સ્વરૂપ તરીકે નથી પરંતુ એક એવા પરમ–આત્મા તરીકે કલ્પના કરવામાં આવી છે કે જે નિષ્ઠાવાન સાધક યોગ કરે તો તેને મોક્ષ અથવા મુક્તિ આપે છે. પરમાત્માનો આવો ખ્યાલ વેદાંતના બ્રહ્મ સાથે, શૈવોના શિવ સાથે, તથા વૈષ્ણવ

સંપ્રદાયના વિષ્ણુ સાથે સુસંગત નથી. આમ પરમ સત્યનો ખ્યાલ અલગઅલગ છે અને એનો આધાર સમાધિમાં કેવા સ્વરૂપનું દર્શન કરવામાં આવે છે તેના ઉપર રહ્યો છે. આના પરથી એવો સ્પષ્ટ પુરાવો મળી રહે છે કે યોગના સર્વોચ્ચ સિદ્ધોના ઇન્દ્રિયાતીત અનુભવો પણ એકસરખા નથી પરંતુ મૂળભૂત સત્યોની બાબતમાં પણ એમાં તફાવત છે એ સ્પષ્ટ છે.

યોગ અને આધ્યાત્મિક સાધનાના અન્ય સ્વરૂપો 'સાથે સંકળાયેલ ચેતનાની અસામાન્ય અવસ્થા કેવી રીતે પ્રાપ્ત થાય છે? આ મુખ્ય સમસ્યા પર કોઈ પ્રાચીન અથવા આધુનિક લેખકે કશો પ્રકાશ પાડ્યો નથી. સમાધિની અવસ્થામાં સાધક માનવીની સંકુચિત મર્યાદાઓથી પર થઈ અમરતાના, પ્રકાશના અનુપમ સુખના સર્વશક્તિશાળી પ્રદેશમાં ઊડીને કેવી રીતે જાય છે એ વિશે પણ પ્રકાશ પાડવામાં આવ્યો નથી. આધુનિક ગૂઢવાદી કે યોગીની દૈવી ખુમારી એ કોઈ ભુવાના પોતાની મેળે આત્મામાં કરેલી એકાગ્રતા કરતાં એક પગલું આગળ છે. આ બંનેયમાં અત્યંત વિસ્તૃત જ્ઞાન સાથે ઉચ્ચ અવસ્થાઓનો અનુભવ થાય છે. આમ આ બંનેયની મૂળભૂત વિશેષતાઓમાં રહેલી ચોક્કસ સમાનતાઓ જણાય છે. એટલે યોગનું આલેખન કરતી વખતે આપણી સામે વિશાળ સમયને આવરી લેતી ઐતિહાસિક સમસ્યા ઊભી રહે છે. આનાં મૂળ પણ અત્યંત પ્રાચીન સમયમાં ચિકિત્સા કરનારાઓ તથા આદિ કાળના સમાજમાં ભૂતપ્રેત દૂર કરનારાઓની કામગીરી સાથે સંકળાયેલા છે. આ ઉપરાંત આમાંથી જે શાખાઓ નીકળી છે તે યોગ સાથે સંબંધ ધરાવે છે. પશ્ચિમના ગૂઢવાદીઓ, મધ્ય પૂર્વના સૂફીઓ, ચીનના તાઓવાદીઓ, જાપાનના ઝેન ગુરુઓ અને તાજેતરના ઇતિહાસમાં ભારતના અને તિબેટના યોગીઓએ સર્વના વિવિધ અનુભવો યોગ સાથે સબંધ ધરાવે છે

આ ગ્રંથમાં યોગ વિશે અલગ ખ્યાલ રજૂ કરવામાં આવ્યો છે પરંતુ એમાં રજૂ થયેલા વિચારોને પ્રાચીન ધર્મગ્રંથો તથા આ વિષયના પુસ્તકો દ્વારા સમર્થન પ્રાપ્ત થયું છે. આ ખ્યાલો સામાન્ય રીતે સ્વીકારવામાં આવેલા ખ્યાલોથી જુદા છે આ ભેદ શરૂઆતમાં જ સ્પષ્ટ કરવાની જરૂર છે કે જેથી ગોટાળો થાય નહીં મારો અભિપ્રાય એવો છે કે ચેતનાના સાક્ષાત્કાર માટે યોગની વિવિધ શાખાઓમાં વિવિધ પદ્ધતિઓ દર્શાવવામાં આવી છે યોગનો સાચો આશય સતત એકાગ્રતા દ્વારા વિચારોના સામાન્ય વહેણને અટકાવવાનો નથી પરંતુ ચેતનાના ઇન્દ્રિયાતીત અનુભવ માટે મગજમા જે શકયતાઓ રહેલી છે તેનું દર્શન કરવા તેને ચાલુ કરવાનો છે. કેટલાક આધુનિક લેખકોએ એવો ખ્યાલ દર્શાવ્યો છે કે અમુક પ્રમાણમા એકાગ્રતા કરવામાં આવે તો બહારના સંબંધને કારણે થતા ઇન્દ્રિયોના અનુભવો તથા સુષુપ્ત મનમાંથી આવતા સ્પંદનોથી મન પર થતા

આક્રમણથી સાધકનું મન મુક્ત રહી શકે છે અને આ સ્થિતિમાં ઇન્દ્રિયાતીત અનુભવ–મોક્ષનો અનુભવ થાય છે. આવા ખ્યાલથી યોગ દ્વારા થતી પ્રક્રિયાનું તથા તેમાંથી પ્રગટતી તુરીય અવસ્થાનુ ચિત્ર સ્પષ્ટ થતું નથી યોગની નીચે રહેલા સિદ્ધાન્તો તથા આધુનિક માનસશાસ્ત્રના સિદ્ધાન્તો વચ્ચે હાલ કોઈ મેળ નથી અને તેથી યોગના શબ્દોથી માનસશાસ્ત્રને કે માનસશાસ્ત્રના શબ્દોથી યોગને સમજાવવાની યોગની સાથે સંબંધ ધરાવતી ચેતનાની અસામાન્ય અવસ્થા કેવી રીતે ઉત્પન્ન થાય છે તે સમજાવી શકાય તેમ નથી.

યોગનો આશય માનવીના શરીરમાં ચાલી રહેલી ક્રિયાને ઝડપી બનાવવાનો તથા મગજને વધુ જાગૃત રહે તે પ્રમાણે ઘડવાનો છે. આધુનિક માનસશાસ્ત્રને આ ક્રિયાનો અણસાર પણ નથી અને તેથી તે મન અને તેની સમસ્યાઓની વિચારણા રજૂ કરતી વખતે આ બાબતને ગંભીરતાથી જોતું નથી. માનવીનું મગજ કોઈ અજાણ્યું ધ્યેય તરફ જવા હજી પણ વિકાસ પામી રહ્યું છે એ સ્પષ્ટ હકીકતને વર્તમાન માનસશાસ્ત્રીઓ માન્ય રાખતા નથી. આમ હોવાથી યોગના વિસ્તારમાં હજી માનસશાસ્ત્રની કોઇ હકુમત ચાલતી નથી યોગ ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરવા માટે એક સાચું સાધન છે એનો સંગીન પુરાવો ઉચ્ચ કક્ષાના સેંકડો બુદ્ધિમાન માનવીઓએ પૂરો પાડયો છે અને યોગ પ્રાચીન વિદ્યા છે છતાં પણ આ કારણને લીધે જ આજના સિદ્ધાંતોએ આ હકીકત હવે પછી સ્વીકારવાની છે. આજે પણ આ વિષય ગૂઢ તથા ચર્ચાસ્પદ રહ્યો છે. યોગની વિવિધ ક્રિયાઓ કેટલી અસરકારક છે તથા યોગ કઈ અંતિમ અવસ્થા તરફ દોરી જાય છે એ બાબતમાં આજે પણ ભારતમાં અનેક અલગ અભિપ્રાયો પ્રવર્તે છે. ંકરાચાર્યના મત અનુસાર પરમ અવસ્થા પ્રાપ્ત કરવા માટે, યોગના વિવિધ અંગોની સાધના શરૂ કરવા અગાઉ સત્ અને અસત્ વચ્ચેનો ભેદ પારખવાની બુદ્ધિનો ઉપયોગ કરવાનું આવશ્યક છે. પરંતુ પતંજલિના યોગ સૂત્રોમાં ક્યાંય આવી કોઈ શરત લાદવામાં આવી નથી ભગવદ્ગીતામાં સાકાર કે નિરાકાર એવા ભગવાન માટે તીવ્ર પ્રેમ તથા ઝંખના જગાવવા પર સહુથી વધુ ભાર મૂકવામાં આવ્યો છે. વેદાન્તના અન્ય પ્રખર પુરસ્કર્તા રામાનુજાચાર્ય બ્રહ્મ પાસે પહોચવાના સહુથી ચોક્કસ માર્ગ તરીકે નિત્ય પૂજા, નિષ્ઠાભરી ઉપાસના તથા શરણાગતિમાં માને છે. શ્રી ભાષ્યમાં એમણે કહ્યું છે કે ' માત્ર સંપૂર્ણ પ્રેમવેશામાં અર્થાત્ ઊંડી ભક્તિમાં જ બ્રહ્મજ્ઞાન સ્ફુરે છે પણ બીજી કોઈ અવસ્થામાં એમ બનતું નથી." ( ૩–૨–૨૩ ).

વેદોમાં નિત્ય અને નૈમિત્તિક ઉપાસના, તપ તથા ધ્યાન પર ભાર મૂકવામાં આવ્યો છે. અને શરૂઆતના ઉપનિષદોમાં સદાચાર, ઇન્દ્રિયસંયમ તથા મુક્તિના સાધન તરીકે બ્રહ્મનુ ધ્યાન ધરવા પર ભાર મૂકવામાં આવ્યો છે. વેદો

અને ઉપનિષદો વચ્ચે પસાર થયેલી સદીઓ દરમિયાન જે સામાજિક અને માનસિક વિકાસ થયો હતો તેને પરિણામે ઉપનિષદો વેદના કર્મકાંડ પછી થયેલો સુધારો દર્શાવે છે. એમાં ધાર્મિક ક્રિયાકાંડ તથા નિત્ય અને નૈમિત્તિક કાર્યો (અગ્નિહોત્ર ઇત્યાદિ) કરતાં ઊંચું સ્થાન મોક્ષની સાધના માટે વિવેકબુદ્ધિને આપવામાં આવ્યું છે. આમ મુંડક ઉપનિષદમાં જણાવવામાં આવ્યું છે કે: "બ્રહ્મને આંખથી સમજી શકાતું નથી, વાણીથી, બીજી ઇન્દ્રિયોથી સમજી શકાતું નથી, તપ અથવા કર્મથી (નિત્ય ધાર્મિક કર્તવ્યો પાર પાડવાથી) તે પ્રાપ્ત થતું નથી માનવીનુ મન જ્યારે પવિત્ર બને છે અને વિવેકબુદ્ધિનો ઉદય થાય છે ત્યારે જ મનુષ્યને ધ્યાન દ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે." (૩–૧–૮) શ્રીમદ્ ભાગવતમાં જણાવ્યું છે તે અનુસાર સંપૂર્ણ રીતે પરમાત્માને શરણે જવાથી મુક્તિનો માર્ગ ખુલ્લો થાય છે એમાં કહ્યું છે કે: "જેઓ પોતાનો રાગ, ક્રોધ, ભય, પ્રેમ, એકતા અને મિત્રાચારી શ્રીહરિને અર્પણ કરે છે તે શ્રીહરિને પામે છે." (૧૦–૨૬–૧૫) આનું સમર્થન કરતાં શ્રીકૃષ્ણ અર્જુનને ભગવદ્‌ગીતામાં જણાવે છે કે: "મારામાં મન સ્થિર કર, મારામાં ભક્તિ રાખ, મને પ્રણામ કર, મારી પૂજા કર. આમ મારી સાથે સંપૂર્ણ રીતે જોડાઇને અને માત્ર મારા પર જ આધાર રાખવાથી તું મને પામીશ." (૧૦–૩૪) શ્રીકૃષ્ણ ઉપદેશને અંતે ભારપૂર્વક ફરી જણાવે છે કે: "સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને માત્ર મારે જ શરણે આવ હું તને તમામ પાપથી મુક્ત કરીશ માટે શોક કરીશ નહી." (૧૮–૬૬)

ભારતના ઘણાખરા આધ્યાત્મિક મનીષીઓએ મુક્તિ પામવા માટે સહુથી વધુ ભાર વૈરાગ્ય, તીવ્ર ભક્તિ તથા મનની પવિત્રતા ઉપર મૂકયો છે જે મનુષ્ય પવિત્ર બન્યો ન હોય એના માટે મુક્તિનો ઇનકાર કરતાં કઠોપનિષદમાં કહ્યું છે કે: "જે પાપ કર્મમાંથી નિવૃત્ત થયો નથી, ઇન્દ્રિયો જેને વશ નથી, જેનુ મન એકાગ્ર નથી અને ચિન્તાથી મુક્ત નથી તે જ્ઞાન દ્વારા આત્માને જાણી શકે નહી. હકીકત એ છે કે યોગની શરૂઆતની ક્રિયાઓ ખૂબ જ આવશ્યક એવી શરીરની, જ્ઞાનતંતુઓની તથા મનની શુચિતા માટે છે આવી શુચિતા વગર એકાગ્રતા, ધારણા તથા ધ્યાનની સાધના નિષ્ફળ નીવડે છે આથી ભારતના કેટલાક યોગીઓ માને છે કે મનની પવિત્રતા તથા પરમાત્માની તીવ્ર ઝંખનાની સરખામણીમાં યોગની શુષ્ક સાધનાઓ સાક્ષાત્કારમાં સહાયરૂપ થવાને બદલે અવરોધરૂપ બની જાય છે ભ્રમર ગીતામાં સૂરદાસ પરમાત્માને પામવા માટે ભક્તિરહિત યોગનો ઉપહાસ કરે છે. સુરસાગરમાં તે કહે છે: "કોની સાથે હુ વાત કરું? આ માનવી તો જીવનનો તમામ રસ જેમાં બળી ગયો છે એવા યોગની વાત કરે છે."

બીજા સંત યોગી કબીર આવો જ વિચાર દર્શાવતાં કહે છે કે: "પરમાત્મા પ્રત્યેની ભક્તિ સિવાય દુષ્ટ માનવીઓ આડે રસ્તે જાય છે. મુક્તિ માટે હું જેમની

પાસે જાઉં છું તેઓ બધા જ જાળમાં ફસાયેલા છે. યોગીઓ કહે છે કે યોગ શ્રેષ્ઠ છે અને એ સિવાય બીજું કંઈ નથી જટાધારીઓ અને મુંડન કરાયેલા સાધુઓ પોતાની પાસે સિદ્ધિ હોવાનો દાવો કરે છે. પંડિત, સૈનિક, કવિ અને દાતા એ સર્વ પોતાની મહત્તા ગાય છે. તારા આવેગને તું જમણી તથા ડાબી બાજુ છોડ અને હરિનાં ચરણ ગ્રહી લે". પંદરમી સદીમાં આસામમાં થઈ ગયેલા પ્રખ્યાત સંત શંકરદેવ આવો જ ખ્યાલ રજૂ કરતાં કહે છે કેઃ "તેં મંત્રનો જપ કર્યો, તપ કર્યું, યોગ અને તર્ક ઉપર તેં પ્રભુત્વ પ્રાપ્ત કર્યું છતાં તારા મનમાં વાદળ છવાયેલા છે, કારણ કે ભક્તિ વગર મુક્તિ નથી તમામ કરુણા રામના નામમાં સમાયેલી છે. તમામ પવિત્ર ગ્રંથોનો આ સારરૂપ સંદેશ છે." મહાનારાયણ ઉપનિષદમાં સંપૂર્ણ શરણાગતિ તથા પરમ મુક્તિનું ઉત્કટ વલણ આ શબ્દોમાં દર્શાવ્યું છેઃ "પરમાત્મા મારો સ્વીકાર કરો આનંદમય મારો સ્વીકાર કરો. માત્ર આનંદસ્વરૂપ પરમાત્મા મારો સ્વીકાર કરો. હે પરમાત્મા, તારા અનેક જીવોમાંનો હું એક જીવ છુ. હું તારો બાળક છું. હું જે વિષયમય જીવનનું દુઃસ્વપ્ન અનુભવું છું એનો તું અંત લાવ આને માટે હું તારામાં મારી જાતની આહુતિ આપું છું. હે પરમાત્મા, આની સાથે હું તે મારામાં પ્રગટાવેલા પ્રાણની આહુતિ આપું છું." (૬૮–૧) ઉપનિષદ કાળથી માંડીને વર્તમાન સમય સુધી ભારતના તમામ આધ્યાત્મિક વાંગ્મયમાં આદરણીય ઋષિઓ અને સંતોના સુભાષિતો ઠેરઠેર વેરાયેલા પડ્યા છે અને તે સર્વમાં આત્માસાક્ષાત્કાર માટે મનની શુચિતા, સંસાર પ્રત્યે વૈરાગ્ય, પરમાત્મા પ્રત્યેની ભક્તિ તથા સતત ધ્યાનને અત્યંત અસરકારક સાધનો ગણાવેલ છે યમથી શરૂ કરીને સમાધિ સુધીની યોગની જે સાધનાની પદ્ધતિ પતંજલિએ દર્શાવી છે તે ઇસ્વીસનની શરૂઆત અગાઉની નથી; માત્ર એમાં દર્શાવેલી કેટલીક સાધનાઓ અનાદિ કાળથી ચાલતી આવી હશે વેદોમાં અને ઉપનિષદોમાં તપ, નિત્યકર્મ, ધ્યાન, ભક્તિ, વૈરાગ્ય, વિવેક, બ્રહ્મચર્ય, ઉપાસના જ્ઞાન ઇત્યાદિને સત્યનું જ્ઞાન પામવાના સાધન તરીકે ગણાવેલ છે યોગનો ધાતુગત અર્થ જોડાણ અથવા આત્માનુ સર્વવ્યાપક ઇશ્વર અથવા બ્રહ્મમાં મળી જવું એવો થાય છે આના પરથી એવો સાર નીકળે છે કે કોઇપણ પ્રકારની સાધના કે પદ્ધતિ અલગ કે ભેગી મળીને આવું અદ્વૈત સાધી શકે એને યોગ કહી શકાય. આથી જ ભગવદ્ગીતા, પુરાણો અને અન્ય ગ્રંથોમાં ધ્યાનયોગ, કર્મયોગ, જ્ઞાનયોગ, મંત્રયોગ, લયયોગ, ભક્તિયોગ, હઠયોગ સૂરત–શબ્દ–યોગ જેવા યોગના વિવિધ સ્વરૂપો દર્શાવેલા છે પતંજલિની યોગની પદ્ધતિ ક્યારેક રાજયોગ, હઠયોગ તથા તંત્રથી અલગ દર્શાવાય છે યોગના એક પ્રકારમાં કરવામાં આવતી સાધના વત્તાઓછા પ્રમાણમાં યોગના બીજા સ્વરૂપમાં પણ જણાય છે. આમ યોગના આવા સ્વરૂપોમાં અમુક સાધના પર વધુ ભાર મૂકવામાં આવ્યો હોય છે.

યોગના પ્રત્યેક સ્વરૂપનો આશય આત્માનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી મોક્ષ પ્રાપ્ત કરવાનો હોય છે. આના પરથી જણાય છે કે ચિત્તની વૃત્તિઓનો નિરોધ એ એક જ માર્ગ પરમાત્મા સાથેની એકતા સાધવા માટે નથી પરંતુ ભક્તિ, જ્ઞાન, કર્મ તથા ઉપાસના જેવા માર્ગો વડે આવી એકતા વધુ સરળતાથી તથા વધુ પ્રમાણમાં સિદ્ધ થાય છે. આવા કોઈપણ માર્ગે જવા માટે મનની પવિત્રતા, વૈરાગ્ય, આત્મસંયમ અને સદાચાર સામાન્ય રીતે જરૂરી છે. યોગના તમામ સ્વરૂપોનો આશય એક જ છે તે દર્શાવતાં શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે: "આ આત્માને કેટલાક મનુષ્યો શુદ્ધ થયેલી બુદ્ધિથી ધ્યાન દ્વારા પોતાનામાં જુએ છે, કેટલાક જ્ઞાનયોગ દ્વારા અને કેટલાક કર્મયોગ દ્વારા જુએ છે પરંતુ આ પ્રમાણે નહીં જાણનારાઓ બીજા કેટલાક પાસેથી ઉપદેશ સાંભળીને ઉપાસના કરે છે અને શ્રવણપરાયણ (સાધકો) મૃત્યુરૂપ સંસારને તરી જાય છે (૧૨–૨૫–૨૬) આના પરથી એ સ્પષ્ટ થાય છે કે યોગના તમામ સ્વરૂપો અન્તે અન્તરના અજવાળા તરફ લઈ જાય છે. આ બાબત વધુ સ્પષ્ટ કરતાં શ્રીમદ્ ભગવદ્ ગીતામાં સાંખ્ય અને યોગની વિશેષતાઓની ચર્ચા કરતાં જણાવ્યું છે કે: "સાંખ્ય (જ્ઞાન) દ્વારા જે પરમપદ પ્રાપ્ત થઈ શકે છે. તે વિવિધ યોગ દ્વારા પણ પ્રાપ્ત થઈ શકે છે. સાંખ્ય અને યોગને એક જ જોનાર જ (સાચું) જુએ છે." (૫–૫)

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં વિવિધ પ્રકારના યોગોની એકતા સ્થાપવા માટે જે પ્રયાસ કરવામાં આવ્યો છે એનો અર્થ સ્પષ્ટ છે. સામાન્ય સાધક માટે એનો માત્ર એટલો જ અર્થ છે કે તમામ માર્ગો અન્તે પરમાત્મા તરફ લઈ જાય છે. સામાન્ય માનવીઓ માટે આવો અર્થ દર્શાવતાં શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે · "જેઓ જે પ્રકારે મારે શરણે આવે છે તેમને તે પ્રકારે હું ભજું છું અર્થાત્ ફળ આપું છું. હે પાર્થ, મનુષ્યો સર્વ પ્રકારે મારો માર્ગ અનુસરે છે." (૪–૧૧) આધુનિક અને અત્યન્ત બુદ્ધિમાન પાસે આજે યોગનો સ્વીકાર કરાવવો હોય તો આ મુદ્દામાંથી ઊઠતી અનેક સમસ્યાઓનો જવાબ આપવો પડશે આ બાબતમાં મૂળ સુધી ઊતરવા માંગનાર ઉત્સાહી સાધક માટે આવી પરિસ્થિતિ ઊભી થાય છે જ. સ્થિર આસનમાં બેસીને, પ્રાણાયામ કરીને, નાસાગ્ર દૃષ્ટિ કરીને અથવા ભ્રૂમધ્ય દૃષ્ટિ કરીને સતત ધ્યાન ધરવાથી અનેક વર્ષોની સાધના પછી ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ આવી જ ઇન્દ્રિયાતીત અવસ્થા પરમાત્માનુ નામ-સ્મરણ કરવાની, મંત્રનો કે ૐનો જપ નિયમિત આસન કે પ્રાણાયામ વગર કરવાથી અથવા ભક્તિભાવપૂર્વક પરમાત્માનું કીર્તન કરવાથી, સત અને અસત્ સમજવા જ્ઞાનમાર્ગનો આશ્રય લેવાથી અથવા સમર્પણની ભાવનાથી નિત્યકર્મો કરવાથી અથવા કોઈપણ પ્રકારની ઉપાસના કરવાથી પણ પ્રાપ્ત થઈ શકે છે. આના પરથી સ્પષ્ટ જણાય છે કે ચેતનાની ઉચ્ચ અવસ્થાઓ પ્રાપ્ત કરવા માટે અથવા મનના ગૂઢ વિસ્તારોમાં પ્રવેશવા માટે યોગની પ્રણાલિકાગત સાધનાઓ

ઉપરાંત પણ બીજી સાધનાઓ છે વળી આના પરથી એ પણ સ્પષ્ટ થાય છે કે સાધક પોતાના મનની વિવિધ અવસ્થા તથા કેટલા પ્રમાણમાં તે ગ્રહણ કરી શકે છે તેના પર પણ આવી ચેતનાની ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવાનો આધાર છે આના પરથી સમજાશે કે યોગમાં વિવિધ પ્રકારની પદ્ધતિઓ શા માટે છે. ઉપર દર્શાવેલા કારણને લીધે જ યોગની કેટલીક પદ્ધતિઓ સરળ છે તો કેટલીક મુશ્કેલ છે. સાધકની સાધના સફળ થાય તે માટે પ્રત્યેક સાધકની રુચિ અનુસાર તથા તે વિકાસની જે કક્ષા પર હોય તે અનુસાર યોગની પદ્ધતિ અપનાવવી જોઇએ

યોગના આધુનિક પુસ્તકોમાં પતંજલિના યોગસૂત્રો અથવા હઠયોગનાં સૂત્રો જે પ્રાચીન સ્વરૂપમાં છે તે જ સ્વરૂપમાં રજૂ કરવામાં આવે છે. આને લીધે ખાસ કરીને પશ્ચિમમાં એવો ખોટો ખ્યાલ જન્મે છે કે આ ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે યોગની સાધના કરવાથી મનની ઉચ્ચ પ્રકારની અવસ્થા પ્રાપ્ત થાય છે અને તેને માટે ઇન્દ્રિયોની છાપો તથા વિચારો દૂર કરવામાં આવે છે. આમ કરવાથી મુકત થયેલો આત્મા પોતાના સચ્ચિદાનંદમય સ્વરૂપનું દર્શન કરે છે ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા માત્ર મનની પ્રવૃત્તિને દબાવી દેવાથી તથા બાહ્ય જગત સાથે ઇંદ્રિયોનો સંબંધ તોડી કાઢવાથી જ પ્રાપ્ત થઈ શકે એવા ખ્યાલનો સ્વીકાર કરવાથી તરત જ એવો સવાલ ઊભો થાય છે કે ભકત અથવા કર્મયોગી જે પોતાના હૃદયમાં પરમાત્માની પૂજા કરે છે અથવા જે પોતાના પરમાત્માને સર્વસ્વ સમર્પણ કરે છે તે પણ આવી ઇન્દ્રિયાતીત ચેતનાની અવસ્થા કેવી રીતે પ્રાપ્ત કરી શકે છે? આવા સાધકો ઉપરાંત કેટલાંક સાધયકોમાં તો કઠિન માનસિક:સાધના સિવાય તથા કઠિન પશ્ચર્યા સિવાય કયારેક જન્મથી જ આવી સિદ્ધિ જોવામાં આવી છે. યોગ દ્વારા !ાપ્ત થતી સમાધિની અંતિમ અવસ્થા માટે વર્તમાન માનસશાસ્ત્ર જે સ્પષ્ટીકરણ રજૂ કરે છે એનાથી આ સમસ્યા સમજાવવાનું અધરું છે આ સમસ્યાનું નિરાકરણ કરવાનું ગમે તેટલું મુશ્કેલ હોય છતાંપણ તમામ સાધકો અર્થાત્ પ્રાચીન મતવાદી યોગી, પરમાત્માને સમર્પણ કરનાર યોગી, ભકત, વિવેકી જ્ઞાની, શ્રદ્ધા ધરાવનાર દયાવાન માનવી એમ તમામને આવી ચેતનાની ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવા માટે સમાન તક છે એમ હિન્દુઓના તમામ પ્રમાણભૂત ધર્મગ્રંથોમાં તથા અન્ય આધ્યાત્મિક સાહિત્યમાં જણાવવામાં આવ્યું છે એ એક હકીકત છે. વળી આવી તક મળે તે માટે મુકત રીતે ગેરંટી આપવામાં આવી છે.

પતંજલિએ યોગ–સૂત્રોના ચોથા પાદમાં પ્રથમ સૂત્રમાં આવી શકયતા સ્પષ્ટતાથી માન્ય કરતાં જણાવ્યું છે કેઃ સિદ્ધિઓ જન્મથી, ઔષધિઓથી, મંત્રોથી, તપથી અથવા સમાધિથી પ્રાપ્ત થાય છે આ સૂત્ર પરથી સ્પષ્ટ સમજાય છે કે પતંજલિ મુનિએ જે સાધના દર્શાવી છે તે સાધના અનુસાર એકાગ્રતા અને સમાધિ દ્વારા જે સિદ્ધિ મળે છે તે કેટલાક માનવીઓમાં જન્મસિદ્ધ હોય છે અથવા આવી સિદ્ધિ

અમુક ઔષધો,મંત્ર કે તપ દ્વારા પણ પ્રાપ્ત કરી શકાય છે. કેટલાક મનુષ્યમાં આશ્ચર્ય જનક માનસિક શક્તિઓ અને ગૂઢ સિદ્ધિઓ કુદરતી રીતે જન્મથી જ હોય છે જ્યારે કેટલાકમાં ઔષધોથી, મંત્રોથી તથા ઉપવાસ આદિ તપથી આવી અવસ્થા લાવી શકાય છે. પતંજલિ મુનિએ આવી સિદ્ધિને સમાધિ દ્વારા મળતી સિદ્ધિ સમાન ગણાવેલ છે અને એને માટે આત્મસંયમ અને એકાગ્રતાનો લાંબો માર્ગ દર્શાવ્યો છે. તલસ્પર્શી પરીક્ષા કરવાથી આ સુત્રો ભારે મહત્ત્વનાં જણાય છે. જો ઔષધો દ્વારા અને મંત્રો દ્વારા જ્ઞાનની અંતઃપ્રેરણાની અવસ્થા લાવી શકાતી હોય તથા આવી જ સિદ્ધિ યોગની કઠિન સાધના દ્વારા પણ લાવી શકાતી હોય અને કર્મો અટકાવી યોગનો અંતિમ આશય–મોક્ષ પ્રાપ્ત કરી શકાતો હોય તો એનો અર્થ એ થયો કે અનેક વર્ષો સુધી આત્મસમર્પણ, ભક્તિ અને સદાચાર પામી–સર્વ કંઈ પરમાત્માને સમર્પણ કરવાથી માયામાંથી મુક્તિ મળતી હોય તથા કર્મના બંધન- માંથી મુક્તિ મળતી હોય તો એવી મુક્તિ તો ઔષધો તથા મંત્ર તંત્રથી પણ પ્રાપ્ત થઈ શકે છે.

સર્વ કંઈ માત્ર વિધિની ઇચ્છા અનુસાર જ થયા કરે છે એમ માનનારાઓને આ ખ્યાલ આંચકો આપશે એ નિઃશંક છે. યોગનો ઉપર્યુક્ત સિદ્ધાંત વ્યસનોના ભોગ બનેલા તથા વિષયી માનવીને પવિત્ર આશય માટે જીવન સમર્પણ કરી પવિત્ર જીવન ગાળતા ગૂઢ જ્ઞાન ધરાવનાર સંતની કક્ષામાં મૂકી દે છે આ સમગ્ર વિષયની આસપાસ રહસ્યનો પડદો છે એ દેખીતું છે. આ ધ્યાન ખેંચે તેવી વિષમતા આધ્યાત્મિક દર્શન સાથેના વિવિધ અનુભવો માટે બુદ્ધિગમ્ય સ્પષ્ટીકરણ શોધનારા- ઓને ગૂંચવણમાં નાખી દે છે અને શંકા દૂર કરવા માટે આત્માના વધુ ઊંડાણમાં ખોજ કરતા અટકાવે છે. આ ગ્રંથના અન્ય પ્રકરણોમાં આવા તમામ મુદ્દાઓ તથા વિષમતાઓની ચર્ચા કરવામાં આવશે. બુદ્ધિમાન ઋષિઓ, પયગંબરો તથા ગૂઢ જ્ઞાનીઓ ચેતનાની જે અસામાન્ય અવસ્થાની અચૂક પ્રશંસા કરે છે તે પ્રાપ્ત કરવા માટે યોગ એના યોગ્ય અર્થ અનુસાર અનેકવિધ સાધનાઓ અને પદ્ધતિઓ દર્શાવે છે એમ જણાવવું અહીં પૂરતુ થઈ પડશે આમાંના ઘણાએ તો પોતાના જીવનમાં યોગની સાધના કદી કરી નથી હોતી અને ગર્ભમાં જ વિકાસ પામેલી સિદ્ધિઓ સાથે જ તેઓ જન્મ્યા હતા. કેટલાકે આવી સિદ્ધિ સંતોના સત્સંગથી પ્રાપ્ત કરી હતી તથા એમના મુખેથી આવી તુરીય અવસ્થાનાં વર્ણનો સાંભળીને પ્રાપ્ત કરી હતી. કેટલાકે આવી સિદ્ધિ પ્રાર્થનાથી, કેટલાકે તપથી અને તિતિક્ષાથી, કેટલાકે માત્ર થોડા જ સમય માટે યોગની સાધના કરીને, કેટલાકે અચાનક અંતર્દષ્ટિ દ્વારા, અંતર્જ્ઞાનના અચાનક થયેલા વીજળી જેવા ચમકારા દ્વારા આવી સિદ્ધિ પ્રાપ્ત કરી હતી અને એમનો અવિદ્યાનો અંધકાર દૂર થઈ ગયો હતો તેઓ આવા અનુભવથી આશ્ચર્યસ્તબ્ધ બની ગયા હતા એમને પારગામી પ્રકાશની ઝાંખી થઈ હતી

વિવિધ માર્ગો દ્વારા અને સાધનાના વિવિધ સ્વરૂપો દ્વારા ભારતના દ્રષ્ટાઓ, ચીનના તાઓવાદીઓ, બૌદ્ધો, અર્હતો, મધ્યપૂર્વના સૂફીઓ, જાપાનના ઝેન ગુરુઓ, તિબેટના સિદ્ધો તથા પશ્ચિમના સંતોએ યોગ દ્વારા આત્માની ચેતના તથા પરમાત્માની ચેતનાનું સાયુજ્ય સાધ્યું છે તથા પોતાનો અનુભવ વિવિધ રીતે વર્ણવ્યો છે. કેટલાક કિસ્સામાં આવું સાયુજ્ય ક્ષણિક રહ્યું છે તો કેટલાક કિસ્સામાં તે લાંબા સમય સુધી, કલાકો સુધી રહ્યું છે અને બીજા કેટલાકમાં આવું સાયુજ્ય કાયમી રહ્યું છે. પરંતુ આવા પ્રત્યેક અનુભવની અસર ભારે શક્તિશાળી હતી એ નિ:શંક છે. આ અનુભવ વિવિધ પ્રકારનો છે આવો સાક્ષાત્કાર જેને થાય છે તે થોડા સમય સુધી કર્તવ્યમૂઢ બની જાય છે. આવા સાક્ષાત્કારના અનુભવને બુદ્ધિગમ્ય રીતે સમજાવી શકાય તેમ નથી તથા આવી અવસ્થા દર્શાવવા યોગ્ય શબ્દો પણ મળી શકતા નથી પોતાને સાક્ષાત્કારમાં ખરેખર કેવો અનુભવ થયો એનું સુસંગત વર્ણન ભાગ્યે જ કોઈ કરી શક્યું છે. આવા અનુભવ પછી સાધક સાવ બદલાઈ જાય છે. આવી ઉચ્ચ અવસ્થાએ પહોંચનાર કદી પાછો પડ્યો નથી.

જેમણે આવો ઇન્દ્રિયાતીત અનુભવ કર્યો, જેઓ પરમાત્માના પ્રથમ સંપર્કમાં આવ્યા, અવર્ણનીય અનુભવનો પ્રથમ દૈવી રસાસ્વાદ જેમણે માણ્યો, જેમણે પ્રથમ વાર અવિસ્મરણીય દર્શન કર્યું એમનાં જીવન બદલાઈ ગયા છે અને એમના આત્માએ પરમાત્મા સાથે અદ્વૈત અનુભવ્યું છે. ત્યારબાદ રાતદિન તેઓ આવો અનુભવ ઝંખતા રહ્યા છે તેઓ બાહ્ય જગત કરતાં પોતાના આંતરિક જગતમાં કલ્પનાતીત સુખનો અનુભવ કરી રહ્યા છે. આવા સર્વોચ્ચ અનુભવના એમના વર્ણનોમાં ભારે તફાવત જણાય તો પણ તેથી બદલાયેલી સ્થિતિમાં ફેર પડતો નથી આ અનુભવમાં મોટા તફાવત હોય તો પણ કશો વાંધો નથી એકાદ માનવીને તારણહારનો સાક્ષાત્કાર થાય છે, બીજાને પયગંબરનો સાક્ષાત્કાર થાય છે, કોઈને પોતાના કલ્પેલા પરમાત્માની જાજ્વલ્યમાન મૂર્તિનાં દર્શન થાય છે, કોઈને નિરાકાર પણ સર્વવ્યાપી તથા સર્વશક્તિશાળી ચેતનમય પરમાત્માનાં દર્શન થાય છે. આ બધા અનુભવો ખોટા છે એમ કહી શકાય નહી પણ તે દર્શાવે છે કે આવા અનુભવમાં વિવિધતા છે અને તે યોગ્ય રીતે, પૂરતા પ્રમાણમાં સમજાવી શકાય તેમ નથી. આવા વિવિધ અનુભવોમાં સમાધિની મૂળભૂત વિશેષતાઓ રહેલી હોય છે. આવા અસામાન્ય અનુભવથી આશ્ચર્યમુગ્ધ બની જવાય છે. આવું પ્રકાશમય દર્શન અવર્ણનીય હોય છે. અવા અનુભવથી સાધક અંજાઈ જાય છે અને અવર્ણનીય સુખ અનુભવે છે, એના હૃદયમાંથી પ્રેમની ધારા વહે છે અને તે સંસારને થોડા કે પૂરા પ્રમાણમાં ભૂલી જાય છે. કોઈ ઉચ્ચ સૂક્ષ્મ પ્રકારનું જીવન પણ છે એવો ખ્યાલ આવે છે તથા સાધક જ્ઞાનના સાગરમાં ડૂબી જઇ અગમનું જ્ઞાન પ્રાપ્ત કરે છે.

યોગનો આ આશય છે. જે માનવજીવન સંકુચિત, ભયભીત તથા વાસનાઓથી પીડાય છે એ જીવનને અવર્ણનીય સૌંદર્ય, પ્રકાશ અને સુખથી પૂર્ણ બનાવી ઉદાત્ત અવસ્થામાં લઈ જવાય છે. તમામ ધાર્મિક પ્રયાસો અને આધ્યાત્મિક સાધનાનો આ જ આશય છે. આવો આશય સિદ્ધ થવાથી માનવીના મનમાં પરિવર્તન થાય છે અને તે અહંકાર, કદી ન સંતોષાય એવી વાસનાઓ તથા મૃત્યુના ભયરૂપી સાંકળોમાંથી અન્તે મુક્ત બને છે. પરંતુ વ્યક્તિત્વનું આ દૂરગામી પરિવર્તન માત્ર પોતાના જ પુરુષાર્થથી સિદ્ધ થતું નથી આવા પ્રયત્ન સફળ થાય તે માટે વંશવારસાગત ગુણોએ ભૂમિકા તૈયાર કરી હોય એમ પણ બને. ત્યારબાદ જ મરણશીલ માનવી અમરતા તથા દિવ્યતા પ્રાપ્ત કરે છે. ત્યાર પછી જ ભાગ્યશાળી સાધક અવર્ણનીય આંતરિક જગતમાં પ્રવેશ પામી શકે છે. ચેતનાના આ દિવ્ય પ્રદેશમાં માનવીની ઇન્દ્રિયો પ્રવેશ પામી શકતી નથી અને માનવીએ શોધેલા કોઈ સાધનથી એમાં પ્રવેશ કરી શકાતો નથી. આ જગત પારાવાર વધુ વિસ્તાર ધરાવે છે, પારાવાર ગૂઢતા ધરાવે છે તથા પારાવાર સ્તબ્ધ કરી મૂકે તેવું છે. આમ આ જગત સ્થૂળ જગત કરતાં જુદું જ છે. આંતરિક જગતમાં આત્માની ઓળખ દ્વારા પહોંચી શકાય છે. ઇન્દ્રિયો દ્વારા એનું ધ્યાન ધરવાની જરૂર નથી કારણ કે સાક્ષાત્કારની આ દુનિયા મનથી સમજાય એવી દુનિયાથી, બુદ્ધિથી શોધી શકાય એવી દુનિયાથી પર છે. આ બંને જગત વચ્ચેનો તફાવત મધ્યાહ્નના ચમકતા પ્રકાશ તથા રાત્રીના પડછાયા જેટલો છે.

પાંચમી સદીના અંતિમ ભાગમાં થઈ ગયેલા ડાયોનિશિયસ નામના પ્રખ્યાત ખ્રિસ્તી સન્તે આ અવસ્થાનું વર્ણન કરતાં જણાવ્યું છે કે: " પરમ અગમ્ય, પરમ પ્રકાશમય તથા પરમ ઉચ્ચ જે છે તેમાં સાદા, અંતિમ તથા અચળ રહસ્યો સમાયા છે અને તેમની આસપાસ ગૂઢ, શાંત રહસ્યમય અંધકાર છવાયેલો છે, સહુથી વધુ અંધકારમય રાત્રીમાં આ પરમ તત્ત્વ અસામાન્ય રીતે પ્રકાશે છે. નયનો વગરની બુદ્ધિને તે અત્યંત મનોહર પ્રકાશથી ભરી દે છે. અને હે મારા વહાલા મિત્ર, તારી ગૂઢ ધ્યાનની તીવ્ર સાધનામાં તારી ઇન્દ્રિયોને અને તારી બૌદ્ધિક પ્રક્રિયાઓને તુ પાછળ રાખી દે. ઇન્દ્રિયો અને બુદ્ધિથી સમજાય એવી તમામ બાબતોને પાછળ રાખી દે જે કંઇ છે અને જે કંઈ નથી તેને પાછળ રાખી દે અને બની શકે એટલા પ્રમાણમાં અજાણપણે પણ એ પરમાત્માની સાથે એકાકાર બની જા. એ પરમાત્મા જે કંઈ છે તેનાથી પર છે, જ્ઞાનથી પર છે. સંપૂર્ણ રીતે સર્વ કંઈ છે તેનાથી પર થવાથી દૈવી કિરણ તરફ તને દોરી જવામાં આવશે. આમ તું જે કંઈ છે તે સર્વમાંથી મુક્ત થઇશ."

આ વર્ણનની સાથે માંડુક્ય ઉપનિષદમાં આવેલું આ વર્ણન સરખાવો: " જે આંતરિક જગત વિશે જાગૃત નથી અથવા બાહ્ય જગત વિશે જાગૃત નથી, જે

બંને જગત વિશે જાગૃત નથી, એ ચેતનાનો પદાર્થ નથી અથવા સાદી ચેતના નથી કે ચેતનાનો અભાવ નથી, જે અદૃશ્ય છે, જે પ્રયોગોથી પર છે, જે ઇન્દ્રિયોથી અગ્રાહ્ય છે, અનુમાનથી પર છે, વિચારોથી પર છે, અવર્ણનીય છે તેની સાચી સાબિતી માત્ર આત્મા વિશેની શ્રદ્ધામાં જ રહેલી છે. એમાં તમામ પ્રવૃત્તિનો અંત આવે છે. તે અચળ, મંગળ અને અદ્વૈત છે. એ જ આત્મા છે અને એને જ ઓળખવાનો છે."

આ બંનેય આલેખન એક જ અવસ્થાનો ઉલ્લેખ કરે છે, અકથ્ય ગૂઢ અનુભવનો ઉલ્લેખ કરે છે. જે ક્ષેત્રમાં આત્મા પોતાનો વિકાસ સાધે છે ત્યાં બુદ્ધિ પરાજિત થઇને પાછી પડે છે. યોગની સર્વોત્તમ સિદ્ધિ તથા આધ્યાત્મિક સાધનાના પ્રત્યેક સાચા અને નીરોગી સ્વરૂપ એક જ હોઇ શકે. માત્ર વ્યકિતઓના માનસિક બંધારણ અનુસાર વિવિધતાઓ જન્મે છે.

## ૨

# યોગનો આશય કેવી રીતે સિદ્ધ થઇ શકે?

ગૂઢ અવસ્થા હજી પણ ચેતનાની અગમ્ય પ્રક્રિયા છે. એના અનુભવમાં એટલી બધી વિવિધતા છે અને એના પ્રાદુર્ભાવનો વિસ્તાર એટલો વિશાળ છે કે આપણા જ્ઞાનની અત્યારની કક્ષાએ એની ચોક્કસ-સીમા નિશ્ચિત કરવાનું મુશ્કેલ છે. એના અત્યંત સામાન્ય સ્વરૂપમાં આવા સાક્ષાત્કારનો સમય અને તે કેટલા સમય સુધી ચાલશે એની આગાહી થઈ શકે તેમ નથી. આવા સાક્ષાત્કારનો ઝબકારો રાત્રીના અંધકારમાં આકાશમાં ખરી પડતા તારાની માફક ક્ષણાવર માટે પણ હોઇ શકે અથવા તે એકાદ કલાક, અનેક કલાક કે અનેક દિવસો સુધી પણ સતત હોઈ શકે. આવો સાક્ષાત્કાર જીવનમાં એક જ વાર થાય, અનેક વાર થાય, દરરોજ થાય અથવા દર રાત્રીએ વિવિધ સમયે પણ થાય શ્રી રામકૃષ્ણ પરમહંસને આવો અનુભવ થોડા કે લાંબા સમય માટે થતો અથવા ક્યારેક દિવસમાં અનેક વાર થતો. ફોલીગ્નોના સન્ત એન્જેલાને પરમાત્માનું સર્વોત્તમ દર્શન ત્રણ વખત થયું હતું. પ્લોટીનસને આવુ પરમાત્માનું દર્શન છ વર્ષમાં ચાર વખત થયુ હતુ એમ તેના શિષ્ય પોરફીરીએ કહ્યું છે. વિલિયમ જેમ્સે એક પાદરીને થયેલો આવો અનુભવ વર્ણવતાં લખ્યું છે કે: "જીવાત્મા અનંત અવકાશમાં વિકસ્યો ત્યારે શાશ્વત આનંદ પ્રગટ્યો અને ખુમારી પણ પ્રગટી," માત્ર એક જ વાર. મેરગીએડ ઇવાન્સને થયેલો આવો સાક્ષાત્કાર–આત્માનું પરમાત્મા સાથેનું સાયુજ્ય લંબા સમય સુધી ટકી રહેલ અને તે નિદ્રામાં પણ સતત રહેલ. પરશિયાના સંત કવિ શમ્સ–ઇ-તબ્રીઝ સદાય દૈવી ખુમારીમાં મસ્ત રહેતા. "બાહ્ય અવકાશનીય પેલે પાર પડછાયાના અંશ વગરના માર્ગ પર, આત્મા અને શરીરથી પર થઇને હું મારા ખુદાના

આત્મામાં વસું છું." એમ તેઓ કહે છે. જુદા જુદા લોકોને જુદા જુદા સમયે જે જુદા જુદા પ્રકારના અનુભવો થયા છે એ બધામાં વિવિધતા એટલી બધી છે અને આવા અનુભવો એવા અવર્ણનીય છે કે આ બધા અનુભવો પરસ્પર સંબંધ ધરાવે છે અથવા સમાનતા ધરાવે છે એમ કહેવું અત્યંત મુશ્કેલ છે. આવા વ્યવસ્થિત અને નિયમિત સાક્ષાત્કારના દૃષ્ટાન્તો સરખામણીમાં મર્યાદિત છે. એવા કેટલાય મનુષ્યો છે કે જેમણે જીવનમાં એક યા બીજા સમયે આવી દિવ્ય અનુભૂતિ અચાનક, અણધારી રીતે તથા વિચિત્ર સંયોગો વચ્ચે કરી હોય અને એમને લાગ્યું છે કે તેઓ કોઈ નવી દુનિયામાં નવી વ્યવસ્થા હેઠળ આવી ગયા છે. જાણે કોઈ નવા પ્રકારનું કામચલાઉ દર્શન થયું હોય એમ તેમને લાગે છે કે પોતાની આસપાસનુ વાતાવરણ જાણે સ્વપ્નસૃષ્ટિ સમાન બની ગયેલ છે. એમને આ સૃષ્ટિ અવર્ણનીય પ્રકાશમય લાગે છે. પોતે કોણ છે તે પણ તેઓ ક્ષણવાર માટે ભૂલી જાય છે. તેઓ મુક્ત જીવનનો રસાસ્વાદ માણે છે અને ત્યારે તેમને સંસારની કોઈ સમસ્યા કે પૂર્વગ્રહો સતાવતા નથી. સમગ્ર વિશ્વનો દેખાવ એમને બદલાઇ ગયેલો જણાય છે અને એમાં એવી ભવ્યતાનાં દર્શન થાય છે કે મન અપાર મુગ્ધતા અનુભવે છે.

આવો જ અનુભવ ઓછીવત્તી તીવ્રતા સાથે ઘણાંને સ્વપ્નમાં અથવા જાગૃતિ અને સુષુપ્ત અવસ્થાની વચ્ચેની અવસ્થામાં થાય છે. એમને લાગે છે કે પોતાની આસપાસ સ્વર્ગ ખડું થયું છે અને એમાં પરમ આનંદ સમાયેલો છે. પોતે સૌન્દર્ય પી રહ્યા છે અને પોતાની આસપાસના સ્વર્ગનો પ્રકાશ પોતે આત્મસાત્ કરી રહ્યા છે, જાગૃત અવસ્થામાં જેનો અનુભવ સાવ અજાણ્યો હોય એવી આનંદની ખુમારીથી કોઇ દૈવી પદાર્થ કે દેવતાને જોઈ રહ્યા છે. ઘણાખરા લોકો જેમને પોતાના જીવનમાં માત્ર અમુક જ પ્રસંગોએ કોઇપણ પ્રકારનો ગૂઢ અનુભવ થયો હોય તેઓ ઘણીવાર પોતાના આવા અંગત અનુભવો બીજાઓને જણાવવા તૈયાર થતા નથી કારણ કે એમના મનમાં એવો ખોટો ખ્યાલ હોય છે કે આવો અનુભવ કદાચ અસામાન્ય હશે, ભાગ્યે જ થતો હશે, માત્ર પોતાને જ થયો હશે અથવા પોતે પોતાનો આવો અનુભવ જો બીજા કોઇને કહેશે તો તેઓ પોતાની મજાક ઉડાવશે. સંગીતના અમુક સૂરથી કે ગીતથી, કોઈ સુંદર ચીજનાં દર્શનથી, પવિત્ર મંદિરના વાતાવરણથી અથવા પ્રેમભર્યા આલિંગનથી સામાન્ય જાગૃત અવસ્થા ભેદાઈ જાય છે અને તરત જ માનવી ખુમારીની, મસ્તીની કોઈ અલૌકિક સ્થિતિ અનુભવે છે અને એમાં પરમ આનંદ અનુભવે છે. આવા અનુભવના વર્ણનની શક્તિ તથા પોતાની જ લાગણીઓનું મૂલ્યાંકન તથા માનસિક સ્થિતિ—આ ત્રણેય બાબતના વિવિધ લોકોના અનુભવો પણ વિવિધ હોય છે. આવા કેટલાક લોકો નાની અને નજીવી ઘટનાને પણ આલંકારિક ભવ્ય શૈલીમાં વર્ણન કરવાનો સ્વભાવ ધરાવે છે જ્યારે બીજા કેટલાક

એવા પણ છે કે જાણીતા સન્તો અને તત્ત્વજ્ઞાનીઓની માફક તેમને નોંધપાત્ર અનુભવો થયા છે છતાંપણ તે દર્શાવવાની એમની શક્તિ મર્યાદિત હોય છે.

કેટલાક લોકોએ કદી યોગની અથવા બીજા કોઈ પ્રકારની આધ્યાત્મિક સાધના કરી હોતી નથી. તેઓ ખાસ ભક્તિ પણ કરતા નથી અથવા ભારે ધાર્મિક પણ હોતા નથી. આવા લોકોને જ્યારે ઇન્દ્રિયાતીત અનુભવો થાય છે ત્યારે આ સમસ્યા ગૂઢ બની જાય છે અને તેને માટે કોઇપણ ચાલુ કારણો આપી શકાતાં નથી. વર્ડ્ઝવર્થ, ટેનીસન, શારલોટી બ્રોન્ટે, સી. ઇ મોન્ટેગ્યુ, પ્લેટો, વ્હીટમેન, મારસેલ પ્રાઉસ્ટ, નિત્શે અને બીજા અનેક લેખકો, વિચારકો એ બધાએ જે દૈવી મસ્તીભરી ખુમારીનું આલેખન કર્યું છે તથા પશ્ચિમના પ્રખ્યાત મહાત્માઓ તથા પૂર્વના યોગીઓએ જે ખુમારીનું આલેખન કર્યું છે એ બે વચ્ચે મૂળભૂત એકતા છે એનો કોઈ ઇનકાર કરી શકે તેમ નથી અનેક દેશો અને અનેક સંસ્કૃતિઓના બીજા એવા અસંખ્ય માનવીઓ હોઈ શકે કે જેમને સામાન્ય સંસારી જીવન દરમિયાન આકાશમાંથી વજ્ર પડે એમ એક યા બીજા સમયે આવો અનુભવ થયો હોય અને આવા લોકોને આવા અનુભવોનું વર્ણન કરવાની મરજી હોતી નથી અથવા સાહિત્યની ભાષામાં એનું આલેખન કરવાની એમનામાં શક્તિ પણ હોતી નથી. કેટલાક લોકોએ જીવનભર પોતાના ઇષ્ટ દેવતાની ભક્તિ કરી હોય છે, સંસારના તમામ પ્રલોભનો અને ઉપભોગોનો પણ તેમણે ત્યાગ કર્યો હોય છે. યોગની સાધના તેમણે સતત અને કડક રીતે કરેલી હોય છે. છતાં ક્યારેક તેમને એ બધાનું કશું ફળ મળતું નથી તો ક્યારેક એમને જે ફળ મળે છે તેવું જ ફળ તેવી જ રીતે કોઈ સામાન્ય સંસારી માનવ કે જેણે આવી કોઇ સાધના કરી હોતી નથી એને પણ મળી જાય છે. આ હકીકત હોવા છતાં ક્યારેક તે પણ માનવામાં આવતી નથી. પણ આ એક ઐતિહાસિક સત્ય છે અને તેનું કોઇ સંતોષજનક સ્પષ્ટીકરણ હજી સુધી થઈ શક્યું નથી.

સાક્ષાત્કારના આવા અદ્વૈત અનુભવ દરમિયાન ક્યારેક ક્ષણવાર માટે સાંસારિક જીવનમાં જીવાત્મા વીંટળાયેલો છે એ ખ્યાલમાંથી મુક્તિ મળે છે અને પ્રકૃતિ સાથે તાદાત્મ્યનો અનુભવ થાય છે. અંદરથી કોઈ નવીન તથા ગૂઢ જીવન પાંગરતું હોય એમ લાગે છે. મહાત્મા જેકોબ બોહમે પોતાના આવા અનુભવનું વર્ણન કરતાં જણાવ્યુ છે કે: "મારા આત્માનો દરવાજો વીજળીના ઝબકારાની માફક ઊઘડતો મને લાગ્યો. પછી મેં જે કંઇ જોયું અને જાણ્યુ એનો ઉપદેશ કોઇ ધર્મગ્રંથમાં નથી." દૈવી ખુમારીની આ મસ્ત દશાનુ વર્ણન અભિનવગુપ્તે આ શબ્દોમાં કર્યું છે:

હે ભૈરવનાથ ( ભગવાન શિવ )

તમે અશરણના શરણ, પરમાત્મા છો.

જડ અને ચેતનમાં તમે વ્યાપેલા છો.

તમે શુદ્ધ ચૈતન્ય, એકમેવ, શાશ્વત અને અનંત છો.

તમારી કૃપાના બળ વડે જ જગત આજે મને તમારા શરીર સમાન જણાય છે,હે મહેશ્વર તમે જ મારા આત્માસ્વરૂપે જણાવ છો અને તેથી મને લાગે છે કે હું આ સૃષ્ટિરૂપ છું.

ગૂઢ અનુભવનું મુખ્ય મૂળ ચૈતન્યમાં રહેલું છે અને પ્રત્યેક મનુષ્યમાં સમાન ચૈતન્ય હોતું નથી. આવા અનુભવ પરથી આપણને સમજાય છે કે વ્યક્તિત્વનું મૂળભૂત ઘટક તત્ત્વ અર્થાત્ ચૈતન્ય વિવિધ લોકોમાં વિવિધ હોય છે જ્યારે આપણે કહીએ છીએ કે અમુક મનુષ્ય બુદ્ધિશાળી છે અને અમુક મનુષ્ય બુદ્ધિમંદ છે અથવા એક માનવી બીજા કરતાં વધુ કલાપ્રિય અથવા સંવેદનશીલ છે ત્યારે આપણે એનામાં રહેલા વ્યક્તિત્વના ચૈતન્યની જ આપણા ચૈતન્યની માફક વાત કરતા હોઈએ છીએ પણ એમાં તફાવત એટલો હોય છે કે તે વ્યક્તિ વધારે કે ઓછી બુદ્ધિમાન અથવા વધારે કે ઓછી સંવેદનશીલ હોય છે જ્યારે મૂળભૂત રીતે આ ખોટી વિચારણા છે કારણ કે જેવી રીતે બે ચહેરા અથવા વિચારોની બે ધારા સમાન હોય નહી તેમ વ્યક્તિત્વ અથવા આત્માના બાહ્ય આવિષ્કારરૂપ ચૈતન્યના બે એકમરૂપ બે વ્યક્તિઓમાં અથવા જોડિયા જન્મેલી વ્યક્તિઓમાં પણ સમાન ચૈતન્ય હોતું નથી. માનવચૈતન્યના પ્રત્યેક એકમને પોતાનું કદ, પોતાનો વિસ્તાર, પોતાની ઊંડાઇ, પોતાની દૃષ્ટિ, સમજશક્તિ તથા વેધકતા હોય છે. એને પોતાની સ્મૃતિ, આવેશ તથા કામનાની તીવ્રતા હોય છે. દરેક વ્યક્તિત્વ પર સ્પષ્ટ છાપ અંકિત કરવામાં આવી હોય છે અને આ છાપ અનુસાર માનવીનું જીવન હોય છે. સાચી ગૂઢ ભાવાવસ્થામાં માનવીના મનના સહુથી ઊંડા પડમાં પોતાનાં મૂળ ધરાવતુ આ દરરોજનું વ્યક્તિત્વ થોડા સમય માટે ઓગળી જાય છે, એના સામાન્ય રીતે ખૂબ જ મજબૂત રીતે બંધ રહેતા દ્વાર ઊઘડી જાય છે અને જે ભાગ અત્યાર સુધી ખાલી હતો તેમાં તે નવા પ્રકારના જીવનને, ચૈતન્યના નવા સ્વરૂપને ભરી દે છે અને તે અગાઉની સંકુચિત સીમાઓ ઓળંગીને વહે છે અને મૂળ વ્યક્તિત્વનો લોપ થઇ આશ્ચર્યની, મુગ્ધતાની, ઉચ્ચ અવસ્થાની, આનંદની, આશ્ચર્યની સર્વવ્યાપીપણાની, અનંતતાની તથા સર્વોપરીપણાની લાગણી થાય છે અને એનો ઝાંખો પડછાયો મનમાં રહી જાય છે. જો આવો ઝાંખો પડછાયો પાછળ રહી જતો ન હોય તો સામાન્ય ચૈતન્ય આવા અસામાન્ય અનુભવને યાદ કરી શકે નહીં. આવો સાધક આવી અવસ્થામાં પડેલી કોઇપણ છાપ યાદ કર્યા સિવાય, સ્વપ્ન વગરની નિદ્રામાંથી જાગૃત થતા માનવીની માફક પાછો વાસ્તવિક અવસ્થામાં આવી જાય. નિર્વિકલ્પ સમાધિમાં પણ સામાન્ય જીવાત્માનો પડછાયો ચાલુ જ રહે છે

અને તે પોતે જોયેલા ભવ્ય સ્વપ્નને યાદ કરે છે. આવા હચમચાવી નાખે તેવા અનુભવથી જીવાત્મા ઢંકાઈ જાય છે અને તેની આસપાસ વીંટળાયેલા અનન્ત પરમ તત્ત્વની આગળ તે અણુસમાન બની જાય છે. આમ છતાં એનામાં પોતાની અને પરમાત્માની વચ્ચે તુલના કરવા જેટલી શક્તિ તો રહી હોય છે જ. પૃથ્વી પર આવો અનુભવ સામાન્ય રીતે થતો નથી અને તે અવર્ણનીય છે અને જેવી રીતે જલબિંદુ પોતાના મૂળ મહાસાગરમાં મળી જાય તેમ આ થોડી ક્ષણો માટે શબ્દાતીત આનંદ અનુભવી તે ચૈતન્યના મહાસાગરમાં મળી જાય છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાના અગિયારમા અધ્યાયમાં જે વિશ્વરૂપનું વર્ણન છે એમાં અર્જુનને થયેલો આવો અનુભવ દર્શાવ્યો છે. અર્જુન ગૂઢ ધ્યાનની સર્વોચ્ચ અવસ્થામાં પણ જે માનવસહજ અંશો રહેલા છે તે દર્શાવે છે જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન પરમાત્માનું સ્વરૂપ છે. જ્યારે શ્રીકૃષ્ણ ભગવાનની કૃપાથી અર્જુનને સંપૂર્ણ શરણાગતિની અવસ્થામાં અનંત અવર્ણનીય વિશ્વનું–વિશ્વરૂપમાં પરમાત્માનું દર્શન થયું ત્યારબાદ પણ આ સ્વરૂપદર્શનનો આભાસ એના મનમાં રહ્યો હતો. માનવીનું મન જો આવા ગૂઢ સાયુજ્યનો વાસ્તવિક અનુભવ કરી શકતું હોય અને આ અવસ્થા જો માત્ર ભ્રામક અવસ્થા ન હોય તો કોઈપણ સમયે, કોઈપણ સંસ્કૃતિમાં તમામ ધર્મના દાર્શનિકોએ જે અવસ્થાનો અનુભવ કર્યો હોય તેવા વિવિધ દાર્શનિકોના અનુભવો વચ્ચે એકવાક્યતા હોવી જોઈએ એક ધર્મના માનવીઓ માટે બીજા ધર્મ કે સંપ્રદાયના માનવીઓએ પોતાના આવા અનુભવોનું જે વર્ણન કરેલું હોય એનું મહત્ત્વ ઓછું આંકવું અથવા આવા અનુભવ સાચા હોવા વિશે સવાલ ઉઠાવવો તે આવા અનુભવની સત્યતાની શંકા કરવાનો સચોટ માર્ગ છે અને આવી રીતે ધર્મના મૂળ પાયા પર પણ શંકા થાય છે. ગૂઢ જ્ઞાન વિશે લખનારા કેટલાક લેખકોમાં ઉપનિષદોમાં આલેખાયેલા આત્મા અને પરમાત્માના સાયુજ્યના સર્વોચ્ચ અનુભવનું મૂલ્ય ઘટાડવાનું વલણ હોય છે. આવું અદ્વૈત બુદ્ધિથી સમજાવી શકાય એવી તમામ ઘટનાઓથી પર હોય છે. ગૂઢ ધ્યાનની સર્વોચ્ચ અવસ્થામાં જે પ્રત્યક્ષ જ્ઞાન મળે છે એવા જ્ઞાનનો આવા ટીકાકારોમાં અભાવ હોય છે. ડીન ઇન્જે એવો મત દર્શાવ્યો છે કે ભારતના સંતો સાક્ષાત્કારની સર્વોચ્ચ અવસ્થાની જે વાત કરે છે તે તો માત્ર જડતા છે, એમાં જીવાત્માનો સંપૂર્ણ લોપ થઈ જાય છે. ડીન ઇન્જની આવી માન્યતાનું કારણ છે દૈવી તત્ત્વનો એમનો સાંપ્રદાયિક ખ્યાલ. પરમાત્માનું સ્વરૂપ અમુક જ પ્રકારનું છે અથવા અમુક જ પદ્ધતિથી પરમાત્માનો સાક્ષાત્કાર થઈ શકે એમ કહેવાથી પરમાત્માને આપણે ક્ષુદ્ર માનવીની શુષ્ક અવસ્થામાં ઉતારી પાડીએ છીએ. વળી ડીન ઇન્જનો મત એમની જ વિરુદ્ધ જાય છે કારણ કે આવા અનુભવથી જો જીવાત્માનો લોપ થતો હોય, આત્માની નિરીક્ષણશક્તિનો સંપૂર્ણ નાશ થતો હોય તો સાક્ષાત્કાર કરનાર દ્રષ્ટાઓ જ્યારે

સામાન્ય સ્થિતિમાં આવી જાય ત્યારે 'નેતિ નેતિ' એવા શબ્દો વડે પણ તાદૃશ વર્ણન કરી જ કેવી રીતે શકે?

સાક્ષાત્કારની આવી અવસ્થાના સાચા સ્વરૂપ વિશે બુદ્ધિમાનો પણ ખોટો ખ્યાલ ધરાવે છે એ દેખીતું છે. આવો સાક્ષાત્કાર જેને કોઈ દિવસ થયો ન હોય એને માટે આત્મા પરમાત્મામાં લીન થવા જાય ત્યારે ધ્યાનરૂપ મનની કેવી અવસ્થા થાય છે એની કલ્પના તે કરી શકે તેમ નથી. આપણે જેવી રીતે ઇન્દ્રિયોના વિષયોને સમજી શકીએ છીએ અથવા મનમાં રહેલા સૂક્ષ્મ વિચારોને સમજી શકીએ છીએ એવી જ રીતે જો પરમાત્માને સમજવાના હોય તો આ ગૂઢ અનુભવ સંસારના એક સામાન્ય અનુભવ જેવો જ બની રહે, માત્ર એ જરા ભવ્ય, પ્રભાવશાળી તથા ઊંચા પ્રકારનો અનુભવ લાગે એટલું જ, છતાં તે માત્ર એક સ્થૂળ પ્રકારનો જ અનુભવ બની રહે. સામાન્ય અર્થમાં આપણને જે રીતે જ્ઞાન પ્રાપ્ત થાય છે એની સાથે પરમાત્માના ઇન્દ્રિયાતીત જ્ઞાનને કોઇપણ કલ્પનાથી પણ સરખાવી શકાય નહીં. આવા અનુભવ પછી માનવીમાં નવી સૂક્ષ્મ બુદ્ધિની શક્તિનો વિકાસ થવો જોઇએ, દર્શનનો નવો માર્ગ ખૂલવો જોઇએ, સાધકમાં મૂળભૂત પરિવર્તન થવું જોઇએ, આત્માની નિરીક્ષણની સામાન્ય શક્તિઓમાં વધારો થવો જોઇએ કે જેથી તે પરમાત્માનો ક્ષણિક ઝબકારો પણ પામી શકે. તમામ સેમિટિક ધર્મોમાં પરમાત્માની કલ્પના આત્માના બનાવનાર કે સ્વામી તરીકે કરવામાં આવી છે અને વેદાન્ત અનુસાર આત્મા પરમાત્માની માફક નિર્ગુણ ગણવામાં આવ્યો હોવાથી પરમાત્માને સમજવા માટે પહેલા જૂથે સ્થૂળ શરીરની મર્યાદાઓથી પર થવાનું છે અને બીજા જૂથે માયાના બંધનોથી પર થવાનું છે. માનવસહજ જ્ઞાનની અવસ્થાથી પર થવા માટે–અનન્ત પરમાત્માને પહોંચવા માટે ચૈતન્યના અસીમ તલને પહોંચી સમગ્ર વિશ્વને સમજવા માટે આવી સમજ જરૂરી છે.

બીજા શબ્દોમાં કહીએ તો આનો અર્થ એ થાય છે કે સામાન્ય રીતે જે પરમ તત્ત્વને માનવી ઇન્દ્રિયોના સાધનથી અને મનથી સમજી શકતો નથી એ પરમ તત્ત્વના ક્ષણિક અથવા થોડા સરખા પણ જ્ઞાન માટે અલૌકિક ગુણો ધારણ કરવા જોઇએ અને અલૌકિક અવસ્થા પ્રાપ્ત કરવી જોઇએ અને અનંતને સમજવા માટે પોતે સીમાબદ્ધ રહેવું ન જોઇએ. આવી ઇન્દ્રિયાતીત અવસ્થામા આવા સર્જક, સ્વામી અથવા આત્માના સત્ત્વ અને આત્મા વચ્ચેના આનંદમય અદ્વૈતમાં–ઘટનાના પૂર્વ તથા પશ્ચિમના અર્થમાં સિદ્ધપુરુષ જુદા જ વિશ્વમાં વિચરતો હોય છે ત્યારે તે કેવી રીતે નક્કી કરી શકે કે જ્ઞાનનો પ્રકાશ ક્યાં પૂરો થાય છે અને પરમાત્માનો પ્રકાશ ક્યાં શરૂ થાય છે? માનવીનું મર્યાદિત વ્યક્તિત્વ સાગરમાં નાખેલા મીઠાના એક કણની માફક જ્યારે કિનારા વગરના જીવનના પ્રવાહના સંપર્કમાં આવે છે

ત્યારે એ વ્યક્તિત્વ ઓગળી જાય છે અને વિસ્તરવા લાગે છે. તે પોતાના મનની તમામ સંપત્તિનું આનંદપૂર્વક સમર્પણ કરે છે. પોતાની તથા આવી સૂક્ષ્મ વિરાટ અવસ્થાની વચ્ચે આવતી પોતાની પ્રત્યેક વ્યક્તિગત વિશેષતાઓનો ત્યાગ કરે છે. પરમાત્માથી અલગ રહેલો સામાન્ય માનવી તૃષ્ણા, જરા તથા મૃત્યુથી પીડા પામે છે એને બદલે આવો સાધક પ્રકાશમય, સનાતન તથા સર્વરૂપ પરમાત્મા સાથે એકતા સાધી અમાપ આનંદ પામી સુખી થાય છે. કાશ્મીરની પ્રખ્યાત સંત કવયિત્રી લલ્લાદેઇ કહે છે :

સમીપમાં સદાય મારી તું હતો
તોય પડછાયા ઢળેલા ત્યાં સુધી
હું તને બસ શોધતો રહ્યો.

આ કવયિત્રી અન્યત્ર કહે છે કે :

જ્યારે મેં જાણ્યો તને
ત્યારે જણાયું કે બધે બસ તું જ છે
'હું' નથી (એ વાત કેવળ સત્ય છે.)

બ્રહ્મભાવ અથવા નિર્વાણનું વર્ણન વાંચ્યા પછી પાશ્ચાત્ય લેખકો જેને વિલોપન અથવા નિઃશેષ અવસ્થા (એક્સટીંક્શન અથવા એનીહીલેશન) કહે છે તે હકીકતમાં આત્મા તથા પરમાત્મા વચ્ચેની ભેદરેખા ભૂંસી નાખવાની ક્રિયા છે એક વાર સાગરમાં પલટાયા પછી ક્ષણિક પરપોટા જેવા અનિશ્ચિત અને કષ્ટદાયક જીવનમાં કોણ પાછું આવે ?

આવી ગૂઢ અદ્વૈતની અવસ્થામાં વ્યક્તિત્વનો સંપૂર્ણ લોપ થાય છે એવા ખોટા ખ્યાલને કારણે આવી ભૂલ થાય છે. પરંતુ આમ બનતું નથી, કારણ કે જો આમ બને તો આવી સર્વોચ્ચ અનુભૂતિમાંથી પ્રગટતું સુખ અને ભવ્યતા ચાલી જાય. સૂફી સાહિત્યમાં જે 'ફના' શબ્દનો ઉપયોગ થાય છે તેમાં પણ આવી ગેરસમજ થઈ શકે છે. 'ફના'નો અર્થ 'નાશ પામવું' એવો થાય છે. ઇન્દ્રિયોએ જે મર્યાદા ઊભી કરી છે તેને પાર જવા માટે, અત્યાર સુધી અગમ્ય રહેલને સમજવા માટે તથા અગાઉ જે અજ્ઞેય હતું તેનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે માનવીના અહંકારી તથા સંકુચિત વ્યક્તિત્વનું વિલોપન કરવું જોઇએ કે જેથી પરમ અવસ્થા પ્રાપ્ત કરવા માટે અનુકૂળતા થાય. જ્યારે આવુ તાદાત્મય સધાય છે ત્યારે દૈવી ખુમારી પ્રગટે છે અને એનુ મનોહર વર્ણન સૂફી કવિઓએ કર્યું છે. સચ્ચિદાનંદની આવી અવસ્થામાં મસ્તી અનુભવતો આત્મા અહંકારની મર્યાદાઓ તોડી નાખે છે તથા શરીરનો, સંસારનો તથા ઇન્દ્રિયોના વિષયોનો ખ્યાલ છોડી દે છે તથા માનવીની ભાષામાં વર્ણવી ન શકાય એવી આશ્ચર્યકારક સુખદ, પરમ ચૈતન્યમય અને અત્યંત

વિસ્મયજનક એવી અવસ્થામાં મગ્ન રહે છે. માનવીના શરીરમાં જે જીવન રહેલું છે તે જાગૃતિમાં, બુદ્ધિમત્તામાં તથા વધુ ઊંચા ભાવોની તીવ્રતામાં સેંકડો ગણું વિશાળ કરવામાં આવે તો પણ આવી સમાધિની અવસ્થામાં જે મસ્તી અનુભવાય છે એની તોલે તે આવી શકતું નથી.

આત્માની આવી મસ્તીનું વર્ણન ઇજીપ્તના સંત મેકેરિયસે આ પ્રમાણે કરેલું છેઃ "અને પછી એમ બને છે કે આખા દિવસમાં કશો આરામ મળતો ન હોવાથી તે આ એક કલાક પ્રાર્થના કરે છે. એનો આત્મા પ્રાર્થનામાં આનંદ અનુભવે છે. બીજી દુનિયાના અગાધ ઊંડાણમાં એનું મન એવી મધુરતા અનુભવે છે અને મૃદુ બનીને એટલે દૂર ચાલી જાય છે કે તે પોતાનું અસ્તિત્વ ભૂલી જાય છે કારણ કે એનામાં દૈવી અને સ્વર્ગીય અંશો ઊતરે છે અને તે અનન્ત તથા અગમ્ય પરમાત્મા પાસે પહોંચી જાય છે. ત્યાં જે અનુભૂતિ થાય છે તે માનવીની વાણીમાં વ્યક્ત કરી શકાય તેમ નથી. આથી તે આ સમયે એવી પ્રાર્થના કરે છે કે : "હું ઇચ્છું છું કે પ્રાર્થનાની સાથે મારો આત્મા પણ આગળ વધે. પ્રાર્થના અથવા ધ્યાન દ્વારા અથવા માત્ર પરમાત્માના સ્વરૂપનું આહ્વાન કરીને આત્મા પરમાત્મા સાથે તાદાત્મ્ય અનુભવે છે. કોઇ શક્તિશાળી બળથી ખેંચાઇને આત્મા ઉચ્ચ અવસ્થાએ પહોંચી જાય છે." શમ્સ-ઈ-તબ્રીઝના શબ્દોમાં કહીએ તો : "તમામ વિશેષતાઓથી મુક્ત બનેલો તથા સંસારના બંધનથી મુક્ત બનેલો જીવાત્મા પરમાત્મા સાથે એવું અદ્વૈત અનુભવે છે કે કોઈ ભેદભાવ રહેતો નથી. આ અવસ્થામાં સ્થૂળ સ્વરૂપનાં લંગરને તોડીને મુક્ત બનેલો જીવાત્મા સંસારને તથા તેની સમસ્યાઓને ભૂલી જાય છે અને સાગર પર પડતા વર્ષાના જલબિંદુની માફક અનંતમાં સરી પડે છે

દિવ્ય અનુભવ માત્ર અમુક જ જૂથના લોકોની દષ્ટિએ અથવા અમુક ધર્મની દષ્ટિએ નિહાળવો ન જોઇએ પરંતુ તેને સમગ્ર વિશ્વના માનવીઓ માટેના અનુભવ તરીકે ગણવો જોઇએ. આવો દિવ્ય અનુભવ ખરેખર કેવા સ્વરૂપનો છે તે વિશે આપણે હજીપણ અજાણ છીએ. વૈદિક સમય દરમ્યાન આશરે ત્રણ હજાર વર્ષ અગાઉ જે પરમાત્માના આવા સાક્ષાત્કાર થતા હતા એમના સ્વરૂપ અને આજના આવા અનુભવના સ્વરૂપ વચ્ચે કશો મૂળભૂત ભેદ નથી. આ બાબત વિરોધાભાસી જણાય છે પણ માનવજાતિની સામાન્ય બૌદ્ધિક સપાટીમાં થયેલા સુધારાની સાથે જ પ્રગતિ સાધવાને બદલે આ દિશામાં પીછેહઠ થઈ છે આ બાબત સમજવાની ઝંખના ઘણી છે છતાં પણ તાજેતરમાં પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકનારા માનવીઓની સંખ્યા પ્રાચીન અને મધ્યકાળમાં પરમાત્માનો સાક્ષાત્કાર પામી શકનારાઓની સંખ્યા કરતાં ઘણી ઘટતી ચાલી છે. સાક્ષાત્કારના આ ગૂઢ અનુભવમાં પરમાત્માનો સાક્ષાત્કાર અપરોક્ષાનુભૂતિરૂપે થાય છે તો મનુષ્યો માટે વધુ રસદાયક અને વધુ અગત્યનું સાધના માટે કંઈ હોઈ શકે ખરું ?

પરંતુ આવી ખોજ ગંભીરતાથી કરવામાં આવતી નથી એ સ્પષ્ટ રીતે દર્શાવે છે કે નિર્ણય કરવામાં નિષ્ણાત એવા માનવીઓએ આવા અનુભવને સાચો ગણ્યો નથી અથવા કેટલાક કારણોસર એને કશી અગત્ય આપવામાં આવતી નથી.

આનું કારણ ગમે તે હોય પરંતુ આ ગ્રંથમાં જે હકીકતો દર્શાવવામાં આવી છે એના પ્રકાશમાં જોઈએ તો સાચા અનુભવની ગૂઢ સમસ્યા પાછળ આજે અસંખ્ય પરિશ્રમશીલ સંશોધકો જે ધ્યાન આપે છે તથા જે પરિશ્રમ કરે છે તેના કરતા વધુ ધ્યાન તથા પરિશ્રમ તે માંગી લે છે. આવો અનુભવ ધર્મ સાથે સંકળાયેલો છે. વળી ભૂતકાળમાં ઘણાખરા સાધકોએ એવી માન્યતા સાથે આવી સાધના કરી હતી કે જે સાધના અને તપ કરવામાં આવે તે એકમાત્ર માર્ગ પરમાત્માને પામવાનો છે અથવા આ દુઃખમય સંસારમાં જન્મમરણના ફેરામાંથી મુક્ત થવાનો માત્ર આ જ માર્ગ છે. આથી તેઓ આવા સાક્ષાત્કારને ધર્મની સર્વોત્તમ સિદ્ધિ ગણતા હતા. પરિણામે આવા અનુભવો વિવિધ સંપ્રદાયોના તૂત અને વહેમની સાથે ગુંચવાઈ ગયા અને હજી સુધી આવી ગૂંચવણ ચાલુ જ છે કોઇ સાધકો કે સાધકોના જૂથોએ અમુક ધર્મ કે સંપ્રદાયના સિદ્ધાંતો અને આદેશો સામે બળવાનો અવાજ ઉઠાવ્યો ત્યારે એમાંથી વળી નવો સંપ્રદાય જન્મ્યો અને એનાય ક્રિયાકાંડ તથા સિદ્ધાંતો શરૂ થઇ ગયા જે સમય જતાં અગાઉના સંપ્રદાયોના ક્રિયાકાંડ તથા સિદ્ધાંતોની માફક જ જડ થઇ ગયા તથા એમની પ્રગતિ અટકી ગઈ. કેટલાક પોતાને થયેલા ભવ્ય દર્શનથી તણાઇ ગયા અને પોતાને જે પરમાત્માના દર્શન થયા તેની સાથે તેઓ એકાકાર બની ગયા અને સંસારની તથા માનવજાતિની તમામ સમસ્યાઓને અત્યંત તુચ્છ ગણવા લાગ્યા. પરમાત્મા સાથેના આવા તાદાત્મ્યની સરખામણીમાં એમને સંસારની બાબતો ધ્યાન ન આપવા યોગ્ય લાગી. વધુ પડતા ઉત્સાહી અને અજ્ઞાની માનવીઓનું આવું માનસિક વલણ બીજે છેડે ખેંચી ગયું અને આવા માનવીઓ સંસાર અને એની સમસ્યાઓથી વિમુખ બનવા લાગ્યા. તેઓ શરીરની અને શારીરિક જરૂરતોની અવગણના કરવા લાગ્યા, વધુ પડતું આત્મદમન તથા આત્મપીડન કરવા લાગ્યા, જીવન પ્રત્યે અભાવ કેળવવા લાગ્યા. બુદ્ધિને વિકૃત તથા કુરૂપ કરવા લાગ્યા. તેઓ બીજી દુનિયાના ખ્યાલમાં એટલા બધા મગ્ન રહેવા લાગ્યા કે એને પરિણામે તેઓ કેવળ કલ્પના અને ભ્રમનો ભોગ થઈ પડયા.

પ્રભુ ખ્રીસ્તના જન્મથી બે હજાર વર્ષ અગાઉના સમયથી શરૂ કરી યુગો દરમિયાન વખતોવખત જગતના વિવિધ ભાગોમાં એવા વિશિષ્ટ માનવીઓ થઈ ગયા કે જેમણે કોઈ અલૌકિક દિવ્ય શક્તિ સાથે પોતાનો સંબંધ હોવાનું હિમ્મતપૂર્વક જાહેર કર્યું એ એક ઐતિહાસિક સત્ય છે. તેમણે પોતાની અસામાન્ય વાણી તથા લખાણોથી ઊંચા નૈતિક ગુણોથી તથા બૌદ્ધિક ગુણોથી

પોતાના અનુભવોની પ્રતીતિ પોતાના અનુયાયીઓને સંતોષ થાય એવી રીતે કરાવી આપી, પરિણામે ઇતિહાસમાં તેમને નામના મળી અને એની સ્મૃતિ આજે પણ એવી ને એવી તાજી છે. જ્યારે બૌદ્ધિક તથા વૈજ્ઞાનિક સિદ્ધિઓના આજના યુગમાં પણ એમના અનુભવો સમસ્યા જેવા લાગે છે અને આવા અનુભવોના રહસ્યનો પાર હજી પણ પામી શકાયો નથી. તેઓ યોગના તથા અન્ય આધ્યાત્મિક સાધનાઓના સ્થાપક છે. આવા તમામ પ્રખ્યાત માનવીઓમાં અમુક ગુણો એકસરખા જોવા મળતા હતા જેની ચર્ચા આ ગ્રંથમાં પાછળથી કરવામાં આવશે. પોતાના દેશના અને પોતાના લોકોને તેઓ આધ્યાત્મિક આદર્શો સમજાવતા તથા એ આદર્શો સિદ્ધ કરવા માટે તેઓમાંના ઘણાખરાએ જનતામાં અપૂર્વ ઉત્સાહના મોજાં ફેલાવ્યા હતા અને તે માટે એમને માર્ગદર્શન આવા દિવ્ય સ્વાનુરૂપ અનુભવમાંથી પ્રાપ્ત થયુ હતુ. મનુષ્યના શરીરમાં કોઈ અસામાન્ય શક્તિનો વપરાયા વગરનો ભંડાર ભરેલો છે અને માનવીના મનમાં શક્યતાઓ સંતાયેલી છે. આને લીધે જ અત્યાર સુધી ગૂઢ ઘટનાઓ બન્યા કરે છે એવો બુદ્ધિપૂર્વકનો ખુલાસો કરી શકાય આ બાબતનું સ્પષ્ટીકરણ હવે પછી કરવામાં આવશે. ઘણાખરા માનવીઓમાં આવી શક્તિ સુષુપ્ત રહેતી હોવા છતાં આવા અસમાન્ય મનુષ્યોમાં કોઇ પણ કારણસર આવી શક્તિ જાગૃત થઈ હતી.

એક વાર જો આ સ્પષ્ટીકરણ માન્ય રાખવામાં આવે તો ગૂઢ અનુભવની આસપાસ જે અભેદ્ય અંધકાર જણાય છે ત્યાં પ્રકાશનું કિરણ જણાવા લાગે છે. આવા દિવ્ય સાક્ષાત્કારના અનુભવો વિવિધ પ્રકારના હોય છે, વિવિધ રીતે ઘડાયેલા માનવીઓ પર એની વિવિધ પ્રમાણમાં અસર થાય છે કેટલાકમાં જન્મથી જ આવી સૂક્ષ્મ શક્તિ હોય છે અને કેટલાકને એમની મનોદૈહિક સ્થિતિ અનુસાર વિવિધ સાધનાની જરૂર પડે છે, એ બધી બાબતો હવે થોડાઘણા અંશે સમજાવવામાં આવી છે. કહેવાતી અલૌકિક ઘટનાઓ તથા ધાર્મિક બુદ્ધિમત્તા પર સંસ્કૃતિમાં અત્યાર સુધી અગમ્યતાનું આવરણ છેક શરૂઆતથી જ હતું. આ બાબતનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણે આ લોકને છોડી દઇને કોઈ ગૂઢ અલૌકિક પ્રદેશમાં પ્રવેશ કરતા નથી. આપણે કોઇ ધૂની ભગવાનના રાજ્યમાં કે બીજા કોઈ દેવીદેવતાના રાજ્યમાં પ્રવેશ કરતા નથી કે જે પરમાત્માની પ્રાર્થના કરે, દેહદમન કરે અને બીજાઓને તદ્દન આધ્યાત્મિક અંધકારમાં રાખે તેમને જ દૈવી પ્રકાશ આપે. જેમ અન્યત્ર બને છે તેમ જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં આ મહાન રહસ્યના મૂળમાં રહેલ પ્રકૃતિના અગમ્ય નિયમો તથા માનવ-શરીરમાં રહેલ કોઈ માર્મિક તંત્ર આપણી સામે આવીને ઊભા રહે છે. આ નિયમ અને આ માર્મિક તંત્રને પ્રકૃતિની બીજી બાબતોની માફક કોઇ આશય નજર સમક્ષ હોવા જોઇએ જેમનામાં શક્તિનુ આ કેન્દ્ર જન્મથી સક્રિય બન્યું હતું અથવા જેઓ

શક્તિના આ કેન્દ્રને જાગૃત કરી શક્યા હતા એમનામાં અચૂક રીતે અપવાદરૂપ ગણાય એવી મનની અને આત્માની શક્તિ હતી એ બાબતનો આપણે વિચાર કરીએ તો જરા ય શંકા વગર આપણને સ્પષ્ટ રીતે લાગે છે કે આ ગૂઢ તંત્રનો આશય માનવીની ચેતનાને ઉચ્ચ સ્તરે લઈ જઈ એવા શિખર પર પહોંચાડવાનો છે કે જેના વિશે હાલ તો આપણે માત્ર કલ્પના જ કરવાની રહે છે.

સાચી દૃષ્ટિએ જોવામાં આવે તો ચાલુ ગૂઢ જ્ઞાન ધરાવનાર માનવી સમગ્ર માનવજાતિ માટે ભારે મહત્ત્વનો સંદેશો લઈને આવે છે. આવો માનવી નિષ્ક્રિય અને અંતર્મુખ હોતો નથી, કેટલાક લોકો માને છે તેમ તે પોતાની જ ભ્રમણામાં મસ્ત રહેતો તથા દુનિયાથી દૂર ફેંકાઈ ગયેલો કોઈ નિશ્ચેતન સ્વપ્નદૃષ્ટા નથી. સામાન્ય મનુષ્યો માને છે કે આવો અસામાન્ય મનુષ્ય સંસારથી વિરક્ત હોવો જોઈએ અથવા તેણે વિરક્ત બનવું જોઈશે તથા જીવનના તમામ ઉપભોગનો ત્યાગ કરવો જોઈએ. ગૂઢ જ્ઞાન ધરાવનાર માનવી આવો પણ હોતો નથી. સાધકને જવલ્લે જ અને માત્ર થોડા જ સમય માટે જે ગૂઢ અનુભવ થાય છે એનો આનંદ વાણીથી દર્શાવી શકાતો નથી તથા એનું વર્ણન કરી શકાતું નથી. ભવિષ્યમાં માનવી આવી ઇન્દ્રિયાતીત ચેતના ધરાવતો હશે; પરંતુ વર્તમાન મનુષ્ય આવા સ્વયંસિદ્ધ માનવીનો માત્ર પૂર્વજ જ બની રહેશે, કારણ તે અપૂર્ણ છે. આવો ભાવિ માનવી આત્મસંયમી દૃષ્ટા હશે. ઉપનિષદો અને ગીતામાં આવા આદર્શ માનવીનુ આલેખન છે. તે પોતાના આંતરિક આધ્યાત્મિક જગતમાં મગ્ન હોય છે, શાંત અને ગંભીર હોય છે, વિષયો અને વાસનાઓથી પર હોય છે, પોતાના કલ્યાણ ઉપરાંત જગતના કલ્યાણ માટે તે સમર્પણની ભાવનાથી પોતાના તમામ કર્તવ્યો બજાવે છે તે ઉદ્યોગી અને આત્મસમર્પણ કરનાર વિદ્વાન હોય છે. આવા માનવીની, શાંત અને સંતુષ્ટ માનવીની, સમગ્ર માનવજાતિના લાભ માટે કંઈક શોધી કાઢવા પ્રકૃતિના રહસ્યોની ખોજ કરનાર માનવીની, પોતાના જીવનનું નિરાકરણ કર્યું હોય તેવાની તથા જીવનની ઉચ્ચ કક્ષામાં જેણે પ્રવેશ કર્યો હોય એવા માનવીની આપણને તાત્કાલિક જરૂરત છે ટૂંકમાં કહીએ તો નજીકના ભવિષ્યમાં તે માનવજાતિના સારરૂપ, વિચારોનો નાયક, રાષ્ટ્રોનો શાસક, ઇન્દ્રિયાતીત અનુભવ કરનાર અલૌકિક ડહાપણ ધરાવનાર તથા આવા જ્ઞાનથી અને સુસંકલિત પ્રયાસોથી હાલના અવ્યવસ્થિત, કામી, વાસનાભર્યા જગતમાં શાંતિ અને વ્યવસ્થા લાવનાર હશે.

બુદ્ધિવાદીઓ માને છે કે માનવીના સ્વભાવમાં આવું મહાન પરિવર્તન થવાની શક્યતા નથી કારણ કે માનવી પોતાની વૃત્તિઓનો સતત ગુલામ છે. આધ્યાત્મિક વર્ચસ્વ ધરાવતા બુદ્ધિવાદી યુગની સ્થાપના કરવાના ભવિષ્યના ગૂઢ જ્ઞાની વિશેનું આ સ્વપ્ન બુદ્ધિવાદીઓને અવાસ્તવિક, અતિશ્યોક્તિભર્યું તથા સાવ વિચિત્ર પણ લાગશે. જેઓ એમ માને છે કે માનવીનો આધ્યાત્મિક વિકાસ થઈ

રહ્યો છે અને માનવીમાં દૈવી શક્તિઓ રહેલી છે તેઓ પણ માને છે કે આવો ગૂઢ જ્ઞાન ધરાવતો માનવી ભાગ્યે જ જોવામાં આવે છે. આવું ગૂઢ જ્ઞાન ધરાવનાર વર્ગ ઊભો થશે અને કદાચ ઊભો થાય તો પણ સામાન્ય માનવીની માફક તે સાંસારિક કામકાજ સંભાળશે એવો ખ્યાલ ઘણાને કેવળ કાલ્પનિક જણાશે. પરંતુ તટસ્થ ઐતિહાસિક દૃષ્ટિએ અને આજના અજ્ઞેયવાદના વલણથી પર બનીને જોઈએ તો આનાથી વિરુદ્ધ મત તો એથીય વધુ અવાસ્તવિક તથા ભૂતકાળના બોધપાઠથી —ખરેખરા બોધપાઠથી વિરુદ્ધ જણાશે સમગ્ર ભૂતકાળ દરમ્યાન માનવીના વિચારમાં અને માનવીની સામાજિક વ્યવસ્થામાં સહુથી મહાન ક્રાંતિઓ કોઈ ગૂઢ શક્તિનો ચમત્કારો ધરાવનાર માનવીઓએ કરી હતી એનો કોઈથી ઇનકાર થઈ શકે તેમ છે ખરો? આવી ક્રાંતિ આધ્યાત્મિક વલણ વગરના સત્તાધારીઓએ અથવા મહાન બુદ્ધિશાળી માનવીઓએ કરી ન હતી. યાજ્ઞવલ્ક્ય, મોસીસ, બુદ્ધ, ઉપનિષદના દૃષ્ટાઓ, ઓલ્ડ ટેસ્ટામેન્ટના પયગંબરો, સોક્રેટિસ, પ્લેટો, ઇસુ ખ્રિસ્ત, મહંમદ પયગંબર, શંકર અને બીજા કેટલાક—આ બધા સર્વોચ્ચ પ્રકારનું ગૂઢ જ્ઞાન ધરાવનારા હતા અને આજેય તેઓ જગત પર વર્ચસ્વ ધરાવતા નથી? આ યુગમાં ભારે ઊથલપાથલ મચાવનાર ડાર્વિન ફ્રોઈડ અને બીજાઓ એમના કરતાં મહાન ન હતા એમના ખ્યાલોમાં જીવન અને મન વિશે જે ભૌતિક અને યાંત્રિક જીવનદૃષ્ટિ છે એને માટે પુરાવો નથી અને સમયની કપરી કસોટીમાંથી પસાર થવાનું એને માટે બાકી છે.

માનવ જાતિને આકાર આપવામાં તથા ઇતિહાસના માર્ગને આકાર આપવામાં ગૂઢ જ્ઞાન ધરાવતા માનવીઓએ જે નિશ્ચયાત્મક ભાગ ભજવ્યો છે તે સમજાવવા આ બાબતનો અહીં અછડતો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સર્વોચ્ચ કક્ષાના બુદ્ધિમાન અને દૃષ્ટા વચ્ચે કોઈ મોટો ભેદ નથી તથા હાલના ઘણા બુદ્ધિશાળી લોકોનું ધર્મ પ્રત્યેનું વલણ અસંગત છે એ દર્શાવવા માટે વિગતવાર ચર્ચા અન્યત્ર હાથ ધરવામાં આવશે. માનવીમાં આધ્યાત્મિક શક્યતાઓ સંતાયેલી છે અને તે ખ્યાલ આપણા યુગના ભૌતિકતાવાદી વલણની શંકાજનક સ્થિતિમાંથી જન્મે છે એની પણ ચર્ચા હવે પછી હાથ ધરવામાં આવશે ધર્મપ્રવર્તકોની સામાન્ય રીતે સિદ્ધાંતવાદી વલણને કારણે ધર્મ ભૌતિક વિજ્ઞાનની સાથે કદમ મિલાવી શક્યો નહીં અને આધ્યાત્મિક ધુરંધરો પોતાના ખ્યાલો સાચા હોવાનું પુરવાર કરવામાં નિષ્ફળ ગયા હોવાથી ધર્મ અને પરલોક વિશે શંકા અને અવિશ્વાસનું વાતાવરણ જામ્યું છે. ઇસુ ખ્રિસ્તના જન્મથી પાંચસો વર્ષ અગાઉ ગૌતમ બુદ્ધે બુદ્ધિપૂર્વક દલીલો કરી વેદોની ભૂલ દર્શાવી હતી તથા ઉપનિષદોની આધ્યાત્મિક ચર્ચાઓને નકારી કાઢી હતી. ઉપનિષદોની આવી આધ્યાત્મિક ચર્ચા આજેય બુદ્ધિશાળીઓને ગમે છે તો પછી આધુનિક બુદ્ધિશાળી મનુષ્યોને એમ કહેવું કે કશી ટીકા કે સવાલો કર્યાં સિવાય ધાર્મિક સિદ્ધાંતો

ક્રિયાકાંડ સ્વીકારી લો તો એમનામાં શંકા ઉત્પન્ન થવાની જ. આવા આધુનિક બુદ્ધિશાળીઓ વિજ્ઞાનની તાજેતરની ક્રાંતિકારી શોધોથી પરિચિત છે અને તમામ ધાર્મિક તથા એવા ગ્રંથોમાં ક્યારેક અવિશ્વાસપાત્ર માન્યતાઓ તથા બુદ્ધિરહિત સિદ્ધાંતો આપે છે એનાથી તેઓ સારી રીતે પરિચિત હોય છે. સાધક જે ગૂઢ અવસ્થા પ્રાપ્ત કરે છે એમ માનવામાં આવે છે તેને માનવીના મનની સર્વોત્તમ તથા સર્જનાત્મક સ્થિતિ તરીકે સ્વીકારવા આધુનિક માનવી, સામાન્ય માનવી કે વિશેષજ્ઞ ભાગ્યે જ તૈયાર છે. હજી એને એ સમજવાનું છે કે તે ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરે છે એ માત્ર આકસ્મિક નથી અથવા દ્રષ્ટાઓએ પોતે જ ઊભી કરેલ નથી. પરંતુ માનવજાતિના વિકાસ માટે જરૂરી એવા માનવીના મનના સર્વોચ્ચ ગુણો કુદરતી રીતે ધરાવનાર પ્રત્યે માન દર્શાવવાની માનવીની ઊંડા મૂળ ધરાવતી સ્વાભાવિક વૃત્તિનું પરિણામ છે. સર્વોચ્ચ દર્શનની આવી અનન્ય અવસ્થા સિદ્ધ કરનારાઓને આત્માની અને મનની એવી અસામાન્ય શક્તિઓ પ્રાપ્ત થાય છે કે જે અંકુશરહિત ટેકનોલોજી તથા અણુશસ્ત્રોની હરીફાઈના જોખમોમાં માનવજાતિને માર્ગદર્શન આપવાનું કલ્પનાતીત મૂલ્ય ધરાવે છે એમ સાબિત થાય આ બાબતનો આવા માનવીઓને ખ્યાલ પણ હોતો નથી. આવી અલૌકિક અવસ્થા ભોગવતો ઉત્તમ માનવી કુદરતે માનવસમૂહાય માટે આદર્શરૂપે ઘડયો છે અને માનવજીવનના અંતિમ આશય વિશે હજીયે અંધકારમાં અટવાતા સંસારને સુખી કરવા તે પ્રયત્ન કરે છે. જો એમ સ્વીકારવામાં આવે કે ભૂતકાળમાં પયગંબરોએ તથા દ્રષ્ટાઓએ પોતાની ઇન્દ્રિયાતીત ચેતનાવસ્થાના દર્શન કરાવ્યા હતા તે માત્ર ઉચ્ચ માનસિક અને આધ્યાત્મિક લક્ષણો જ હતા અને તે ભવિષ્યના માનવીઓનો વારસો બનશે તો પછી ભવિષ્યમાં આવા વિશિષ્ટ મહાપુરુષો જે સર્વોચ્ચ અવસ્થા પ્રાપ્ત કરશે તેની કલ્પના પણ થઈ શકે તેમ નથી.

આ ગ્રંથમાં અમે જે ગૂઢ જ્ઞાની ( અંગ્રેજી–મિસ્ટીક ) શબ્દ વાપર્યો છે એ શબ્દના અર્થની અસ્પષ્ટતા નિવારવા અહીં એટલું જણાવવું જરૂરી છે કે 'ગૂઢ જ્ઞાની'માં અમે એવા તમામ માનવીઓનો સમાવેશ કરીએ છીએ કે જેમણે એક યા બીજી રીતે ચેતનાની આવી અલૌકિક અવસ્થા પ્રાપ્ત કરી હોય અને જેઓ પોતાના દૃષ્ટાંત તથા ઉપદેશથી અસામાન્ય આધ્યાત્મિક શક્તિઓ તથા બુદ્ધિની સિદ્ધિઓના શંકાતીત ઉદાહરણો આપી શકતા હોય. આ વર્ગના માનવીઓમાં તમામ પ્રખ્યાત પયગંબરો, ઋષિઓ અને દ્રષ્ટાઓ આવી જાય છે. આવી અસામાન્ય સિદ્ધિઓને લીધે એમની મહત્તાને પ્રાચીન સમયમાં માન્ય રાખવામાં આવી હતી. આપણા સમયમાં એવો ગંભીર ખોટો ખ્યાલ વિશાળ પ્રમાણમાં ફેલાયેલો છે કે માત્ર બુદ્ધિ દ્વારા માનવી જાણવાલાયક તમામ બાબતો જાણી શકે. આવી કરુણતાને લીધે સામાન્ય માનવીઓનો એવો ખ્યાલ હોય છે કે સાંસારિક બાબતોથી દ્રષ્ટા ઘણીવાર વિમુખ હોય છે. આવા ખોટા ખ્યાલના પરિણામો સ્પષ્ટ જણાય છે.

આધુનિક માનવી પોતાની અંદર રહેલી આધ્યાત્મિક શક્તિનો ઉપયોગ કરી શકતો નથી અને પોતાની દૃષ્ટિથી પણ દૂર હોય એવી બાબતોમાં પણ તે બુદ્ધિ ઉપર વધુ પડતો આધાર રાખે છે. આનું પરિણામ એ આવ્યું છે કે વિજ્ઞાને એને તમામ સગવડો તથા મોજશોખનાં સાધનો પૂરાં પાડ્યાં હોવા છતાં સંપૂર્ણ સંતોષજનક તથા સુખી જીવન માટે જરૂરી એવી શાંતિ એની પાસે નથી. આવા આધ્યાત્મિક લાભથી વંચિત હોવાથી તે શરાબ, નશાકારક પદાર્થો, સંપત્તિ અને સત્તાની કદી ન સંતોષાય એવી ઝંખના, જાતીય વિલાસિતા, દુરાચાર તથા અનિષ્ટ પ્રવૃત્તિઓ તરફ વળી જઈ પોતાના મનની કુદરતી અતૃપ્ત ઝંખનાઓને બીજા અને ખોટા રસ્તે સંતોષવા તરફ વળે છે.

પયગંબરો તથા દૃષ્ટાઓએ પ્રાચીન સમયમાં જે અગત્યનો ભાગ ભજવ્યો હતો તેને માન્ય કરીને વિશિષ્ટ તથા અપવાદરૂપ એવી અલૌકિક સાક્ષાત્કારની અવસ્થા પ્રાપ્ત કરવા માટે વિવિધ લોકોએ અનેક પ્રકારની સાધનાઓ શોધી કાઢી હતી. આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાઓ પૂરી કરવાની ઝંખના તથા જાદુઈ શક્તિઓ અથવા માનસિક શક્તિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છામાંથી આવી કઠિન સાધના માટે પ્રોત્સાહન મળી રહેતું. કોઇ પણ દેશમાં આ આશય સિદ્ધ કરવા માટે ક્રિયાઓ અને સાધનાઓની વિગતવાર પદ્ધતિ યોગ દ્વારા પૂરી પાડવામાં આવી છે. યોગ દ્વારા માનવીમાં જે મહાન પરિવર્તન કરવાનું છે તે તથા સાધક જ્યાં સફળ થાય ત્યાં જે અસામાન્ય પરિણામો આવે છે એ ધ્યાનમાં લેતાં જણાય છે કે યોગની આસપાસ જે પ્રકાશનું બિંબ આજે પણ છવાયેલું છે તેમાં આશ્ચર્ય નથી. આધુનિક બુદ્ધિમાન મનુષ્ય સાધકની પ્રતિભામાં જે અસામાન્ય પ્રકારનું પરિવર્તન થાય છે એનાં સ્વરૂપો વિશે સામાન્ય અજ્ઞાન ધરાવતો હોવાથી તે આ પદ્ધતિનો ઉત્સાહી પ્રશંસક બનતો નથી. વર્તમાન સમયમાં સામાન્ય રીતે એવા માનવીઓ યોગ તરફ વળે છે કે જેઓ પોતાનો વ્યવસાય કરવા ઉપરાંત મનની અસામાન્ય શક્તિઓ પ્રાપ્ત કરવા ઇચ્છતા, સાંસારિક મહત્ત્વાકાંક્ષામાં સફળતા ઇચ્છતા અથવા સ્પર્ધામય જીવનના વિક્ષેપમય સંઘર્ષોમાં મનની શાંતિ પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય. અલબત્ત, યોગ પ્રત્યે સંપૂર્ણ નિષ્ઠા ધરાવતાં યોગના સાધકોનો એક અલગ વર્ગ પણ છે. આમાં કેટલાકને ઇન્દ્રિયાતીત અનુભવો થાય છે તો કેટલાકને દૈવી સાક્ષાત્કાર થાય છે. આવા તમામ પ્રકારના સાધકોનો મોટો ભાગ સામાન્ય અથવા અતિસામાન્ય માનસિક શક્તિઓ ધરાવે છે એમ જોવામાં આવ્યું છે. આ અસામાન્ય સાહસમાં સફળતા પ્રાપ્ત કરવા માટે ચારિત્ર્યના ગુણો તથા આશયોને દૃઢતાથી વળગી રહેવાની વૃત્તિ આવા ઘણાખરા માનવીઓમાં હોતી નથી.

કુંડલિનીનો સિદ્ધાંત માનવીના જાણવામાં આવ્યું હોય એવું પ્રકૃતિનું એક સહુથી મહાન રહસ્ય છે. યોગના તમામ સ્વરૂપોમાં તે કેન્દ્રસ્થાને છે પરંતુ ગૂઢ

મંત્રતંત્ર, વિચિત્ર ક્રિયાકાંડ, કઠિન આત્મસંયમ, તૂત જેવી શબ્દજાળમાં આ રહસ્ય એવું ફસાયું છે કે તેમાંથી તેને બહાર કાઢવાનું મુશ્કેલ છે. અગાઉ જણાવવામાં આવ્યું છે તે અનુસાર આ ગ્રંથમાં 'યોગ' શબ્દનો ઉપયોગ ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરવાની જે સાધના છે તે દુનિયાના કોઇપણ ભાગમાં જાણીતી અથવા ભવિષ્યમાં જાણીતી થનારી પદ્ધતિઓની બાબતમાં કરવામાં આવ્યો છે, પરંતુ માત્ર પ્રણાલિકાગત પદ્ધતિઓના સ્વરૂપની બાબતમાં કરવામાં આવ્યો નથી. વર્તમાન સમયમાં યોગના અત્યંત ઉત્સાહી અનુયાયીઓ યોગ દ્વારા પ્રાપ્ત થતી સિદ્ધિઓની જે ઊંચામાં ઊંચી ધારણા રાખે છે એનાથી પણ વધુ ઊંચી સિદ્ધિઓનું વચન તથા આશા આપણને યોગ પાસેથી મળી રહે છે યોગ દૃશ્ય અને અદૃશ્ય જગત વચ્ચે સેતુ બાંધે છે. આત્મજ્ઞાનની ઉચ્ચ સ્થિતિમાં પહોંચવા માટે તે એકમાત્ર નિસરણી છે, મગજની કેટલીક ક્રિયાઓની ખામી દૂર કરવાનો અથવા શરીરની વ શવારસાગત ખામીઓને દૂર કરવાનો એકમાત્ર ઇલાજ છે. યોગ માનવવિકાસની દિશા તથા એ દિશામાં જવા માટે માનવીના આચરણનો માર્ગ નિશ્ચિત કરવાનો એકમાત્ર માર્ગ છે. યોગથી મનની શાંતિ, ઇન્દ્રિયાતીત અવસ્થા, મનની અસામાન્ય સિદ્ધિઓ તથા શારીરિક આરોગ્ય પ્રાપ્ત થાય છે તે તો યોગની અગાધ શક્ય એવી સિદ્ધિઓનો અંશમાત્ર છે આનું કારણ સાદું છે. માનવી પોતાના જીવનની હાલની પ્રવૃત્તિઓમાં પોતાના શરીરમાં રહેલી પ્રાણશક્તિના ઘણા જ ઓછા અંશનો ઉપયોગ કરે છે. માનવીએ આજ સુધીમાં ભારે પ્રગતિ સાધી છે અને તે ચન્દ્ર સુધી પહોંચી ગયો છે. આની પાછળ માનવીમાં રહેલી પ્રાણશક્તિના માત્ર થોડાક જ ભાગનો ઉપયોગ થયો છે. માનવીની અંદર આવી જે પ્રાણશક્તિ સુષુપ્ત અવસ્થામાં રહેલી છે એનો માત્ર નાનકડો અંશ જ આમ બહાર આવી માનવીની શક્તિમાં વધારો કરે છે આધ્યાત્મિક ક્ષેત્રના મહાનુભાવો તથા પ્રખ્યાત બુદ્ધિમાન મનુષ્યોનું ઘડતર હજીય જરા જુદી રીતે થયું હોત તો તેઓ આ પ્રાણશક્તિનો વધુ સારો ઉપયોગ કરી શક્યા હોત આવાં મહાનુભાવોમાંથી મૌલિક વિચારોના પ્રથમ નાનાં ઝરણાં સાંસારિક તથા આધ્યાત્મિક પ્રકારનાં વહેવા લાગે છે અને તે આગળ જતાં ભેગા મળી જાય છે અને ધીમે ધીમે વિશાળ બની ઝડપથી વહેવા લાગે છે અને આસારવશ માનવસમુદાયમાંથી બુદ્ધિમાન મનુષ્યો એમાં નાનો ઉમેરો કરે છે.

ધાર્મિક પ્રયાસની પ્રત્યેક તંદુરસ્ત તથા વ્યવસ્થિત બાજુનો સમાવેશ યોગના ક્ષેત્રમાં કરવા પાછળ અમારો ઉદ્દેશ આ બાબત પર સાંસારિક તથા આધ્યાત્મિક દૃષ્ટિએ આ અત્યંત મહત્ત્વના મુદ્દા પર ધ્યાન કેન્દ્રિત કરવાનો છે કારણ કે ધર્મ, યોગ અને અધ્યાત્મ સાથે સંકળાયેલ તમામ પ્રકારની ઘટનાઓ મનુષ્યના તંત્રમાં રહેલી શક્યતામાંથી જ ઉદ્ભવે છે. તે અમુક પરિસ્થિતિમાં બહાર પડતી પ્રાણશક્તિમાં ફેરફાર કરે છે તથા માનવીની અંદર જે માનવી રહેલો છે એમાં ભારે

પરિવર્તનને પરિણામે માનવી કલ્પનાતીત મહત્તા પ્રાપ્ત કરે છે, નિરાશાજનક સંકુચિત પાયા પરથી ઊંચે ચડીને ચેતનાની સર્વોચ્ચ અવસ્થાએ-વિશ્વચેતનાની અવસ્થાએ પહોંચે છે. આવી અવસ્થામાં એને એવી પ્રતીતિ થાય છે કે પોતે વિશ્વરૂપ, અનંત અને શાશ્વત છે. આવા ભવ્ય દર્શનની ભારે અસર દ્રષ્ટા પર થાય છે. આવા વિસ્મયજનક દર્શનને કારણે લાગણીનું ભારે પુર ઉમટતું હોવાથી કેટલાક તો વળી બેભાન પણ થઈ જાય છે આધ્યાત્મિક સાધનાનું આવું પરિણામ જવલ્લે જ આવે છે છતાં તમામ યુગોમાં અને તમામ દેશોમાં અત્યંત જિજ્ઞાસુ સાધકોને આવો સાક્ષાત્કાર અચૂક થયો છે. માનવીમાં આવા અનુભવથી કાયમી પરિવર્તન પણ થઈ શકે અને તે આદર્શ, શાંતિમય અને સુખમય જીવન-દેવો સ્વર્ગમાં જીવન જીવે છે તેવું જીવન જીવન જીવી શકે.

આ ગૂઢ ઘટનાને ફાવે તેમ વિવિધ વિભાગોમાં વહેંચી નાખવી અને પોતાની પસંદગી અથવા વલણ અનુસાર એક યા બીજા વિભાગને વધુ ઊંચો ગણવો કે ગણાવવો એનું કારણ આવી ઘટના પાછળના મૂળ કારણ વિશેનું હજી પણ પ્રવર્તતું અજ્ઞાન છે. પાશ્ચાત્ય ગૂઢ જ્ઞાન, સૂફીવાદ, તાઓવાદ કે યોગ વચ્ચે મૂળભૂત તફાવત નથી છતાં પણ બુદ્ધિવાદીઓમાં આ સર્વને અલગ ગણવાનું સામાન્ય વલણ છે. આવા ભેદભાવનું મુખ્ય કારણ એ છે કે એની સાથે વિવિધ ધર્મો અને સંપ્રદાયોને સાંકળી લેવામાં આવ્યા છે. સંપ્રદાયો વચ્ચેના ભેદભાવની સાથે સાથે જ પ્રાચીન સમયથી આમાં ય આવા ભેદભાવ પાડવાનું સામાન્ય વલણ ફેરફાર વગર ચાલુ જ રહ્યું છે. આમાં નવાઈની વાત એ છે કે અત્યંત બુદ્ધિશાળી માનવી અને પરમાત્માની કૃપાથી દિવ્ય પ્રકાશ પામેલા તમામ બુદ્ધિશાળી માનવીઓ કોઈ પણ દેશ કે કોઈ પણ યુગના હોય, કોઈ પણ સંપ્રદાયના હોય, પૂર્વ કે પશ્ચિમમાં જન્મ્યા હોય તે બધાને એક જ વર્ગમાં કે જૂથમાં ગણવામાં આવ્યા છે. આમ છતાં પણ જે ગૂઢ જ્ઞાનીઓને પરમાત્માએ અત્યંત સૂક્ષ્મ શક્તિ આપી હોય અને જેઓ સમગ્ર માનવજાતિ માટે ઉપકારક હોય એમને પણ વર્ગો તથા કક્ષાઓમાં એમના સંપ્રદાયો અનુસાર વહેંચી નાખવામાં આવેલ છે.

આ વિષય એટલો વિશાળ છે કે એની ચર્ચા અહીં થઈ શકે તેમ નથી. આથી આવી ચર્ચા અન્યત્ર કરવામાં આવી છે. અહીં એ દર્શાવવું પૂરતું થઈ પડશે કે કોઈ પણ જાતિના અને પૃથ્વીના કોઈ પણ ભાગમાં રહેતા માનવીઓમાં એક સરખી અસામાન્ય માનસિક કે શારીરિક અસર થાય છે, એમની લાગણીઓ અને વાસનાઓ સરખી હોય છે, શરીરના રોગ અને માનસિક અવ્યવસ્થા પણ સમાન હોય છે, વિવિધ અવયવોની રચના, જ્ઞાનતંતુઓનું તંત્ર તથા મગજ પણ સમાન હોય છે આમ છતાં ખાસ કરીને ધાર્મિક તથા શ્રદ્ધાળુ માનવીઓમાં દૈવી તથા ઇન્દ્રિયાતીત અનુભવ વિશે પોતપોતાના ધર્મ તથા આધ્યાત્મિક સાધનાના સંપ્રદાય અનુસાર અલગઅલગ

માન્યતાઓ હોય છે અને આવી માન્યતાઓ મોટે ભાગે છોકરમત જેવી હોય છે. આવા દૈવી તથા આધ્યાત્મિક અનુભવ એ માત્ર પોતાના જ ધર્મ કે સંપ્રદાયની જ વિશેષતા છે એવી માન્યતામાં મોટા ભાગના આવા અનુયાયીઓ જકડાયા ન હોત તો ક્યાંયના સમય અગાઉ જ આવા ભેદભાવોને હાસ્યાસ્પદ ઠરાવવામાં આવ્યા હોત. ગૂઢ અનુભવ એ વાસ્તવિક ઘટના હોય તથા મનની કોઈ માત્ર સ્વપ્નાવસ્થા ન હોય તો એને માટે સામાન્ય પાયો હોવો જોઈએ, તે સર્વત્ર એક સરખો થવો જોઈએ, એનાં લક્ષણો પણ એકસરખા પ્રગટવા જોઈએ અને એવી સર્વોચ્ચ અવસ્થા પણ તમામ માનવીઓ માટે એક સરખી હોવી જોઈએ માનવીને જેમ બીજા અસામાન્ય માનસિક અનુભવો થાય છે તેમ સ્વભાવ અને ઘડતર અનુસાર આમાં થોડો ઘણો તફાવત હોઈ શકે. આવો દિવ્ય અનુભવ પણ અમુક નિયમ કે નિયમોને આધીન હોવો જોઈએ અને આ અનુભવ માટે માનવીની અંદર યોગ્ય જોગવાઈ પણ હોવી જોઈએ. પ્રકૃતિ અથવા પરમાત્મા પાસેથી નિયમ અનુસાર અનુમતિ પ્રાપ્ત કર્યા સિવાય ચેતનાના અજાણ્યા પ્રદેશોમાં માનવી મનફાવે તેમ ફરવા નીકળી પડે એવું કંઈ દિવ્ય અનુભવમાં બને નહીં

જે ગૂઢ દર્શન થાય છે તે સમગ્ર પરમાત્માનું કે બ્રહ્મનું દર્શન હોઈ ન શકે કારણ કે માનવીનું મન તથા એમાંથી પસાર થતી ચેતના એટલા કોમળ તથા એટલા ઝાંખા છે કે આવા દિવ્ય પ્રકાશને ગાઢ અંધકારમાં દેખાતા આગિયાના પ્રકાશ સાથે પણ સરખાવી શકાય નહીં એને સમજવાની આપણામાં પૂરતી શક્તિ નથી અને આ અદ્દ્ભુત વિશ્વના શક્તિશાળી સર્જનહાર સાથે વાત પણ કરી શકાય તેમ નથી. એક અત્યંત સૂક્ષ્મ કોષથી માંડીને માનવીમાં વિશાળ પૂરની માફક વહેતી ચેતના પૃથ્વી ઉપર વિવિધ સ્વરૂપોમાં વ્યક્ત થાય છે એ વાતનો વિચાર કરીએ તો આપણા મનમાં એવો સવાલ ઊભો થાય છે કે શું આપણી પૃથ્વી ઉપર ચેતનાની વધુ ઉચ્ચ અવસ્થા શક્ય નથી અને વિશ્વના બીજા કોઈ ભાગમાં તે અસ્તિત્વ ધરાવતી નથી ? આ બાબતની આપણને ખાત્રી ન હોય તો તો આપણે એમ કેવી રીતે ધારી શકીએ કે માનવીએ જ્ઞાનનું સર્વોચ્ચ શિખર સર કર્યું છે અને તે એવી સરહદ સુધી પહોંચી ગયો છે કે જ્યાંથી પરમાત્માના ચેતનાની રાજ્યની શરૂઆત થાય છે ? કદાચ એમ પણ હોય કે ગૂઢ અનુભવ અને યોગ જે દર્શાવે છે તે ચેતનાના વધુ ઉચ્ચ સ્તર સાથેનો સંપર્ક પણ હોઈ શકે અને આ યુગમાં વિદ્વાનોને ખબર ન પડે તે પ્રમાણે માનવજાતિમાં આવી ચેતનાનો વિકાસ પણ થતો હોય આવી અવસ્થામાંથી માનવી ચેતનાની આવી પરમ અવસ્થામાં જાય એ સ્થિતિની સરખામણી વાનરમાંથી મનુષ્ય બન્યો એ વિકાસ કરતાં કંઈ ઓછી નોંધપાત્ર તથા ઓછી આશ્ચર્યકારક ઘટના નથી કોઈ પણ પ્રકારની ચોક્કસ ધાર્મિક સાધના કર્યા સિવાય પણ વર્ડ્ઝવર્થ કવિ જેવી કેટલીક વ્યક્તિઓને પણ તમામ પયગંબરો, ગૂઢ જ્ઞાનીઓ અને દ્રષ્ટાઓની માફક જ આવો દિવ્ય અનુભવ થયો છે. પરમાત્માની

ચેતનાના આવા ઉચ્ચ સ્તરો પરનો આવો સંપર્ક ક્યારેક થોડા સમય માટે, ક્યારેક લાંબા સમય માટે તો ક્યારેક કાયમ માટે પણ થાય છે. સામાન્ય વાનર જ્યારે અચાનક માનવ જેવી ચેતનાની અવસ્થામાં આવી ગયો હશે અને એના વિચારો તથા કલ્પના પર જેવી અસર થઈ હશે એના જેવો જ આ અનુભવ આશ્ચર્યકારક છે.

અલૌકિક અને ગૂઢ ઘટનાઓનો અનુભવ ક્યારેક જન્મથી મળેલી ભેટની માફક થાય છે અને ક્યારેક અમુક સાધના કરવાથી થાય છે. આવા અનુભવો માનવીમાં બુદ્ધિની શરૂઆત થઈ ત્યારથી વર્તમાન સમય સુધી થતા રહ્યા છે એને માટે ઉપર પ્રમાણે જ સ્પષ્ટીકરણ આપી શકાય તેમ છે. આવું સ્પષ્ટીકરણ અહંકારની ભાવનાથી કરવામાં આવ્યું નથી અથવા કોઈ અલૌકિક બળે ચોક્કસ સાર રૂપે દર્શાવ્યું નથી, પરંતુ જે વ્યક્તિને આવો અલૌકિક અનુભવ થયો છે, સામાન્ય અનુભવથી શરૂ કરી અસામાન્ય અનુભવ થયો છે, જેણે આવા અનુભવના વિવિધ ક્રમ પસાર કર્યા છે તથા જગત સમક્ષ પોતાના અનુભવનાં પરિણામો રજૂ કરવા અગાઉ જેણે અનેક દાયકાઓ સુધી તટસ્થ રીતે પોતાની માનસિક અવસ્થા તથા તેના પર પડેલી અસરનો અભ્યાસ કર્યો છે એવી વ્યક્તિએ (લેખકે) પોતાનો આવો અનુભવ અહીં નમ્રતાપૂર્વક રજૂ કર્યો છે. આવો અનુભવ તરત જ સ્વીકારવા માટે કે તરત જ તેનો અસ્વીકાર કરવા માટે રજૂ કરવામાં આવ્યો નથી પરંતુ વધુ અભ્યાસ અને તપાસ માટે રજૂ કરવામાં આવ્યો છે આ ગ્રંથ આવા દૃષ્ટિબિન્દુઓની ચર્ચા માટે અથવા આવા અનુભવો સામે જે વાંધા ઉઠાવવામાં આવે તે રજૂ કરવા માટે નથી.

સમાધિની દિવ્ય અવસ્થામાં ગૂઢ જ્ઞાની અથવા યોગી સર્જનહારને કે પરમ તત્ત્વને નિહાળતો નથી એવા ખ્યાલથી ધાર્મિક વૃત્તિની કોઈ વ્યક્તિએ આંચકો અનુભવવાની જરૂર નથી. હકીકતમાં તો આનાથી વિરુદ્ધ મત ધરાવવો તે વધુ આઘાતજનક નીવડશે કારણ કે માનવસહજ નબળાઈઓ તથા તેના માનસિક તંત્રની મર્યાદાઓ ધ્યાનમાં લેતાં જણાય છે કે માનવી વિકાસના શિખરે પહોંચી ગયો છે અને માનવી તથા પરમાત્માની વચ્ચે હવે કોઈ કક્ષા કે જ્ઞાન પામવાની આવશ્યકતા નથી એવો ખ્યાલ એ માત્ર ધારણા જ હોઈ શકે. આ મહત્ત્વના મુદ્દાની બાબતમાં ગૂઢ જ્ઞાનીઓ અને યોગીઓની વચ્ચે પણ મતભેદ છે. વિશ્વ કેવડું છે તે વિશેનું આપણું હાલનું જ્ઞાન મર્યાદિત છે અને પૃથ્વી આ વિશ્વમાં અત્યંત સામાન્ય સ્થાન ધરાવે છે. આવી પરિસ્થિતિમાં આપણે એમ માનીએ કે સાધક ધ્યાનમગ્ન દશામાં આ જગતના કલ્પનાતીત તથા શક્તિશાળી પરમાત્માનાં દર્શન કરે છે, અસંખ્ય સૂર્યો અને ગ્રહોના અધિષ્ઠાતા સાથે,જગતભરના અસંખ્ય જીવોના આશ્રયરૂપ પરમાત્મા સાથે એકાકાર થઈ જાય છે તો આવી માન્યતા ચાલુ રાખવાનું મુશ્કેલ છે. પરંતુ એમ કહી શકાય કે આ ગૂઢ તુરીય અવસ્થા વિકાસની સીડી પર એક

વધુ ઊંચા પગથિયા પર ચઢવાની ક્રિયા છે. તે માનવીને ચેતનાના ઊંચા સ્તર પર પહોંચાડે છે, એની નિરીક્ષણની શક્તિમાં વધારો કરે છે અને સામાન્ય ચેતનામાં ન જણાય એવા દર્શનના નવા માર્ગો ખુલ્લા કરે છે સાધક આવી કક્ષામાં દાખલ થાય છે કે ત્યારે તેનામાં પ્રથમ તો એ ફેરફાર થાય છે કે ચેતનાની એક સર્વજ્ઞ તથા સર્વવ્યાપી અવસ્થા છે અને સ્થૂળ કે સૂક્ષ્મ રીતે એની અસર એની દર્શન કરવાની સૂક્ષ્મ શક્તિ પર પડે છે. આવો અનુભવ પૃથ્વી ઉપર જરાય જાણીતો નથી. આવું દર્શન ગમે તે પ્રકારનું હોય અથવા પોતાનામાં થયેલ પરિવર્તન ગમે તે પ્રકારનું હોય પરંતુ આવો અનુભવ અનન્ય, અસામાન્ય તથા અલૌકિક પ્રકારનો હોય છે આવું દર્શન પામનાર સાધક ચેતનાના ભવ્ય તથા અવર્ણનીય જગત સાથે સંપર્કમાં આવે છે અને તે એને સર્વશક્તિશાળી, સર્વજ્ઞ ભગવાન સાથે સંબંધ થયો એમ માને છે અને એને એમ લાગે છે કે પરમાત્માએ પોતાની અંદર પ્રવેશ કર્યો છે અથવા પોતે પરમાત્માની સાથે એકાકાર થઇ ગયો છે.

ખરી હકીકત એ છે કે આવી સાક્ષાત્કારની અવસ્થામાં માનવી જે સ્વરૂપનાં દર્શન કરે છે તે સ્વરૂપ એની પોતાની જ ચેતનાનું ઇન્દ્રિયાતીત સ્વરૂપ હોય છે અને પોતે ચેતનાના સૂક્ષ્મ વિશ્વ સાથે સંપર્ક સાધ્યો હોય છે. આવા સ્વરૂપનું દર્શન અંદર એને અગાઉ કદી થતું ન હતું. આવા સાક્ષાત્કાર દરમિયાન જે મસ્તી અનુભવાય છે, જે ભાવાવસ્થા થાય છે, ગૂંચવણો થાય છે, જે પરસ્પર વિરોધી અનુભવો થાય છે, જે વિવિધ પ્રકારની લાગણીઓ થાય છે, જે વિવિધ પ્રકારનો સાર તારવવામાં આવે છે, જે વિવિધ દર્શન થાય છે, ગૂઢ જ્ઞાનીઓ પોતે પોતાના આવા અનુભવોના જે વિવિધ અર્થો કરે છે એ બધું જોતા આ સાચા અર્થમાં અદ્વૈતનો અનુભવ, આત્મા અને પરમાત્મા વચ્ચેના તાદાત્મ્યનો અનુભવ હોઇ શકે નહીં આવી અસંગતતાઓ, પરસ્પર વિરોધી ખ્યાલો તથા વિવિધતાઓ જોવામાં આવે છે એનું કારણ એ હોય છે કે મગજ આવા વિકાસ સાથે અનુકૂળ થવાનું હોય છે વિવિધ લોકોની અનુકૂળ થવાની શક્તિ જુદી જુદી હોય છે તથા આવા અનુભવ પર તેમના પોતાના જીવનના ઘડતરની અસર થતી હોવાથી, સ્વભાવની, વિચારોની, કલ્પનાઓની, ધાર્મિક અને સામાજિક વાતાવરણની, વ્યક્તિગત ધૂનોની તથા ગુરુએ આપેલા સૂચનોની અસર થતી હોવાથી આ સમગ્ર અલૌકિક અનુભવ આપણા વર્તમાન જ્ઞાનની સ્થિતિ અનુસાર એટલી બધી વિવિધતાઓ તથા અપૂર્ણતાઓથી ભરેલો છે કે અમુક કારણથી અમુક જ અનુભવ થાય છે એમ સમજવાનું મુંઝાયેલી બુદ્ધિ માટે મુશ્કેલ બને છે આનો અર્થ એવો નથી થતો કે આવા ફેરફારથી માનવી પરમાત્માની વધુ નજીક જતો નથી અથવા આવી ભવ્ય અવસ્થા પ્રાપ્ત કરવા માટે પોતાનામાં દૈવી ગુણોનો વિકાસ કરતો નથી. વિકાસના ક્રમમાં તે જરૂર આગળ વધે છે, એની પાસે નવી બુદ્ધિમત્તા તથા શક્તિઓ આવે છે, જ્ઞાનના નવા માર્ગો ખુલ્લા થાય છે, વિશ્વનું અને પોતાના જીવનનું નવીન દર્શન

થાય છે. આવી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવા માટે તેને સંપૂર્ણ નીતિમત્તાનો વિકાસ કરવાની જરૂર છે. પરંતુ માનવી હજી પરમાત્માથી તથા પોતાના લક્ષ્યથી પણ ઘણો દૂર છે. જ્યારે માનવી સંપૂર્ણ થાય ત્યારે જ તે પુરુષોત્તમ, અર્હત્, બુદ્ધ, પયગંબર, ઉદ્ધારક, જીવનમુક્ત, વિચક્ષણ અથવા દૈવી પ્રકાશ પામેલ ઋષિ બની શકે છે.

માનવામાં ન આવે એવો આ ફેરફાર કેવી રીતે થાય છે? ભક્તિ, તીવ્ર, ઝંખના, તપશ્ચર્યા, ધ્યાન અથવા બીજી સાધનાઓથી એવા કયા અસામાન્ય માનસિક બળો ઉત્પન્ન થાય છે જે આત્માને એની કેદમાંથી મુક્ત કરવા માટે મદદ કરે અને વિશ્વરૂપ બનવાની અસામાન્ય સિદ્ધિ આપે? માનવજીવનમાં વધુ મહાન અથવા વધુ ભવ્ય એવું કંઇ જાણવાનુ કે અનુભવવાનું ન રહે એવી જ્ઞાનની અને જીવનની છેલ્લી સીમા સુધી એને કોણ લઈ જાય છે? સામાન્ય રીતે એ કોઇ બહારની શક્તિ હોઇ જ ન શકે. આ કોઇ એવી શક્તિ નથી કે જેને આવી સાધનાથી સંતોષી શકાય અથવા એનું આહ્‌વાન કરી શકાય. આ કોઇ એવી શક્તિ પણ નથી કે જે ભક્તની મદદે આવી એને અંધકારમાંથી ઊંચકી પ્રકાશમાં લઇ જાય અથવા વ્યક્તિગત ચેતનામાંથી વિશ્વરૂપ ચેતનામાં લઇ જાય. શરીર અને આત્માના જે સંયોજનને આપણે માનવી તરીકે ઓળખીએ છીએ એની અંદર જ એવુ કંઈક છે જે વિદ્વાનોને પણ આશ્ચર્યજનક તથા રહસ્યમય જણાય છે અને જે શરીરના ઊંડાણમાં સંતાઈ રહેલ કોઈ અજાણ્યુ શક્તિનું જે મૂળ છે તેની સહાયથી સમગ્ર તંત્રનું ફરી ઘડતર કરી શકે છે અને જે માનવીના અનુભવમાં આવતા તમામ ઇન્દ્રિયાતીત અનુભવોનું ઉદ્‌ભવસ્થાન છે. આમ બનવાનો વધુ સંભવ છે અને તે પ્રકૃતિએ યોજેલી પદ્ધતિ સાથે સુમેળ ધરાવે છે. આ જે કંઇક છે તે યોગની પાછળ છુપાયેલી શક્તિ છે. તે અસામાન્ય મનની શક્તિનો ભંડાર છે અને એની યોજના પ્રકૃતિએ માનવીના વિકાસ માટે કરી છે. જ્યારે આ શક્તિનુ સાચા માર્ગે વહન કરાવવામાં આવે ત્યારે તેની વિસ્મયજનક અસર માનવીના શરીર અને મગજ પર થાય છે અને એનામાં નવીન જીવનનો તથા નવીન ચેતનાનો આવિષ્કાર થાય છે. પ્રાચીન સમયથી જાદુઈ શક્તિઓ તથા ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થાઓ પ્રાપ્ત કરવા માટે આવું શક્તિનું તંત્ર જાણીતું છે તથા વિવિધ રીતે તેનો ઉપયોગ કરવામાં આવે છે એમ દર્શાવવા સંગીન પુરાવાઓ છે પરંતુ અત્યાર સુધી એને કોઇ જાદૂઈ કે પ્રકૃતિથી ય પર એવી શક્તિ માનવામા આવે છે એવા ખ્યાલથી અલગ કરવા માટે અથવા માનવજાતિનો વિકાસ જે કુદરતના નિયમોને આધીન છે એવા પુરવાર કરી શકાય એવા નિયમોના ક્ષેત્રની અંદર એને લાવવામાં આવી નથી.

## ૩

# કુંડલિની: સત્ય અને કલ્પના

પૂર્વના તથા પશ્ચિમના દેશોમાં કુંડલિની વિશે સામાન્ય રીતે એવો ખ્યાલ પ્રવર્તે છે કે કુંડલિની કોઈ ગૂઢ અને મહાન શક્તિ છે તથા માનવીમાં સુષુપ્ત અવસ્થામાં રહેલી છે અને જ્યારે આ કુંડલિનીને જાગૃત કરવામાં આવે ત્યારે સાધકને તે આશ્ચર્યજનક અસામાન્ય સૂક્ષ્મ શક્તિઓ આપે છે તથા સફળ થયેલા સાધકને તે ચેતનાની અલૌકિક અવસ્થામાં લઈ જાય છે. ભારતમાં અને અન્યત્ર એવી માન્યતા ફેલાયેલી છે કે જેમના મગજમાં સાતમા ચક્ર સુધી આ શક્તિ પહોંચી તેને જાગૃત કરે તે મનુષ્ય બ્રહ્મરૂપ બની પ્રકૃતિના બળો ઉપર અસીમ સત્તા ભોગવે છે. કુંડલિની યોગ વિશેના પ્રાચીન સાહિત્યમાં આવી ભારે સિદ્ધિઓની જે વાતો કરવામાં આવી છે એને પરિણામે આવી માન્યતા ઘડાઈ છે. આવા પ્રાચીન ગ્રંથોમાં જણાવ્યું છે કે આ દૈવી શક્તિની આરાધના કરી એને પ્રસન્ન કરી શકનાર સાધક ઊંચી અનંત શક્તિ પ્રાપ્ત કરી દેવ બની જાય છે એમ કહેવામાં આવે છે કે કુંડલિની શક્તિ એક ચક્ર* પરથી ઊંચે બીજા ચક્ર પર જતી જાય તેમ તેમ સાધકમાં અલૌકિક શક્તિઓ પ્રગટવા લાગે છે અને જ્યારે આ શક્તિ સાતમા ચક્રમાં પહોંચી જાય ત્યારે સાધક ત્રણેય જગતનું સર્જન, પાલન તથા સંહાર કરનાર ભગવાન શિવ સાથે એકાકાર બની જાય છે એમ કહેવામાં આવ્યું છે કે

---

* યોગની પરિભાષામા ચક્ર એ સૂક્ષ્મ શક્તિનુ કેન્દ્ર છે અને તે મેરુદંડમા છે આમા મૂલાધાર ચક્ર છેક નીચે મેરુદંડની નીચે છે. સામાન્ય રીતે ૭ ચક્રો મનાય છે. એમાથી કુંડલિની ઊંચે ચડીને મસ્તકની મધ્યમા આવેલા સહસ્રાર ચક્રમા જાય છે. પ્રાચીન ગ્રંથમા આવા ચક્રોને વર્તુલાકાર દર્શાવવામાં આવ્યાં છે.

યોગીને મનુષ્યો પર અસીમ પ્રભુત્વ પ્રાપ્ત થાય છે, તે સ્ત્રીઓમાં અદ્ભુત આકર્ષણ જગાવે છે તથા પ્રકૃતિના બળોનો સ્વામી બને છે. આથી મહાનિર્વાણ તંત્રમાં કહ્યું છે કે (૮–૩૯, ૪૦, ૪૧, ૫૦) જે ત્રણેય જગતની અધિષ્ઠાત્રી આદ્ય–કાલી (કુંડલિની)ની ઉપાસના કરે છે તે વિદ્યામાં બૃહસ્પતિ સમાન થાય છે, સંપત્તિમાં કુબેર સમાન થાય છે...એનું માત્ર નામ સાંભળતા જ લોકો માન સાથે પ્રણામ કરે છે. તે અષ્ટ સિદ્ધિઓને તૃણવત્ ગણે છે. (આવી અષ્ટ સિદ્ધિઓ અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ તથા વશિત્વ કરીકે ઓળખાય છે.) એમ મનાય છે કે આવી શક્તિઓથી માનવી અનુક્રમે અત્યંત નાનો, અત્યંત મોટો કે અત્યંત ભારે બની જાય છે, અવકાશમાં તરે છે, અદૃશ્ય બને છે, પરકાયા પ્રવેશ કરે છે. આત્માઓ સાથે વાતચીત કરી શકે છે તથા તમામ બળોને પોતાના વશમાં રાખે છે.

જેઓ કુંડલિનીને જાગૃત કરવામાં સફળ થાય એમને માટે પ્રાચીન ગ્રંથો અનુસાર સિદ્ધિઓનો કોઈ અંત નથી. આથી 'ષટ્ચક્ર–નિરૂપણ' નામનાં ગ્રંથમાં [૨૧મો શ્લોક] કહ્યું છે કે: "નાભિપદ્મ પર ધ્યાન ધરવાથી જગતનો નાશ કરવાની અને જગતનું સર્જન કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. એના મુખકમળમાં સરસ્વતી જ્ઞાનની સંપત્તિ સાથે વાસ કરે છે." વળી ૩૧મા શ્લોકમાં કહ્યું છે કે: "જેણે આત્માનું (બ્રહ્મનું) જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે આ કમળમાં પોતાના ચિત્ત પર ધ્યાન ધરે તો તે મહાન ઋષિ (કવિ) વાક્પતિ તથા શાણો થાય છે અને મનની અવિરત શાંતિ ભોગવે છે તે ભૂતકાળ, વર્તમાનકાળ તથા ભવિષ્યકાળ એમ ત્રણેય કાળનું દર્શન કરે છે, સર્વનું કલ્યાણ કરે છે, રોગમુક્ત તથા શોકમુક્ત રહે છે, દીર્ઘાયુષી થાય છે, 'હંસ' સમાન થાય છે તથા અનંત ભયોનો નાશ કરે છે.

દીર્ઘ આયુષ્ય, આરોગ્ય તથા સિદ્ધિઓ પ્રાપ્ત કરવા માટે તાંત્રિક સાધનામાં જે પદ્ધતિઓ દર્શાવવામાં આવી છે એનો પૂરેપૂરો ઉપયોગ આ તંત્રશાસ્ત્રના પ્રાચીન પુરસ્કર્તાઓએ કર્યો છે અને એવી રીતે પોતાના સંપ્રદાય માટે અનુયાયીઓ વધારવા આમસમૂદાયનું ધ્યાન દોર્યું છે. આવી અસામાન્ય સિદ્ધિઓની ખાતરી પુરુષો ઉપરાંત સ્ત્રીઓને પણ આપવામાં આવી હતી હઠયોગ પ્રદીપિકામાં (૩–૧૦૨) કહ્યું છે કે: "જે સ્ત્રી વજ્રોલી મુદ્રા કરીને પોતાની યોનિદ્વારા બીજઉત્પાદક સ્રાવને ઉપરની બાજુ, ખેંચી લઈ જાય (મસ્તક સુધી લઈ જાય) તે યોગિની ત્રિકાલજ્ઞ બને છે તથા હવામાં ઊડી શકે છે" પોતાની કલ્પનાને વધુમાં વધુ ચગાવીને ઘણા આધુનિક સાધકો યોગ પાસેથી શી ધારણા રાખે છે તે દર્શાવવા મેં ઉપરના દૃષ્ટાંત આપ્યા છે. પ્રાચીન ગ્રંથોમાં આવા જોઈએ તેટલા દૃષ્ટાંતો મળી આવશે.

આ દૈવી શક્તિ વિશેના પોતાના જ અનુભવો પર રચાયેલ હોય તેવો તથા વિજ્ઞાનના વર્તમાન ખ્યાલોથી સુપરિચિત હોય એવા કોઈ આધુનિક બુદ્ધિમાન મનુષ્યે લખેલ હોય એવો કુંડલિની વિશે કોઇ આધુનિક ગ્રંથ નથી એ એક કમનસીબી છે. આ વિષય પર લખનારા ઘણાખરા લેખકો માત્ર પ્રાચીન ગ્રંથોના ઉતારા કરે છે અથવા પોતાના આધ્યાત્મિક તથા સૂક્ષ્મ બાબતોના ખ્યાલો અનુસાર જ આવા લખાણોના અર્થ કરે છે. આવા કોઈપણ પ્રાચીન અથવા આધુનિક ગ્રંથમાં આ ગૂઢ શક્તિના સ્વરૂપની વ્યાખ્યા કરવામાં આવી નથી અથવા બુદ્ધિગમ્ય સ્પષ્ટતા કરવામાં આવી નથી. આ વિષયમાં રસ ધરાવનારાઓનો સામાન્ય ખ્યાલ એવો છે કે કુંડલિની જાગૃતિ એ કાર્ય અને કારણને આધીન એવા સ્થૂલ અને દૃશ્ય જગતમાંથી એક જ ઝપાટે, જ્યાં બધું જ શકય હોય એવી અલૌકિક અવસ્થામાં સરી પડવાની ક્રિયા છે. આજના બુદ્ધિવાદના યુગમાં આવી દલીલ જોખમકારક છે. પ્રાચીન ગ્રંથોમાં જે કંઈ લખ્યું હોય તે બધું જ સાચું માનનારા તથા જે કંઇ રહસ્યમય જણાય એ બધા પર ભાર મૂકનારા લેખકોએ આવા ખ્યાલોનો વિકાસ કર્યો છે. શરીરની વિવિધ ક્રિયાઓ અત્યંત આશ્ચર્યજનક રીતે પાર પાડનાર અને શરીરના વિવિધ અંગો અને અવયવોમાંથી પ્રત્યેક ક્ષણે હજારો સંકેતો મગજને મોકલનાર તથા મગજમાંથી પામનાર જ્ઞાનતંતુઓની શક્તિના સ્વરૂપ સિવાય શરીર ક્રિયાના આધુનિક વિજ્ઞાને માનવીના શરીરની રચના, એના અવયવો અને એના કાર્યો વિશે લગભગ સંપૂર્ણ કહી શકાય એવું આલેખન કર્યું છે. ખાસ કોઇ બાબત બાકી રાખી નથી હા, મગજના કેટલાક ભાગો તથા મેરુદંડમાં થતી કેટલીક (ગૂઢ) ક્રિયાઓ વિશેનું જ્ઞાન અત્યંત અલ્પ છે. આ વિષય પરના સાહિત્યમાં દર્શાવાયું છે તે પ્રમાણે અદ્દ્ભુત ગણાય એવી આધ્યાત્મિક શક્તિ ઉત્પન્ન કરવા માટે શરીરમાં જે તંત્ર છે તે સામાન્ય દૃષ્ટિએ સમજી શકાય તેમ નથી મેરુદંડના પાયા નજીક મલદ્વાર તથા જનન–અવયવો આવેલા છે અને એમની ક્રિયાઓ સારી રીતે જાણીતી છે. શંકાવાદીઓ એવી શંકા ઉઠાવી શકે કે માનવ શરીરમાં ક્રાંતિકારક ફેરફારો કરી એની અસામાન્ય શક્તિ પ્રગટ કરે એવી જાદુઈ શક્તિનું સ્થાન આ ભાગો કેવી રીતે બની શકે?

આ યોગના પ્રાચીન પુરસ્કર્તાઓ આવી શંકાનો જવાબ આપતાં એવી દલીલ કરે છે કે વિશાળ અર્થમાં કુંડલિની એ પ્રાણશક્તિ છે અને વિશ્વમાં સમગ્ર જીવનનો આધાર છે અને તે સૂક્ષ્મ સ્વરૂપમાં પિંડ–બ્રહ્માંડ ન્યાયથી માનવીમાં મેરુદંડના મૂળમાં સર્પના આકારમાં સાડાત્રણ આંટા મારીને ગુંછળારૂપે રહેલી છે અને તેણે પોતાના મુખ વડે બ્રહ્મરંધ્રમાં શિવ સાથે સાયુજ્ય પામવાનો જે માર્ગ છે તેનું પ્રવેશદ્વાર રોકી રાખ્યું છે. સામાન્ય સ્ત્રી કે પુરુષમાં આ શક્તિ સુષુપ્ત હોય છે અથવા માત્ર ગુંછળું વળીને પડી રહી હોય છે. આ સમયે માનવીના ચેતનની અવસ્થા એવી હોય છે કે તે પોતાના દૈવી તથા શાશ્વત સ્વરૂપને ભૂલી જાય છે અને

પરિવર્તનશીલ તથા પ્રપંચમય જગતની સાંસારિક પ્રવૃત્તિઓના બંધનમાં પડી જાય છે. યોગ્ય સાધના દ્વારા આ કુંડલિનીને્ જાગૃત કરવામાં આવે છે ત્યારે વિદ્યુત રેખાની માફક તે સુષુમ્ણા નાડીમાંથી પસાર થાય છે તથા જીવાત્માને સંસારમાં બાંધી રાખનાર અંધકારને તે દૂર કરે છે. એટલે પ્રાચીન લેખકોના ખ્યાલ અનુસાર કુંડલિનીનું સ્વરૂપ દૈવી છે.′ તે ભગવાન શિવની સૂક્ષ્મ સર્જનાત્મક શક્તિ છે. શિવ જગતના સર્જક, પાલક તથા સંહારક છે. સૂક્ષ્મ સ્વરૂપમાં આ શક્તિ શિવ સાથે એકાકાર થઇ જાય છે પરંતુ આ શક્તિ સિવાય તે કશો ફેરફાર કે સુધારો કરી શકતા નથી, સૃષ્ટિનું સર્જન કે વિસર્જન કરી શકતા નથી. આ દૈવીશક્તિ જન્મદાત્રી તરીકે દેહધારીઓને જન્મ આપે છે અને જીવતા પણ રાખે છે. ષટ્ચક્ર નિરૂપણમાં (શ્લોક–૧૨) કહેવામાં આવ્યું છે તે અનુસાર: “કુંડલિની શક્તિ એ સર્વશક્તિશાળી કલારૂપે સર્જન માટે અદ્ભુત વિચક્ષણ છે અને સૂક્ષ્માતિસૂક્ષ્મ છે. શાશ્વત સુખમાંથી અમૃતના સતત વહેતા પ્રવાહની તે આધારરૂપ છે. એના પ્રકાશથી આ સમગ્ર વિશ્વ પ્રકાશે છે.” *

પરમાત્મા, ઇશ્વર, અલ્લાહ કે જેહોવા ધાર્મિક વૃત્તિ ધરાવનારાઓને જે અસીમ શક્તિ આપે છે તથા જે અસામાન્ય સ્થિતિમાં લઈ જાય છે એ જ શક્તિ અને એ સ્થિતિ આ શક્તિ પોતાના ભક્તોને પણ અર્પણ કરે છે. પ્રાચીન લેખકો કુંડલિની શક્તિ વિશે આવો ખ્યાલ ધરાવતા હોવાથી તેમણે કુંડલિની શક્તિને વિશ્વની જન્મદાત્રી તથા અધિષ્ઠાત્રી ગણાવીને, સર્વવ્યાપી, સર્વશક્તિશાળી તથા સર્વજ્ઞ ગણાવીને પોતાની તમામ શક્તિથી એનામાં તમામ ગુણોનું આરોપણ કર્યું હોય તથા ખૂબ જ ઉદારતાથી એની સ્તુતિ કરી હોય એમાં નવાઈ નથી. કુંડલિની શક્તિનો સાક્ષાત્કાર કરનાર ગુરુને પણ લગભગ દૈવી ગણવામાં આવ્યા, એમનામાં માર ગુણો તથા અલૌકિક શક્તિઓનુ આરોપણ કરવામાં આવ્યું અને પરમાત્માની પરમ કૃપા પામેલા ગણવામાં આવ્યા–એનુ કારણ સ્પષ્ટ છે આવો જ ખ્યાલ બીજી રીતે પણ દર્શાવવામાં આવ્યો છે કે વિશ્વની પાછળ રહેલી સર્વશક્તિશાળી અદૃશ્ય શક્તિને તપ, ભક્તિ અને વિવિધ આધ્યાત્મિક સાધનાથી પ્રસન્ન કરવાથી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરી પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકાય છે. આનાથી દૈવી ગુણો તથા દૈવી શક્તિઓ પ્રગટે છે. માનવજાતિના લગભગ તમામ મહાન ધર્મોમાં આવો ખ્યાલ ફેલાયેલો છે. આદિકાળના સંપ્રદાયો તથા ધાર્મિક વિધિઓમાં પણ આવો જ ખ્યાલ હતો. સૂક્ષ્માતીસૂક્ષ્મ સ્વરૂપમાં સર્વશક્તિશાળી સર્જનાત્મક

---

* तन्मध्ये परमा कलातिकुशला सूक्ष्मातिसूक्ष्मा परा।
नित्यानन्दपरपरातिविगलत् पीयूषधाराधरा॥
ब्रह्माडादिकटाहमेव सकलं यद् भासया भासते।
सेयं श्रीपरमेश्वरी विजयते नित्यप्रबोधोदया॥

શક્તિને ગૂંચળું વળીને રહેલી સર્પિણીનું – નિષ્ક્રિય અવસ્થામાં તથા માનવીના શરીરમાં મેરુદંડના મૂળમાં રહેલ પ્રતીક ગણવામાં આવી છે. કુંડલિની યોગનો આશય આ સર્પિણીને જાગૃત કરીને ક્રમશઃ સુષુમ્ણા માર્ગે ચડાવીને અંતે બ્રહ્મરંધ્રમાં શિવની સાથે એનું સાયુજ્ય કરાવવાનો છે એમ કહેવાય છે કે આવી રીતે કુંડલિની શક્તિને ઊંચે ચડાવતાં વર્ષો નીકળી જાય છે પરંતુ કેટલાક અપવાદરૂપ સાધકોમાં માત્ર થોડા જ સમયમાં કુંડલિની બ્રહ્મરંધ્રમાં પહોંચી જાય છે અને સતત દૈવી અનુભવ થાય છે. પાંચ ચક્રો અથવા કમળોમાંથી ઉપર ચડતી વખતે પંચમહાભૂતો – પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશમાંથી એક પછી એક મહાભૂતને મૂળ તત્ત્વમાં – ચૈતન્યમાં વિલીન કરતી જાય છે અને છેવટે મનને 'અહં'માં વિલીન કરીને – આદિ શક્તિના આ બે સ્વરૂપોમાં વિલીન કરીને મુક્ત થયેલ શક્તિ શાશ્વત ચેતનામાં વિલીન થાય છે.

ઘણાખરા આધુનિક લેખકોએ પણ આ વિષય પર આવી જ રીતે આલેખન કર્યું છે અને પ્રાચીન લેખકોને અનુસરીને કુંડલિનીને લગતા અનુભવને તેમણે માનવ શરીરથી અલગ ગણીને વિશ્વવ્યાપી વિરાટ સૂક્ષ્મ, અદ્ભુત શક્તિની સાથે કુંડલિનીને સાંકળી લીધી છે. મેરુદંડ ઉપર આવા કોઈ ચક્રો હોય અથવા મેરુદંડના મૂળમાં ગૂંચળું વળીને સર્પિણી જેવા આકારનો કોઈ ભાગ હોય એની સામે જે વાંધો ઉઠાવાય તે આવી રીતે દૂર કરવામાં આવ્યો છે પરંતુ એવો બચાવ કરવામાં આવ્યો છે કે આવા ચક્રો તથા ગૂંછળાના આકારમાં રહેલી કુંડલિની સર્પિણી એ બધાં સ્થૂળ અસ્તિત્વ ધરાવતા નથી પણ સૂક્ષ્મ સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવે છે અને તે પ્રાણ માટે સૂક્ષ્મ કોષરૂપ છે તથા તે સ્થૂળની આસપાસ વીંટળાયેલ છે આવી જ રીતે હઠયોગના ગ્રંથોમાં વારંવાર જે 'નાડી'નો ઉલ્લેખ થાય છે તે શરીરમાંના પ્રાણશક્તિના વહનના સૂક્ષ્મ માર્ગો છે પણ તે સ્થૂલ શરીરમાં ફેલાયેલ જે જ્ઞાનતંતુઓ તથા રક્તવાહિનીઓ છે તેનાથી અલગ છે કુંડલની શક્તિ જાગૃત થતાં શરીરમાં જે સુષુપ્ત પ્રાણશક્તિ જાગૃત થાય છે તેનું સ્વરૂપ એવું આશ્ચર્યજનક છે અને તે ભૂલ વગર ચોકસાઈથી અને અલૌકિક બુદ્ધિથી એની કામગીરી બજાવે છે કે જેથી માનવી પરમાત્માના પ્રદેશમાં પહોંચી જાય છે એ હકીકતનો ઇનકાર થઈ શકે તેમ નથી એટલે માત્ર વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોઈએ તો કુંડલિની યોગના કેટલાક મૂળભૂત ખ્યાલો, નાડી અને આ કમળોના આધુનિક લેખકોએ જે અર્થો કર્યા છે એની સાથે કશું વાસ્તવિક અસ્તિત્વ ધરાવતા નથી આમ છતાં કેટલાક ગ્રંથોમાં નાડીઓને રક્તવાહિનીઓ ગણાવવામાં આવેલ છે.

પ્રાચીન અને આધુનિક લેખકોએ વારંવાર 'ચક્ર' શબ્દનો ઉલ્લેખ કર્યો છે અને સતત ઉપયોગને કારણે આ શબ્દ એટલો પરિચિત બન્યો છે કે કુંડલિનીમાં ચક્રોનું મહત્ત્વ સ્થપાયું છે. કેટલાક નિષ્ણાતોએ એવો મત દર્શાવ્યો છે કે આ ચક્રો

મધ્યસ્થ અથવા સ્વાયત્ત જ્ઞાનતંતુઓના તંત્રના તંતુઓના ગૂંછળાં છે પરંતુ કેટલાક એમ માને છે કે આ ચક્રો પ્રાણશક્તિના કેન્દ્રો છે અને તે મગજ તથા મેરુદંડ ઉપર આવેલા છે. આંખથી જોઈ શકાય એવું એમનું અસ્તિત્વ છે જ નહિં. જ્યારે કુંડલિની જાગૃત થાય ત્યારે માત્ર સૂક્ષ્મ દૃષ્ટિથી જ આવા ચક્રો જોઈ શકાય. આવા કેન્દ્રોનું સ્વરૂપ કમળો જેવું છે અને દરેક ચક્રને–કમળને અમુક સંખ્યામાં પાંદડીઓ છે. સહુથી નીચેના મૂલાધાર ચક્રને ચાર પાંદડીઓ છે. તેની ઉપરના સ્વાધિષ્ઠાન ચક્રને છ, મણિપુર અથવા નાભિચક્રને દસ, તેની ઉપરના અનાહત અથવા હૃદયચક્રને બાર, વિશુદ્ધ અથવા કંઠચક્રને ૧૬, ભ્રૂમધ્યમાં આવેલા આજ્ઞાચક્રને બે અને છેલ્લા મગજમાં આવેલા સહસ્રાર ચક્રને એક હજાર પાંદડીઓ છે.

મૂલાધાર ચક્રથી આજ્ઞાચક્ર સુધીના કમળોની કુલ પાંખડીઓ પચાસ છે અને આ સંખ્યા સંસ્કૃત મૂળાક્ષરો જેટલી છે. આવા દરેક કમળની દરેક પાંદડી ઉપર એક અક્ષર છે અને આવા બધા અક્ષરો મળીને સંસ્કૃત વર્ણમાળા બને છે અક્ષર ઉપરાંત દરેક કમળની અધિષ્ઠાત્રી દેવી પણ છે આ દેવીનું પણ અમુક સ્વરૂપ તથા વર્ણ છે. બૌદ્ધ તાંત્રિકો માત્ર ચાર ચક્રો અથવા કમળોને માન્ય રાખે છે. આમાં સૌથી નીચેનું ચક્ર નાભિ પ્રદેશ નજીક છે તથા સહુથી ઊંચેનું કમલ સહસ્રાર ચક્રની માફક મસ્તકમાં છે. બીજા બે ચક્રો અનાહત તથા વિશુદ્ધ ચક્ર હૃદય તથા કંઠના વિસ્તારમાં આવેલા છે. ભગવાન બુદ્ધની કેટલીક પ્રાચીન પ્રતિમાઓમાં સહુથી ઉપરનું આ ઉસનીશ કમલ દર્શાવવા માટે મસ્તકની ટોચનો ભાગ જરા ઉપસાવેલો બનાવવામાં આવ્યો છે. મગજથી મેરુદંડ સુધીના માર્ગ પર સાત ચક્રો આવેલા છે એ ખ્યાલ પાછળથી રજુ થયો છે. શરૂઆતના ઉપનિષદોમાં આવા એક, બે કે ત્રણ ચક્રના ઉલ્લેખ કરવામાં આવ્યા છે જ્યારે કુંડલિનીને લગતા કેટલાક ગ્રંથોમાં, દસ, અગિયાર કે તેથી ય વધુ ચક્રોનું વર્ણન કરવામાં આવ્યું છે. બૃહદારણ્યક ઉપનિષદમાં ( ૨ ૧.૧૯–૪ ૨ ૩ ) માત્ર હૃદયચક્રનો જ ઉલ્લેખ કરી જણાવાયું છે કે : "અહીંથી બધી નાડીઓ શરૂ થાય છે તથા તે શરીરના દરેક ભાગમાં પ્રાણશક્તિનું વહન કરે છે." પતંજલિના યોગસૂત્રોનું વિવેચન કરતી વખતે ટીકાકાર વાચસ્પતિ મિશ્ર ( ૧ ૩૬ ) હૃદયકમલનો તથા સુષુમ્ણાનો ઉલ્લેખ કરે છે. પતંજલિએ પોતે પણ નાભિચક્ર પર ધારણા કરવાનો ઉલ્લેખ કર્યો છે. તાંત્રિક ગ્રંથોમાં યોનિસ્થાન, લાલન, માનસ તથા સોમચક્રનો ઉલ્લેખ થયો છે. શિવસંહિતા અનુસાર ( ૨–૨૮ ) આ છ ચક્રો ઉપરાંત બીજા પાંચ ચક્રો પણ છે અને તે અનેક નામ ધરાવે છે. અદ્વૈત માર્તંડ નામના એકંદરે પાછળથી લખાયેલા ગ્રંથમાં વીસેક જેટલા ચક્રોની ગણતરી કરવામાં આવી છે. એમ કહેવામાં આવ્યું છે કે છમાંથી કોઈ પણ એક ચક્ર પર ધ્યાન ધરવાથી કુંડલિની જાગૃત થાય છે. પ્રત્યેક ચક્ર પર ધ્યાન ધરવાથી અમુક સિદ્ધિ મળે છે

એમ કહેવાયુ છે: પ્રાચીન સમયમાં દોરવામાં આવેલા ચિત્રોમાં આવા કમળો, એમની પાંદડીઓ પરના અક્ષરો, બીજ મંત્રો, અધિષ્ઠાત્રી દેવી, એમના સ્વરૂપ તથા રંગ જે પ્રાચીન ગ્રન્થોમાં દર્શાવાયા છે તેમનું આલેખન થયું છે આનો અભ્યાસ વિચારપ્રેરક તથા વિસ્મયજનક છે. અત્યંત પ્રાચીન સમયથી વર્તમાન સમય સુધી મોટે ભાગે સાધકોમાં યોગના આવા સ્વરૂપ વિશે જિજ્ઞાસા ચાલુ રહી છે.

હવે સવાલ એવો ઊભો થાય છે કે આવા ચક્રોનું, કમળોનું વર્ણન તથા તેમની સાથે કરવામાં અન્ય વર્ણન કેટલે અંશે વાસ્તવિક છે તથા એમાં સત્ય કેટલુ છે? વૈજ્ઞાનિક વિચારસરણી તથા શરીરની રચનાથી પરિચિત માનવી પહેલી વાર જ્યારે આવા ચિત્રો જુએ છે ત્યારે પહેલી જ નજરે એને લાગે છે કે આવા ચિત્રો એવા મગજમાંથી નીકળ્યા હોવા જોઈએ કે જેણે વાસ્તવિકતા સાથે સંપર્ક ગુમાવી દીધો હોય તથા જે સ્વપ્નની કાલ્પનિક દુનિયામાં વસતો હોય. આવો માનવી આવા સમગ્ર આલેખનને સાવ અવૈજ્ઞાનિક તથા બુદ્ધિરહિત માનશે તથા એનો અસ્વીકાર કરશે. વળી તે એમ પણ માનશે કે ભોળા લોકોને ભરમાવવા માટે કોઈ તરંગી કે અપ્રામાણિક તથા પોતે જ ભ્રમણા સેવતા હોય એવા માનવીઓના ભેજાની આ પેદાશ છે. હકીકત એ છે કે ભારતમાં જેઓ વૈદિક ક્રિયાકાંડ અને ઉપાસનામાં માને છે એમણે તાંત્રિક ક્રિયાકાંડની કડક ટીકા કરી છે આમ હોવાથી ચક્રો, કમળો વિશે પ્રાચીન ગ્રંથકારોએ જે વર્ણન કર્યું છે. તથા આધુનિક શરીરક્રિયા વિજ્ઞાનના ગ્રંથોમાં મગજ અને મેરુદંડના તંત્રની જે વિશેષતાઓ દર્શાવી છે એ બે વચ્ચે મેળ બેસાડવાનું આધુનિક જ્ઞાન ધરાવતા માનવી માટે કેમ અશક્ય હશે એ જાણવાનું અઘરું નથી એટલે તંત્રોમાં ગૂઢતાના વાદળ નીચે યોગનું જે વર્ણન કરવામાં આવ્યું છે તે અને આધુનિક લેખકોના આ વિષય પરના લખાણોમાં જે તફાવત જોવા મળે છે એનાથી આશ્ચર્ય પામવા જેવું નથી. પ્રાચીન વર્ણનો તથા શબ્દોને વળગી રહીને, આધુનિક જ્ઞાનના ચોકઠામાં આ વિષય રજૂ કરવા જતાં તો આ વિષય વધુ દુર્બોધ અને જટિલ બની જાય છે.

માત્ર બુદ્ધિગમ્ય વિચારણામાં જ માનતો માનવી સ્વીકાર કરી શકે એવી વૈજ્ઞાનિક દૃષ્ટિએ જો સિદ્ધ કરવું હોય કે કુંડલિની શક્તિનો ખજાનો છે તો વિવિધ લેખકોએ કરેલા વર્ણનોમાં જે અસંગતતાઓ છે તેનું સ્પષ્ટીકરણ કરવાની તથા ચક્રો વિશે દેખીતી રીતે જ જે તરંગી તથા અશક્ય વિધાનો કરવામાં આવ્યા છે તેનું સ્પષ્ટકરણ કરવાની જરૂર છે. આમ કરવામાં આવે તો જ યુગોથી આ વિષયની આસપાસ જે જાળાં બાઝી ગયાં છે છે તે સાફ કરી શકાય આ યોગના પ્રાચીન અથવા અર્વાચીન અવાસ્તવિક આલેખનનું પરિણામ કદાચ એ આવશે કે હવે પછી કેટલાક સમય સુધી આ વિષયના જિજ્ઞાસુઓની સંખ્યામાં ઘટાડો થતો

રહેશે અને ભોળા લોકો તથા કંઈક અલૌકિક હોય તો તે શોધવા પાછળ પડેલા સાદા માનવીઓમાં આવો ભ્રમ ચાલુ રાખવામાં અમુક લોકોને સહાય મળશે. પરંતુ એનાથી આ પ્રાચીન યોગ પદ્ધતિને કશો લાભ નહીં થાય અને ગૂઢ ક્રિયાવિધિઓ, તરંગી આલેખનો તથા દંતકથાઓના આવરણ નીચે સહુથી મહત્ત્વની આ શોધને પ્રકાશમાં લાવવામાં પણ સહાય નહીં થાય ભૂતકાળમાં શરીરક્રિયાવિજ્ઞાન વિશે મૂળભૂત હકીકતોની બાબતમાં અજ્ઞાન હતુ તથા મન અને શરીરને લગતી ન સમજી શકાય તેવી બાબતો પ્રત્યે વહેમથી અહોભાવની દૃષ્ટિએ જોવામાં આવતું હતુ તથા પ્રાચીન સમયમાં બુદ્ધિશાળી તથા વિદ્વાનો પણ આવી માન્યતા ધરાવતા હતા એનો આપણે ખ્યાલ કરીએ તો લાગે છે કે પ્રાચીન મનીષિઓએ જે દેવદેવતાઓનું સર્જન કર્યું તથા શરીરમાં વિચિત્ર સ્વરૂપોની કલ્પના કરી તથા એ રીતે કુંડલિની શક્તિથી થતી મુગ્ધ કરી નાખે એવી અસરોને સમજાવવાનો પ્રયાસ કર્યો એને લીધે આપણને આશ્ચર્ય થતું નથી. પરંતુ હવે બુદ્ધિગમ્ય સ્પષ્ટીકરણ અનિવાર્ય છે.

વિસ્તારપૂર્વક તથા વિગતવાર જે કમળોનું વર્ણન કરવામાં આવ્યું છે તેની ચર્ચા હાથ ધરવા અગાઉ આપણે ચક્રોની જે અધિષ્ઠાત્રી દેવીઓ છે તથા જેમનું સુરેખ વર્ણન પ્રાચીન ગ્રંથોમાં કરવામાં આવ્યુ છે એ વિશે પ્રથમ ચર્ચા હાથ ધરીએ આ દેવીઓનાં નામ ડાકિની, રાકિની, કાકિની, સાકિની, લાકિની તથા હાકિની એવાં આપવામાં આવ્યા છે એ જોતાં જ કોઈપણ બુદ્ધિશાળીને એમ જરૂર લાગશે કે આ બધા નામો ગમેતેમ રચવામાં આવ્યા છે અને તેનાથી માત્ર અજ્ઞાનીઓ અથવા ભોળા માનવીઓ જ છેતરાઈ શકે. આવા નામો ધરાવતી દેવીઓ હોઈ શકે એમ ક્ષણવાર માટે પણ સ્વીકારવા કોઈ બુદ્ધિશાળી માનવી તૈયાર થાય નહી સાવ સામાન્ય બુદ્ધિ ધરાવતા માનવીને પણ આવા નામો અકુદરતી તથા કલ્પિત લાગે છે. કેટલાક આધુનિક લેખકોએ અર્થ કર્યો છે કે વિવિધ ચક્રોમાની અમુક મુખ્ય નાડીઓનાં આ નામો છે. જો આવો અર્થ સ્વીકારવામાં આવે તો પછી કમળો માટે પણ આપણે આવો અર્થ સ્વીકારવો પડે તથા આધુનિક માનવીને જે અસંભવિત તથા અત્યંત વિચિત્ર જણાય એવા પ્રાચીન નિષ્ણાતોના બીજા આલેખનો અને વિધાનોનો પણ આવી જ રીતે અર્થ કરવો જોઈએ જે નિષ્ણાતોએ આવો અનુભવ કર્યો હતો તેઓ મેરુદંડના માર્ગ પર જ્ઞાનતંતુઓના વિવિધ કેન્દ્રો ખાતે જે નવી પ્રાણશક્તિ ઉત્પન્ન થઈ હતી એની અસરથી જે વિચિત્ર અને ભેદી અનુભવ થયો હતો એનાથી ગૂંચવાયા હતા. આવા ગૂઢ અનુભવો જે વિવિધ માધ્યમોને કારણે થયા એમ એમણે માન્યુ તેમને શક્તિનું નામ આપ્યું કારણ કે માનવીનું શરીર–પિંડ તથા બ્રહ્માંડ મહાન દૈવી શક્તિ–મહાશક્તિ કે પરમેશ્વરીનો જ આવિષ્કાર કરે છે એના ખ્યાલ સાથે આવી માન્યતા સુસંગત છે.

આવા કમળોની પાંદડીઓ સાથે સંસ્કૃત વર્ણમાલાના વિવિધ અક્ષરો જોડવામાં આવ્યા છે એ હકીકત સ્વીકારવા સામાન્ય બુદ્ધિ તૈયાર નથી. સૂક્ષ્મ સ્તર પર જો આવા કમળો હોઈ શકે તો સંસ્કૃત ગ્રંથમાં અક્ષરોની જે સંખ્યા નિશ્ચિત કરવામાં આવી છે એટલી જ સંખ્યામાં ઇશ્વરે પાંદડીઓ માટે પણ અક્ષરોની વ્યવસ્થા કરી હોય તે માની શકાય તેવું નથી આવા અક્ષરો સૂક્ષ્મ અથવા સ્થૂળ જગતમાં અસ્તિત્વ ધરાવતા હોય કે નહીં તો પણ બીજી ભાષાઓને અલગ રાખીને માત્ર એક જ ભાષાના અક્ષરોને પસંદ કરવાનો ઇરાદો કુદરત કદી રાખે નહી. આવા કમળો જો ખરેખર મનુષ્યના શરીરનાં જ મહત્ત્વના ભાગો હોય તો પછી ચાઇનીઝ, મિસરના, સુમેરીઅનોના તથા સિંધુ ખીણના પ્રાચીન રહેવાસીઓના અક્ષરો આ પાંદડીઓ પર શા માટે ન હોય? સિંધુ સંસ્કૃતિના અક્ષરો તો સંસ્કૃત જેટલા જ પ્રાચીન છે. આવા કમળોની પાંદડીઓ પર આવા બીજી ભાષાના અક્ષરો ન હોવા માટે કોઇ કારણ નથી, પછી ભલે આવા અક્ષરો સૂક્ષ્મ અથવા આધ્યાત્મિક સ્તર પર કેમ અસ્તિત્વ ધરાવતા હોય? એમ પણ બને કે આપણે ભૂતકાળની બાબતો સ્પષ્ટ સ્વરૂપમાં જાણતા ન હોવાથી આ બધા કલ્પિત આલેખનો માત્ર કલ્પિત ન પણ હોય.

બીજમંત્રો પાછળ પણ રહસ્ય છે તે પણ જરાય ઓછુ ગૂઢ નથી હં, વં, યં, લં તથા થં જેવા મંત્રોમાંથી જે પ્રકારનો ધ્વનિ બહાર પડે છે એના પરથી સ્પષ્ટ લાગે છે કે ચક્રોની શક્તિઓ તથા અક્ષરોની માફક આ બીજમંત્રો પણ બનાવટી છે અત્યંત એકાગ્રતાથી આ મંત્રોનું સતત ઉચ્ચારણ કરવામાં આવે તો છેવટે શ્વાસોચ્છવાસ તથા હૃદયની ક્રિયા મંદ પડી જાય છે. અનુસ્વારો સાથેના એમના એકધારા ઉચ્ચારણોથી સમાધિ અગાઉની શૂન્યતા જેવી માનસિક અવસ્થા પ્રાપ્ત થઈ શકે છે. પ્રાગૈતિહાસિક કાળથી અમુક એકસરખા ઉચ્ચારણો કરવામાં આવતા હતા અને આજે પણ હિપ્નોટીસ્ટો તથા સૂક્ષ્મ વિદ્યા શીખવતા આચાર્યો નિદ્રા જેવી અવસ્થા લાવવા એમનો ઉપયોગ કરે છે. પ્રાચીન સમયથી અત્યાર સુધી અસામાન્ય માનસિક અવસ્થા ઉત્પન્ન કરવા તથા સંવેદનશીલ મનુષ્યોમાં સમાધિ જેવી અવસ્થા ઉત્પન્ન કરવા એકસરખા ઉચ્ચારણો તથા વિચિત્ર સંગીતનો ઉપયોગ થતો રહ્યો છે. આવા લોકો પર આવી સૂક્ષ્મ અસરો જલદી થાય છે ગુરુએ આપેલ બીજમંત્રો કે બીજા મંત્રોના ઉચ્ચારણોથી સાધકોમાં પણ આવી જ તંદ્રાવસ્થા જેવી અવસ્થા થાય છે અને અન્ય માનસિક તથા શારીરિક વ્યાયામ પણ જો સાથે કરવામાં આવતો હોય તો આવી અસર જલદી થાય છે આના પરથી સરળતાથી સમજાશે કે ઐં, હ્રીં, ક્રીં, શ્રીં, સ્વાહા અથવા હ્રીં, શ્રીં, ક્રીં પરમેશ્વરી સ્વાહા (મહાનિર્વાણતંત્ર ૬-૭૨-૭૪ અને ૮૨) અથવા તાંત્રિક સાધનામાં વપરાતા બીજા મંત્રોની અસર ચોક્કસ હિપ્નોટીઝમ જેવી થાય છે.

આમ એ સ્પષ્ટ થાય છે કે આ કમળો, એમની અધિષ્ઠાત્રી શક્તિઓ, પાંદડીઓ પરના અક્ષરો, બીજમંત્રો તથા આવા કમળના સ્વરૂપો તથા આકૃતિઓ —એ સર્વનું પ્રાચીન ગ્રન્થોમાં ચિત્રો સાથે તાદશ વર્ણન કરવામાં આવ્યું છે એમનું ખરેખર કોઈ અસ્તિત્વ છે જ નહીં પરંતુ નિષ્ણાતોએ તેમને પોતાના મનમાંથી ઉપજાવી કાઢેલ છે, કારણ કે આમ કરીને તેઓ પોતાના ઉપદેશો સચિત્ર રીતે સમજાવવા માંગતા હતા તથા એની આસપાસ ગૂઢતા, ગંભીરતા તથા પ્રભાવનું વાતાવરણ સર્જવા માગતા હતા. ધાર્મિક અભ્યાસ અને સાધનાઓને અસરકારક બનાવવા માટે આવી બધી બાબતોની જરૂર પડે છે. એ યાદ રાખવાનું છે કે કુંડલિની યોગની પદ્ધતિ અત્યંત પ્રાચીન છે. કદાચ સિન્ધુ નદીની ખીણની સંસ્કૃતિના યુગથી ય તે વધુ પ્રાચીન છે. એ એક જાણીતી હકીકત છે કે થોડા સમય અગાઉ રક્ત, કફ, રજોદર્શન ઇત્યાદિ બાબતો વિશે તથા શરીરના અવયવો અને તેમની કામગીરી વિશે પણ ચિકિત્સકો વિચિત્ર ખ્યાલો ધરાવતા હતા. અને ભૂતપ્રેત ઇત્યાદિના વળગાડથી રોગ ઇત્યાદિ તકલીફો થાય છે એવી માન્યતા હતી. ભયંકર અને અસાધ્ય રોગો માટે પણ લોકો ઘણીવાર મંત્રતંત્ર, તાવીજો અથવા બીજા જાદુઈ ઇલાજોને આશ્રય લેતા હતા, પરંતુ આજે ચિકિત્સાની આધુનિક, બુદ્ધિગમ્ય પદ્ધતિથી ધીમે ધીમે આવા રોગો કાબૂમાં આવતા જાય છે. આવા અજ્ઞાન અને વહેમના યુગમાં કુંડલિનીના અનુભવ વિશે કાલ્પનિક કથાઓ પ્રચલિત હોય તથા કુંડલિની યોગના પુરસ્કર્તાઓ એની ગૂઢ શક્તિ વિશે વિસ્મયજનક ખ્યાલો ધરાવતા હોય એમાં નવાઇ નથી. એમણે રહસ્યમય પદ્ધતિઓનો તથા જાદુઇ નિશાનીઓનો ઉપયોગ કર્યો અને મેરુદંડના મૂળથી શરૂ કરી મસ્તકના છેક ઉપરના ભાગ સુધી (જ્યાં આ કુંડલિની શક્તિનો ભાવ જણાય છે)ના વિસ્તારમાં જ્યાં અસામાન્ય અનુભવ થતો હતો ત્યાં વિચિત્ર આકારો, અક્ષરો તથા દેવદેવીઓની કલ્પના ખૂબ જ મોટા પ્રમાણમાં કરી છે. કુંડલિનીનો અનુભવ ખરેખર કેવો છે તથા એનું સ્વરૂપ કેવુ છે તે આપણે આજના આપણા પ્રગતિશીલ યુગમાં પણ સમજાવી શકયા નથી. આ કુંડલિની કયાં છે એની ખબર પડશે ત્યારે મહાન વિદ્વાનો માટે પણ એને સમજવાનું મુશ્કેલ બનશે. તો પછી પ્રાચીન સમયમાં કુંડલિનીના આવા જવલ્લેજ થતા ગૂઢ અનુભવની બાબતમાં આ સિવાય બીજા કેવા વલણની આશા રાખી શકાય?

દુનિયા જ્યારે અજ્ઞાનના અંધકારમાં ઢંકાયેલી હતી અને લોકો જ્યારે કોઈ ગૂઢ અને અલૌકિક માન્યતાઓમાં જકડાયેલા હતા એવા સદીઓ અગાઉના અત્યંત પ્રાચીન સમયમાં જે આલેખન થયાં છે એમાંથી આધુનિક લેખકોએ ઉતારા કર્યાં છે. આ વિષય સાથે સંબંધ ધરાવનાર માનસશાસ્ત્ર, શરીરક્રિયાવિજ્ઞાન તથા જ્ઞાનની વિવિધ શાખાઓમાં જે ભારે પ્રગતિ થઈ છે એની સાથે હાથ

મિલાવવા પ્રાચીન ગ્રંથોની ફરી રચના કરવા માટે આવા પ્રકારના યોગના કોઈ નિષ્ણાત તાજેતરના સમયમાં પણ આગળ આવ્યા નથી એ જ દર્શાવે છે કે કુંડલિની યોગનો અનુભવ ભાગ્યે જ થાય છે. પરંતુ આવા પ્રાચીન લેખકોને પણ ધન્યવાદ ઘટે છે કારણ કે અનેક અવરોધો તથા પોતાના સમયમાં ફેલાયેલા અજ્ઞાનના આવરણ નીચે તેઓ આ જ્ઞાન પ્રાપ્ત કરી રહ્યા હતા. તેઓ માનના અધિકારી છે. જાગૃત થયેલી કુંડલિનીના પ્રકાશિત પ્રવાહનો શરીરમાં જે રીતે સંચાર થતો હતો એનું નિરીક્ષણ કરીને તેમણે જ્ઞાનતંતુઓના તંત્રની કામગીરી વિશે આજેય અસામાન્ય ગણાય એવી માહિતી આપી છે.

વર્તમાન સમયના જ્ઞાનની કક્ષા સાથે કદમ મિલાવે એવા પ્રકારના ગ્રંથના આલેખન માટે પ્રાચીન સમયના આ કલ્પિત વર્ણનોની બાબતમાં સાચી પરિસ્થિતિ રજૂ કરવાનું તથા આ કુંડલિનીના અનુભવના વૈજ્ઞાનિક અનુભવ પર ધ્યાન કેન્દ્રિત કરવાનું જરૂરી છે. કુંડલિની વિશેનું માત્ર પ્રણાલિકાગત જ્ઞાન સારા પ્રમાણમાં ધરાવનાર આધુનિક સાધક સમક્ષ અત્યંત અઘરી સમસ્યા ખડી થાય છે. એની સામે એક તરફ વૈજ્ઞાનિક દૃષ્ટિએ રજૂ થતી શરીરની સંપૂર્ણ રચના છે તો બીજી તરફ ગ્રંથો દ્વારા એ એમ સમજે છે કે મેરુદંડના વિવિધ ભાગોમાં ગૂઢ દેવો અને દેવીઓ તથા રહસ્યમય સ્વરૂપો અને આકૃતિઓ છે. શરીરમાં આ બધાને સમજવા તે પ્રયાસ કરે છે ત્યારે મૃગજળની પાછળ પડતા માનવીની માફક એના હાથમાં કશું આવતું નથી. પરંતુ પ્રાચીન સાધકો માટે કુંડલિનીનો અનુભવ એ જીવનનો મુખ્ય આશય હતો. આવા સાધકોને અભ્યાસમાં મગ્ન રાખવા માટે આવા ગૂઢ જ્ઞાનનો લાંબો અભ્યાસક્રમ જરૂરી હતો જેથી ગુરુ પ્રત્યે એનામાં અહોભાવ જળવાઈ રહે અને ગુરુ માટે પણ આને માટે પોતાના શિષ્યોની જિજ્ઞાસા તથા રસ જાળવી રાખવા માટે આવા દંતકથામય દેવો તથા ગૂઢ આકૃતિઓ રજૂ કરવાની જરૂર રહેતી.

તો પછી આ ચક્રો એ ખરેખર શું છે તે વિશે આપણે વિચાર કરીએ. ચક્રોની આસપાસ ગુંથાયેલા વર્ણનોને દૂર કરીએ તો આ ચક્રો એ જ્ઞાનતંતુઓ જ્યાં એકાગ્ર થતા હોય એવા કેન્દ્રો છે અને તેઓ વર્તુલાકાર છે. મનુષ્યના શરીરની રચનાના આધુનિક જ્ઞાન સાથે આ હકીકત સુસંગત હોવાથી આપણે દૃઢતાથી આમ કહી શકીએ છીએ; કારણ કે જે ભાગમાં ચક્રો હોવાનું જણાવવામાં આવ્યુ છે ત્યાં જ્ઞાનતંતુઓની જાળ છે અને જ્યારે કુંડલિની શક્તિનો શક્તિશાળી પ્રવાહ ત્યાંથી પસાર થાય છે ત્યારે એની આપણને ખબર પડે છે. મગજની વીજળીની પ્રવૃત્તિ માપવા માટે હાલ જે નાજુક સાધનો વપરાય છે એમાં થોડો સુધારો થાય તો નજીકના ભવિષ્યમાં જ્ઞાનતંતુઓમાંથી પસાર થતા પ્રવાહોના ગુણો તથા શક્તિનું માપ કાઢવાનું પણ કદાચ શક્ય બનશે. જ્યારે આમ બનશે

ત્યારે કુંડલિની જાગૃત થાય ત્યારે જ્ઞાનતંતુઓના તંત્રમાં થનાર ફેરફારો તથા જ્ઞાન-તંતુઓના કેન્દ્રોમાં સામસામા વહેતા શક્તિશાળી પ્રવાહોને પણ સહેલાઇથી શોધી શકાશે. જો પ્રાચીન લખાણોનો બુદ્ધિપુર્વક ઉપયોગ કરી અર્થ કરવામાં આવે તો આ કુંડલિનીનો સમગ્ર અનુભવ કોઇ અલૌકિક શક્તિને આભારી છે અને એને પરિણામે જીવન પર જે અસર થાય છે તે વર્તમાન સમયના જ્ઞાનની કક્ષા સાથે સુમેળ સાધે એવી રીતે મોટા પ્રમાણમાં સમજવામાં આવે તથા એ રીતે એની સાથે કામ પાડવામાં આવે એને માટે પૂરતાં પ્રમાણમાં પુરાવા મળી રહેશે.

કુંડલિની શક્તિના આજના કેટલાક પુરસ્કર્તાઓ કુંડલિનીના કમળો તથા એમની સાથે અપાયેલી અન્ય વિગતોનો મેળ શરીરક્રિયા વિજ્ઞાનની આધુનિક સમજ સાથે બેસાડી શકતા નથી અને પ્રાચીન લખાણોની ભૂલભૂલામણીમાં ગૂંચવાયા કરે છે. તેઓ નાડીઓને જ્ઞાનતંતુઓથી અલગ ગણે છે તથા એમાં થઇને પ્રાણશક્તિનું સૂક્ષ્મ વહન થતું હોવાનું જણાવે છે.

તેઓની આવી માન્યતા તંત્રશાસ્ત્રના મૂળભૂત સિદ્ધાંતોની વિરુદ્ધ છે. કુંડલિની યોગની તમામ સાધનાનો આશય ભૂતશુદ્ધિનો છે અર્થાત્ પંચમહાભૂતોની શુદ્ધિનો છે આવી ભૂતશુદ્ધિ જ્ઞાનતંતુઓના તંત્ર તથા મગજના નિયમન હેઠળના શરીરના અવયવો દ્વારા જ થઈ શકે. હકીકત એ છે કે હઠયોગની વિવિધ સાધનાઓ–આસનો, ષટ્કર્મ, એકાગ્રતા અથવા પ્રાણાયમ એ સર્વનો આશય કુંડલિની શક્તિને જાગૃત કરવા માટે શરીરની મહત્ત્વની ક્રિયાઓ પર કાબૂ પ્રાપ્ત કરવા માટે વિવિધ અંગોની કામગીરી પર કાબૂ રાખવાનો તથા તેમને સુધારવાનો છે કુંડલિની જ્યારે જાગૃત થાય છે ત્યારે એનો પ્રાણશક્તિનો પ્રવાહ જ્ઞાનતંતુઓમાંથી પસાર થાય છે અને તે શરીરની શુદ્ધિ કરે છે તથા મગજમાં પરિવર્તન કરી ઇન્દ્રિયાતીત અનુભવોને શક્ય બનાવે છે. આપણે દરરોજ ધ્યાનપૂર્વક જોઇએ છીએ કે આપણને જે પ્રાણશક્તિ ચેતના આપે છે તેનું સ્વરૂપ દૈવી હોવા છતાં પણ તે શરીર ઉપર અને શરીર દ્વારા, મગજ, જ્ઞાનતંતુઓના તંત્ર તથા શરીરની અંદરની સૂક્ષ્મ રચનાઓ દ્વારા કામગીરી બજાવે છે તેનો જો આપણે સ્વીકાર કરીએ તો પછી આપણે એમ કેવી રીતે માની શકીએ કે બીજી કોઈ દૈવી શક્તિ આ જ શરીર પર સીધી અસર કરી શકે તથા મગજની, જ્ઞાનતંતુઓના તંત્રની અથવા બીજા અગત્યના અવયવોની સહાય વગર ભારે ફેરફારો તથા પરિવર્તન કરી શકે? નાડીઓ જો પ્રાણના વહેવાના સૂક્ષ્મ માર્ગો હોય તો પછી શરીરમાં ફેરફારો અને આવિષ્કારો કયે માર્ગે થાય છે? આ હકીકતો ધ્યાનમાં લેતાં જણાય છે કે ઉપરની માન્યતા પ્રાચીન લખાણોની વિરુદ્ધ છે તે ઉપરાંત સામાન્ય બુદ્ધિથી પણ પર છે તથા કઇક રીતે માત્ર બુદ્ધિગમ્ય શબ્દો દ્વારા જ સમજાવી શકાય એવા

અનુભવને સમજાવવા માટે સૂક્ષ્મ તથા પુરાવારહિત બાબતો રજૂ કરવા માટે આ માનપાત્ર પદ્ધતિના અત્યંત વૈજ્ઞાનિક સ્વરૂપથી પણ આવી માન્યતા વિરુદ્ધ છે.

પતંજલિના યોગસૂત્રોની ( ૩–૩૨ ) ટીકા કરતાં વાચસ્પતિ જણાવે છે કે : "(મસ્તક)માં શબ્દનો અર્થ સુષુમ્ણા નાડી થાય છે અને પતજંલિ એના પર સંયમ કરવા જણાવે છે." અહીં 'મસ્તકમાં' શબ્દ વાપર્યો છે તે સુષુમ્ણા નાડીનું સ્થાન સ્પષ્ટ રીતે સમજાવે છે એના પરથી શરીરમાં એનું સ્થૂળ અસ્તિત્વ પુરવાર થાય છે. આ બાબતનું સમર્થન કરતાં કઠોપનિષદમાં (૧૧–૩–૧૬) જણાવવામાં આવ્યું છે કે: "હૃદયની નાડીઓ એકસો એક છે. આમાંની એક ( સુષુમ્ણા ) મસ્તકમાંથી પસાર થાય છે આ નાડી મારફત મનુષ્ય અમર થાય છે બીજી દિશાઓમાં જતી નાડીઓ મૃત્યુ તરફ લઈ જાય છે" આનું વધુ સમર્થન કરતાં બૃહદારણ્યક ઉપનિષદમાં (૪–૨, ૩) કહ્યું છે કે: "અને આ જે માનવસ્વરૂપ ડાબી આંખમાં છે તે તેની પત્ની છે–વિરજ ( પદાર્થ ) છે. હૃદયમાં જે અવકાશ છે એ એતના સાયુજ્યનું સ્થાન છે હૃદયમાં જે રક્ત છે તે તેમનો ખોરાક છે. હૃદયમાં જે જાળ જેવું જણાય છે તે એનું આવરણ છે. હૃદયમાંથી ઉપર જતી નાડી એમને જવા માટેનો માર્ગ છે. આ માર્ગ (નાડીમાં) વાળના હજારમા ભાગ જેટલો છે. શરીરમાં 'હિત' તરીકે ઓળખાતી વિવિધ નાડીઓનું મૂળ હૃદયમાં છે. આ નાડીઓ મારફત જ પોષક તત્ત્વો આગળ વધે છે. એટલે સ્થૂળ શરીર કરતાં સૂક્ષ્મ શરીરનો આહાર જુદા પ્રકારનો છે." શરીરમાં જ્ઞાનતંતુઓ જ આવા સૂક્ષ્મ સત્ત્વને ખેંચી કાઢે છે તથા આસત્ત્વ જ સૂક્ષ્મ બળ તથા જ્ઞાનતંતુઓની શક્તિ તરીકે શરીરમાં પરિભ્રમણ કરે છે.

આ જ પ્રાણશક્તિ સ્થૂળ શરીર તથા સૂક્ષ્મ બ્રહ્માંડવ્યાપી પ્રાણશક્તિને જોડે છે વળી આ જ ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે કે: "મનુષ્યોમાં આ નાડીઓ હિતા તરીકે ઓળખાય છે અને તે વાળ જેવી સૂક્ષ્મ તથા વાળના હજારમા ભાગ જેટલી હોય છે અને તેમાં શ્વેત, વાદળી, ભુરુ, લીલું અને લાલ તત્ત્વ હોય છે...." (૪ ૩,૨૦) અહી શરીરમાંના જ્ઞાનતંતુઓનો ઉલ્લેખ થયો છે એ બાબતમાં કશી જ શંકા હોઈ શકે નહીં. કેટલાક સૂક્ષ્માતિસૂક્ષ્મ જ્ઞાનતંતુઓ વાળના હજારમા ભાગ જેટલા છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી એ સમયના પ્રચલિત ખ્યાલો અનુસાર આ રંગોનું કારણ વાત, પિત્ત અને કફનું મિશ્રણ છે. પંચસ્તવીમાં ( શ્લોક ૨ ) કુંડલિનીને કુમારિકા તથા મનુષ્યના શરીરને આવરી લેતા જ્ઞાનતંતુઓ જેવી સૂક્ષ્મ તરીકે વર્ણવવામાં આવી છે. હઠયોગ પ્રદીપિકામાં પણ આવો અભિપ્રાય ( ૨ – ૪ ) દર્શાવતાં લખ્યુ છે કે : જ્યાં સુધી નાડીઓમાં અશુદ્ધિ હોય ત્યાં સુધી સુષુમ્ણામાંથી પ્રાણનું વહન થતું નથી અને જ્યાં સુધી પ્રાણ સુષુમ્ણામાંથી

વહેતો નથી ત્યાં સુધી સાધનામાં સફળતા કેવી રીતે મળે? નાડીઓ જો સ્થૂલ અસ્તિત્વ ધરાવતી હોય તો જ એમનામાં અશુદ્ધિઓ થાય.

પ્રાણાયામ અને હઠયોગની બીજી સાધનાઓ આ અશુદ્ધિઓ દૂર કરવાનો આશય ધરાવે છે.

શિવસંહિતામાં (૨–૨૯, ૩૦, ૩૧, ૩૨) નાડીઓની શરીરમાંની રચનાનું તાદૃશ વર્ણન કરેલું છે. એ વાંચ્યા પછી આવી નાડીઓના સ્થૂલ અસ્તિત્વ વિશે કોઈને શંકા રહેતી નથી. પ્રાચીન લેખકોએ જે વર્ણનો કરેલાં છે તેમનું યોગ્ય મૂલ્યાંકન કરવા માટે એ યાદ રાખવાનું છે કે આધુનિક શારીરિક ક્રિયા વિજ્ઞાનના કોઈ પણ પુસ્તકમાં હોય એવા વિગતવાર તથા ચોક્કસ વર્ણનો આવા પ્રાચીન ગ્રન્થોમાં હોઈ શકે નહીં; કારણ કે એમના સમયમાં શરીરની રચના વિશેનું જ્ઞાન અત્યંત ગૂઢ હતું. એ સમયમાં નાડીના ધબકારા વિશે જ્ઞાન હતું પરંતુ રકતના વહનની સમસ્યાનું નિરાકરણ તેઓ કરી શકયા ન હતા. આ હકીકતોને ધ્યાનમાં રાખીએ તો જ્ઞાનતંતુઓના આ વર્ણનમાં અસામાન્ય માહિતી મળી રહે છે. એમાં જણાવવામાં આવ્યું છે કે:

"સુષુમ્ણા સિવાયની બીજી નાડીઓ મૂલાધારમાથી શરૂ થઈ જીભ, લિંગ, આંખો, હાથના અંગૂઠા, કાન, પેટ, બગલ, પગના અંગૂઠા તથા નીચલા અંગો સુધી વ્યાપેલી છે અને ત્યાં પૂરી થાય છે. આ નાડીઓમાંથી સાડાત્રણ લાખ નાડીઓ શાખાઓરૂપે નીકળેલી છે અને પોતપોતાના સ્થાનમાં રહેલી છે. આ બધી અગત્યની નાડીઓ પ્રાણનાં વહનમાં કુશળ છે અને સમગ્ર શરીરમાં વહેંચાયેલી છે તથા અમુક સ્થળે ખૂબ જ મોટી સંખ્યામાં છે." આર્થર એવેલોન અને બીજા નિષ્ણાતોનો એવો મત છે કે નાડીઓ પ્રાણશક્તિના વહન માટેના સૂક્ષ્મ માર્ગો છે પણ આ મતને પ્રાચીન ગ્રંથોમાં સમર્થન મળતું નથી. એકવાર એમ સ્વીકારવામાં આવે કે પ્રાચીન લેખકોએ આપણા શરીરમાં રહેલી નાડીઓનો ઉલ્લેખ કર્યો છે તો કુંડલિની યોગ વિશેના ખ્યાલમાં ફેરફાર થશે અને આ નાડીઓ સૂક્ષ્મ છે એવા ખ્યાલને લીધે કુંડલિનીના સિદ્ધાંત માટે જે પુરાવા આપી શકાતા નથી તે સ્પષ્ટ અને નક્કર સ્વરૂપમાં આપી શકાશે આ હકીકતનું જે ભારે મહત્ત્વ છે તે આ ગ્રન્થમાં અન્યત્ર સમજાવવામાં આવશે. બીજા કોઈ લોકોએ સ્વતંત્ર રીતે કુંડલિનીની પદ્ધતિ શોધી હોત તો કંઈક આવી જ રીતે એમાં પોતાની લિપિના અક્ષરો જ દર્શાવ્યા હોત. આ સંક્ષિપ્ત કથનની વધુ સ્પષ્ટતા કરતાં કહી શકાય કે કુંડલિની દ્વારા જે દર્શન થાય છે તથા બુદ્ધિની પ્રતિભાના જે ચમકારા જણાય છે એ બંને ય મુખ્યત્વે ભાષા દ્વારા દર્શાવી શકાય છે. એટલે તે સંસ્કૃત લિપિના કે કોઈપણ બીજી લિપિના અક્ષરો દ્વારા

દર્શાવી શકાય અને એવી રીતે તે આ ગૂઢ શક્તિ દર્શાવનાર પ્રતીક બને તે સાવ સ્વાભાવિક છે. પ્રાચીન નિષ્ણાતો આવો સંબંધ જાણતા હતા છતાં પણ તે કોઈપણ પ્રાચીન ગ્રન્થમાં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યો નથી. યોગ વિશેના કોઈપણ આધુનિક લેખકે પણ આનો ઉલ્લેખ કર્યો નથી. ઊંડા અભ્યાસ અને સંશોધન પછી પણ આમાંનુ કોઈ એનું મહત્ત્વ સમજી કે સમજાવી શક્યું નથી. આ બાબત અત્યંત મહત્ત્વની છે. જીવનના વિજ્ઞાનને વહેમોથી ભરેલી ક્રિયાઓ, કાલ્પનિક ભૂતપ્રેત ઇત્યાદિ વ્યક્તિઓ, ગૂઢ બનાવો અને દૈવી સિદ્ધિઓના આવરણથી ઢાંકી દેવામાં આવે તે માનવીના મનનો આદિ કાળનો વિકાસ દર્શાવે છે પણ તે આ અત્યંત મહત્ત્વના કુંડલિનીના સિદ્ધાંતમાં પ્રગતિ કરવાને બદલે પીછેહઠ માટે કારણરૂપ થઈ પડે છે. આ યુગ વિશાળ રીતે ફેલાયેલા જ્ઞાનનો તથા પ્રગતિનો છે. આ કુંડલિનીના સિદ્ધાંતને બુદ્ધિપૂર્વક સમજવામાં આવે તથા એનું અન્વેષણ કરવામાં આવે તો તે પરમાત્માની ખોજ કરનારાઓ માટે તથા વિજ્ઞાનના ઉપાસકો માટે આશ્ચર્યની ખાણરૂપ બની રહેશે.

સામાન્ય રીતે જોવામાં આવ્યું છે કે આપણે બે દુનિયાઓમાં—એક સ્થૂલ તથા બીજી આધ્યાત્મિક સૃષ્ટિમાં જીવીએ છીએ. દૃશ્ય જગત અને આપણાં શરીરો આ સ્થૂલ પદાર્થના બનેલાં છે પરંતુ આપણા વિચારો તથા આપણી ચેતના એવા સૂક્ષ્મ તત્ત્વમાંથી બનેલ છે કે આજના આ અસામાન્ય પ્રગતિ અને જ્ઞાનના યુગમાં પણ આપણે એમના વિશે લગભગ કંઈ જ જાણતા નથી. વિચારો, કલ્પનાઓ અને સ્વપ્નની આ સૂક્ષ્મ દુનિયા સ્થૂલ સૃષ્ટિના આપણા અનુભવની માફક જ એક મૂળભૂત હકીકત છે અને તે સ્થૂલ સૃષ્ટિ કરતાં ચોક્કસ આપણી વધુ નજીક તથા વધુ આત્મીય છે. પરંતુ તે આપણા પ્રત્યેક કોષ તથા માંસના તંતુઓ સાથે એવી ગાઢ રીતે સંકળાયેલ છે કે તે આપણા સ્થૂલ શરીર સાથે અનિવાર્ય રીતે જકડાયેલી લાગે છે. જો ચેતના અને વિચાર સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતા પદાર્થ હોય અને માત્ર કોષોની પ્રવૃત્તિનું જ પરિણામ ન હોય તો એમનું સ્વતંત્ર અસ્તિત્વ હોવું જોઈએ તથા પ્રવૃત્તિઓનું પોતાનું સ્વતંત્ર ક્ષેત્ર હોવું જોઈએ એ સાચી હકીકત છે પણ આપણા અનુભવને આધારે જોઈએ તો સૂક્ષ્મ દૃષ્ટિએ જ આ બાબત સાચી છે, કારણ કે આપણે શરીરના—માંસના માધ્યમ સિવાય ચેતના અથવા વિચારની પ્રવૃત્તિ કદી જોઈ શકતા નથી. બરાબર અહીં જ કુંડલિની નિર્ણયાત્મક ભાગ ભજવે છે. બૌદ્ધિક વિકાસની અમુક કક્ષાએ માનવીની મહત્ત્વાકાંક્ષા જાણતી હોય તેમ દીર્ઘ દૃષ્ટિ ધરાવતી પ્રકૃતિએ માનવીના શરીરમાં એવી કોઈ દૈવી ગોઠવણ કરી છે કે જે મગજને પહોંચતી પ્રાણશક્તિમાં ફેરફાર કરીને ચેતનાના વિસ્મયજનક જગતને જાગૃત બનેલા માનવીના અનુભવમાં લાવી શકે.

કુંડલિનીનું સમગ્ર વિજ્ઞાન પ્રાણવાયુ, ચક્રો તથા મગજ વચ્ચે યોગ્ય વ્યવસ્થા કરવા પર રચાયેલું છે. વાયુ શબ્દ સંસ્કૃત છે અને તેનો અર્થ પવન થાય છે પણ વાયુ શબ્દ જ્યારે પ્રાણ સાથે વપરાઇને પ્રાણવાયુ શબ્દ બને છે ત્યારે તે સ્થૂલ નહીં પણ સૂક્ષ્મ બને છે. પ્રાણશક્તિ અથવા શરીરમાંનો અગત્યનો વાયુ દર્શાવવા પ્રાચીન લેખકોએ ક્યારેક 'પ્રાણ' શબ્દ તો ક્યારેક 'વાયુ' શબ્દનો પણ ઉપયોગ કર્યો છે. પ્રાણ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે, અમર છે તથા સર્વવ્યાપી છે છતાં જ્યારે તે પ્રાણીઓના સ્થૂળ શરીરમાં દાખલ થાય છે ત્યારે જીવનવિજ્ઞાનના તમામ નિયમો એને લાગુ પડે છે. હકીકત એ છે કે સમગ્ર પ્રાણીસૃષ્ટિ પદાર્થના અણુ પરમાણુ સાથે જોડાઇને તેમાંથી ઉત્પન્ન થાય છે પ્રાણ એ બનેય પરાશક્તિમાંથી ઉદ્‌ભવ પામ્યા છે. પ્રાણ અને પદાર્થનું આ સંયોજન થવાથી આ સમગ્ર પ્રાણીસૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. એ સહેલાઇથી માનવીના નિશ્ચય સામે નમી પડે એવી તકલાદી અને ક્ષણભંગુર છે એમ ધારવું તે આપણું આજનું જ્ઞાન જોતાં સૌથી વધુ હાસ્યાસ્પદ જણાય છે. કેટલાક લોકોના મનમાં એવો ખ્યાલ છે કે થોડીક મિનિટ એકાગ્રતાથી સાધના કરવાથી આશ્ચર્યજનક અનુભવો થશે અને પ્રાણ તથા વિચારોનો નિરોધ થતાં ચેતનાની વર્તમાન કક્ષા બદલી શકાશે. ધાતુ ઉપર હળવાશથી હથોડા માર્યા કરવાથી એમાંથી અણુશક્તિને છૂટી કરી શકાય એના જેવી આ માન્યતા છે. માનવીની ચેતનાને સામાન્ય સપાટી પરથી ઇન્દ્રિયાતીત સપાટી પર લઈ જવી હોય તો અને એમ ક્રાંતિકારક પરિવર્તન કરવું હોય તો સમગ્ર શરીરને ફરી અત્યંત સ્વચ્છ તથા કાર્યશીલ બનાવવાની જરૂર છે. આ કારણને લીધે જ યોગમાં સાચી સફળતા કોઈ વિરલાને જ મળે છે. હકીકત એ છે કે જેઓ યોગનો અભ્યાસ તથા સાધના કરે છે તેમને ઘણીવાર ખ્યાલ હોતો નથી કે એમણે ભગીરથ સાહસ કરવાનું છે અને એ રીતે જ ચેતનાનું પરિવર્તન થઇ શકે.

આ કાર્ય અત્યંત દુર્ગમ છે તથા માત્ર મનુષ્યના જ પ્રયત્નોથી પાર પડી શકે તેવું નથી એ બાબત પ્રાચીન લેખકોએ અત્યંત સ્પષ્ટતાથી જણાવી છે. કુદરતે મનુષ્યના શરીરમાં એવી વ્યવસ્થા કરી છે કે જેને અમુક ક્રિયાથી ઉત્તેજિત કરી શકાય છે અને એ રીતે યોગમાં જે ચેતનાની અવસ્થામાં દૂરગામી પરિવર્તન કરવાનો જે આશય રાખવામાં આવ્યો છે તે સિદ્ધ થઈ શકે છે : બીજી:પણ એક અચળ શરત છે : સાધકનું જ્ઞાનતંતુઓનું તંત્ર વંશવારસાગત રીતે અથવા યોગ્ય જીવન દ્વારા અમુક પ્રમાણમાં તૈયાર હોય તો જ ઇચ્છિત પરિણામ પ્રાપ્ત કરવા માટે કુંડલિની શક્તિને જાગૃત કરવા માટેનું તંત્ર કાર્યસાધક બની શકે. આ સાહસ આવું દુર્ગમ હોવાથી તથા એનાં પરિણામની સ્પષ્ટ આગાહી કરી શકાય તેમ ન હોવાથી તંત્રની તથા શક્તિ કેન્દ્રની ચાવીરૂપ કુંડલિનીને મેરુદંડના નીચેના ભાગમાં ત્રિકોણાકાર કુંદની ઉપર ગૂંચળું વળીને સૂતેલી સર્પિણી સરખાવવામાં આવી છે. કુંડલિનીની

આધારશિલા સમાન કંદ ખરેખર ક્યાં છે એ બાબતમાં વિવિધ લેખકોના વર્ણનોમાં ભેદ છે છતાં એ સહુનો સામાન્ય મત એવો છે કે આ પ્રદેશ નાભિ અને પેડુની વચ્ચે આવેલો છે. મૂલાધાર તથા બીજા ચક્રોના સ્થાનનું પણ ચોક્કસાઈપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે છતાં એમાં પણ થોડો તફાવત જોવા મળે છે. આ હકીકતો પણ સ્પષ્ટ રીતે દર્શાવે છે કે કુંડલિની અમુક જ સ્થળોમાંથી પસાર થાય છે એમ કહેવામાં આવે છે એટલે તે નાડીઓમાંથી પસાર થતી હોવાથી આવી નાડીઓ સ્થૂલ અસ્તિત્વ ધરાવે છે. શરીરનો કાયાકલ્પ કરવા માટે તથા મનની ઊર્ધ્વગતિ કરવા માટે જ્યારે કુંડલિની શક્તિ જાગૃત થાય છે ત્યારે કંદનો સમગ્ર પ્રદેશ કેવી રીતે ચેતનમય બને છે અને તમામ અગત્યના અંગોમાં તથા કેન્દ્રોમાં તે શક્તિ ફેલાવે છે તે આ ગ્રન્થમાં અન્યત્ર સમજાવવામાં આવ્યું છે.

નાડીઓનું વર્ણન જ્ઞાનતંતુઓના તંત્ર વિશે હાલ આપણું જે જ્ઞાન છે તેને બરાબર મળતું આવતું તથા ચક્રો પરના કમળો, અક્ષરો ઇત્યાદિ વાસ્તવિક રીતે છે જ નહીં અને તંત્રો તથા કુંડલિની યોગના બીજા ગ્રન્થોમાં એમનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે એમાં સ્થૂલ નાડીઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી પરંતુ સમગ્ર શરીરમાં ચેતનાના પ્રવાહને લઈ જનાર કલ્પિત માર્ગો એ જ આ નાડીઓ છે એમ ધારવું તે, આ હકીકતોને ધ્યાનમાં લઇએ, તો ખોટું છે. જો આવી નાડીઓ માત્ર સૂક્ષ્મ અસ્તિત્વ જ ધરાવતી હોત તો શરીરમાંના સ્વયસંચાલિત તથા કેન્દ્રીય જ્ઞાનતંતુઓ પર સીધી જ અસર કરનાર પ્રાણાયામ, આસનો, મુદ્રાઓ તથા બંધ કે જે કેવળ શારીરિક વ્યાયામ છે એ બધાની સાધના કરવાનું સૂચવવાને બદલે પ્રાચીન યોગીઓએ કેવળ સૂક્ષ્મ અસ્તિત્વ ધરાવતી તથા મનના માધ્યમ દ્વારા જેના પર અસર કરી શકાય એવી નાડીઓની—માર્ગોની ઉત્તેજના માટે માત્ર માનસિક વ્યાયામની ભલામણ કરીને સંતોષ માન્યો હોત. પરંતુ અત્યંત પ્રાચીન કાળથી મન અને શરીરની પરસ્પર અસરને ધ્યાનમાં રાખીને જે અઘરી તથા કષ્ટદાયક સાધનાઓ યોજવામાં આવી છે એના પરથી ચોક્કસ પુરાવો મળી રહે છે કે જે તંત્રને ઉત્તેજિત કરવાનું છે એ સ્થૂલ અસ્તિત્વ ધરાવે છે. આવું તંત્ર સ્થૂલ રીતે અસ્તિત્વ ધરાવતું હોય તો એની અસર શરીરના વિવિધ અવયવો તથા મનની અસામાન્ય સ્થિતિ લાવવા ઉપર પડી શકે. આ ગ્રન્થના હવે પછીના પ્રકરણો પરથી આ સત્યની પ્રતીતિ થશે.

વિશ્વમાં વ્યાપેલ પ્રાણશક્તિ મનની માફક સ્થૂલ પદાર્થથી પર છે એ સાચું છે પણ તે સ્થૂલ અને દૃશ્ય અવયવોના સાધન દ્વારા ચોક્કસ માર્ગો દ્વારા જીવંત તંત્ર ઉપર અર્થાત મગજ અને મેરુદંડના તંત્ર ઉપર અસર કરે છે. આપણે સારી રીતે જાણીએ છીએ કે મગજ એ મનને વ્યક્ત કરવાનું સાધન છે. સામાન્ય રીતે જોઇ ન શકાય એવા અત્યંત સૂક્ષ્મ સ્પંદનો ઝીલવા માટે મગજને તૈયાર કરવાથી

આપણે સમજી શકીશું કે મનના ઇન્દ્રિયાતીત પ્રદેશ સાથે સંબંધ સાધવાનો માત્ર આ જ માર્ગ છે. આ આશય સિદ્ધ કરવા માટે ધ્યાન, પ્રાણાયામ, મંત્ર કે પ્રાર્થના એમ ગમે તે પ્રકારની સાધના કરવામાં આવે તોપણ એ દરેકની અસર મગજ પર અથવા મગજના એવા ભાગ પર પડે છે કે જેના વિશે આપણે કંઇ જ જાણતા નથી. આવી સાધનાથી મગજમાં, જ્ઞાનતંતુઓમાં અથવા મગજમાંના ભૂરા અને શ્વેત પદાર્થ ઉપર શી અસર થાય છે તે આપણે જાણતા નથી પણ આવી અસર તો થાય છે જ એટલું જાણીએ છીએ. આપણે જે કોઈ સાધના કે અભ્યાસ કરીએ એની મગજ પર અસર થાય છે. કુંડલિનીની જાગૃતિની બાબતમાં પણ આ અક્ષરશઃ સાચું છે, કારણ કે પ્રાણ આપણા શરીર પર જ્ઞાનતંતુઓ અને મગજ દ્વારા અસર કરે છે. કુંડલિની યોગ સિદ્ધ કરવા માટે આ બંનેયની સાધના કરવાનું તથા એમને યોગ્ય સ્થિતિમાં લાવવાનું જરૂરી છે. પ્રાચીન યોગીઓએ સાધકો માટે આવી જ સાધનાની ભલામણ કરી છે. કુંડલિનીને જાગૃત કરવા તથા ત્યાર બાદ એને સક્રિય રાખવા જેવી રીતે વિચારોને વધુ સારી રીતે વ્યક્ત કરવા માટે મગજને તાલીમ આપવાની તથા વિકસાવવાની જરૂરત હોય છે એવી જ રીતે મગજ અને મેરુદંડના તંત્ર માટે આ શરીરમાંના માર્ગની પણ જરૂર રહે છે. હાલ આપણને આનાં જે વર્ણનો મળે છે તેમનો ઊંડી વિચારણા કર્યા સિવાય સ્વીકાર કરવાથી આ વિષય વધુ ગૂઢ અને ગૂંચવણભર્યો બન્યો છે અને આ મહાન કુંડલિની શક્તિ વિશે ખોટા અને ગેરરસ્તે દોરે એવા ખ્યાલો રચાયા છે. આવા વર્ણનો, નિશાનીઓ અને આકૃતિઓથી વિદ્વાનો પણ જે રીતે ગેરરસ્તે દોરાયા છે તે વિસ્મયજનક છે આમ સામાન્ય માનવી પણ ખોટા ખ્યાલ ધરાવતો થઇ ગયો છે અને તે એમ માનવા લાગ્યો છે કે કુંડલિની શક્તિ કોઈ અલૌકિક શક્તિ છે અને યોગની સાધનાથી આ શક્તિને પ્રસન્ન કરવામાં આવે તથા સંતોષવામાં આવે તો ભાગ્યશાળી સાધકના હાથમાં એવો ચિન્તામણિ આવી જાય છે કે જેથી સહાયથી તે ધારે તે કરી શકે છે.

ચક્રો, કમળો, શક્તિઓ, સાપો, મંત્રોની બાબતમાં મનુષ્યના મને પ્રાચીન કાળથી જે મોટા અને ગેરરસ્તે દોરનારાં કલ્પના ચિત્રો દોર્યાં છે એમને બાજુએ રાખીએ તો આધુનિક જ્ઞાનના પ્રકાશમાં આપણને જણાય છે કે મનુષ્યના શરીરમાં મેરુદંડના મૂળમાં ચેતના–શક્તિનો ખજાનો છે. અમુક સિદ્ધ કરેલી સાધનાઓ દ્વારા જ્યારે એને સક્રિય બનાવવામાં આવે ત્યારે મનુષ્યની સમજશક્તિમાં આશ્ચર્યજનક ફેરફારો થાય છે, મગજ વધુ ઊંચી અવસ્થા પ્રાપ્ત કરવા તૈયાર થાય છે અથવા ચેતનાનું ક્ષેત્ર વિસ્તરે છે. આ હકીકત આપણે તપાસ કર્યા બાદ સ્વીકારી શકીએ છીએ કુંડલિનીનો આવો અસામાન્ય અનુભવ કરનાર પયગંબરે અથવા અલૌકિક પ્રકાશ પામેલા ઋષિમુનિએ ઇતિહાસમાં પોતાની વિશિષ્ટ સિદ્ધિ દર્શાવી

છે પરંતુ આટલું જ પૂરતું નથી. ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થાના પ્રાદુર્ભાવ માટે સારી રીતે વિકસેલા શરીરની, વધુ સારા જ્ઞાનતંતુઓના તંત્રની તથા મગજની જરૂર પડે છે અને તો જ આવું પરિવર્તન થઈ શકે એટલે પ્રાચીન ગ્રંથોમાં આરોગ્ય અને દીર્ઘ આયુષ્ય અંગે જે વચનો અપાયાં છે તે કંઈક અંશે સાચાં છે. આગાહી કરવી, અદૃશ્યનું દર્શન કરવું, સામાના મનની વાત જાણી લેવી, વશીકરણ, પ્રભાવ પાડવો વગેરે મનની અસામાન્ય સિદ્ધિઓ સફળ સાધકને અમુક પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. તંત્રો અને કુંડલિનીને લગતા તમામ ગ્રંથોનો આ સાર છે. અગાઉ જણાવ્યું છે તે પ્રમાણે યોગના તમામ સ્વરૂપોનો તથા તમામ ધાર્મિક સાધનાઓનો અંતિમ આશય આજ છે. કોઇપણ ધાર્મિક કે આધ્યાત્મિક અભ્યાસનો અંતિમ આશય સામાન્ય મનથી પર હોય એવી વિરાટ ચેતના અથવા જીવનના અનંત વિશ્વનો તથા મનનો સુમેળ સાધવાનો છે કુંડલિની યોગથી માનવીમાં જે પરિવર્તન થાય છે એને પરિણામે મનની અસામાન્ય સિદ્ધિઓ, બુદ્ધિમત્તામાં વધારો તથા સાહિત્યિક પ્રતિભાનો અચૂક વિકાસ થાય છે.

મેરુદંડના મૂળ પાસેના ભાગમાં જ્ઞાનતંતુઓનું ગૂંચળું છે. ત્યાં થઇને શુદ્ધ તથા અશુદ્ધ લોહી લઈ જતી રક્તવાહિનીઓ પસાર થાય છે. શરીરના આ મધ્ય ભાગમાં જ સ્ત્રીઓ અને પુરુષોના જનન અવયવો આવેલા છે. શરૂઆતના ક્રમમાં માનવજીવનની અહીંથી શરૂઆત થાય છે એ હકીકતનો ઇનકાર કરી શકાય તેમ નથી અહીંથી જ જાતીય આવેગ શરૂ થાય છે અને એની અત્યંત શક્તિશાળી અસર મગજ પર પડે છે, ગૂઢતા અને રોમાંચનું આ કેન્દ્ર છે. એમાં જીવનની, સર્જનાત્મકતાની, માનસિક વળાંકો તથા પૂર્વગ્રહોની શક્યતાઓ ભરેલી છે માનસશાસ્ત્ર હજી હવે એના પાયાની શોધની શરૂઆત કરે છે. અત્યત પ્રાચીન યુગોથી માનવશરીરના આ ભાગ વિશે સતત વિચારણા ચાલી રહી છે ઘણીવાર બાળકના શરીરમાં આ ભાગ જ પ્રથમ જિજ્ઞાસા જગાડે છે. આ ભાગની રચના ખરેખર શા માટે કરવામાં આવી છે તે તો પરમાત્મા જ જાણે છે. સામાન્ય પ્રજનન ક્રિયા ઉપરાંત મગજના અમુક ચોક્કસ કેન્દ્ર સાથે તથા અનેક જ્ઞાનતંતુઓ સાથે સંકળાયેલ આ ભાગનો વધુ ઉચ્ચ આશય શરીરના તમામ ભાગોમાંથી જીવનના—ચૈતન્યના સારને પ્રાપ્ત કરીને મેરુદંડમાં તેના સાંકડા ખાડામાં એકઠો કરીને આ જીવનચૈતન્યને, અમૃતને ઉપર પહોંચાડવાનો છે. આ જ્ઞાનતંતુઓ-માંથી પસાર થતા ચૈતન્યનો થોડો ઉપયોગ જનનક્રિયામાં થાય છે પણ તે ચૈતન્ય ઉપર જઈ માનવીને ઊર્ધ્વરેતા બનાવે છે એ કુંડલિની યોગનો પાયો છે. ચૈતન્યની ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરવા માટે યોગના પ્રત્યેક સ્વરૂપમાં આ જ અંતિમ આશય છે. જીવનનું આ અમૃત કેવી રીતે જ્ઞાનતંતુઓના શક્તિશાળી પ્રવાહમાં ફેરવાઈ જાય છે, આ ક્રિયામાં કયા જ્ઞાનતંતુઓ સંકળાયેલા છે, મગજના કયા

ભાગ ઉપર સહુથી વધુ અસર થાય છે તથા ચૈતન્યનું પરિવર્તન કેવી રીતે થાય છે ? આ બધા સવાલનો જવાબ આપવા માટે યોગ તથા અન્ય ધાર્મિક સાધનાના પ્રત્યેક સ્વરૂપ તથા ધર્મની નીચે કુદરતના જે અનેક મહત્ત્વનાં રહસ્યો છુપાયેલા છે તેમાંના આ એક રહસ્યની પૂરેપૂરી શોધખોળ કરવા માટે ભવિષ્યમાં અસંખ્ય વિદ્વાનોના નિષ્ઠાભર્યા પ્રયાસોની જરૂર પડશે કુંડલિની યોગની સાધનાથી પરમ ચૈતન્યની અવસ્થા, અસામાન્ય માનસિક શક્તિઓ, દીર્ઘ આયુષ્ય, ચમકતું આરોગ્ય, બુદ્ધિમત્તા તથા બીજી અનેક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે એવો જે પ્રાચીન યોગીઓએ દાવો કર્યો છે એનો અંશ માત્ર પણ આપણે સ્વીકારીએ તો તે દર્શાવે છે કે આપણા શરીરમાં એવી કોઈ શક્તિ છુપાયેલી છે કે જે એટલી વિસ્મયજનક, એટલી શક્યતા ધરાવનારી અને એટલી મૂલ્યવાન માનવજાતિનાં સુખ અને શાંતિ માટે છે કે આ રહસ્યનો પાર પામવા માટે કોઈ પણ ભોગ ઓછો નહીં ગણાય

# ૪

# યોગ : કયો સાચો ? કયો ખોટો ?

યોગના કેટલાક આચાર્યોના મત અનુસાર વિવેક એ યોગના સાધકોનો એક અત્યંત અગત્યનો ગુણ છે. યોગમાં શાશ્વત તથા વાસ્તવિક તથ્ય શું છે તથા નિરર્થક અને ક્ષણભંગુર શું છે એ વિશે માનવીએ દૃઢ ખ્યાલ પ્રાપ્ત કરવો જોઇએ મુક્તિના માર્ગ પર વિવેક કેટલો આવશ્યક છે તે શંકરાચાર્યે વિવેકચૂડામણિમાં (૧૪૭) આ પ્રમાણે દર્શાવ્યું છે; " આ બંધન શસ્ત્ર કે પવનથી, અગ્નિ કે લાખો ( ધાર્મિક ) ક્રિયાઓથી નષ્ટ કરી શકાતુ નથી પણ પરમાત્માની કૃપાથી ધારદાર બનેલી, વિવેકથી આવતી જ્ઞાનરૂપી તલવાર વડે એનો નાશ કરી શકાય છે. " જ્યાં સુધી સાધક યોગ્ય મૂલ્ય આંકી ન શકે અને પોતાને માટે શું શ્રેયસ્કર છે તથા શું શ્રેયસ્કર નથી એ નક્કી કરવાની બુદ્ધિ પૂરતા પ્રમાણમાં ધરાવી ન શકે ત્યાં સુધી તે યોગની કઠિન સાધનામાં સફળતા પ્રાપ્ત કરી ન શકે એ સરળતાથી સમજાય છે. આમ વિવેકરૂપી પાયા ઉપર જિજ્ઞાસુ સાધકના તમામ પ્રયાસોનો આધાર હોવાનું ચોક્કસ કારણ એ છે કે સાધકે પોતે જ પોતાનું ધ્યેય તથા એ ધ્યેયને પહોંચવાનો પોતાનો માર્ગ નક્કી કરવો પડશે. યોગના તથા ધાર્મિક ગ્રન્થોનો અભ્યાસ કરવાથી તથા વિદ્વાનો અને આચાર્યોની સલાહ પ્રાપ્ત કરવાથી વિવિધ નિષ્ણાતોએ દર્શાવેલા ધ્યેયો તથા એ ધ્યેયોને પહોંચવા માટેના માર્ગો જ એની નજર સમક્ષ આવે છે આવા તમામ આદેશો વિદ્વતાભર્યા, પવિત્ર તથા પ્રતીતિજનક હોય છે. બીજાઓએ સૂચન ગમે તે કર્યું હોય પરંતુ સાધકે પોતે જ પોતાની શક્તિ તથા વિવેકબુદ્ધિ અનુસાર પસંદગી કરવાની હોય છે. સાધનામાં આ બાબત જ મુખ્ય છે કારણ કે આવી પસંદગી ઉપર જ ભવિષ્યમાં એની સાધનાના પરિણામનો આધાર રહે છે.

જ્યારે આપણે કારકિર્દીની શોધ કરીએ છીએ, ભાગીદારની પસંદગી કરવા માગીએ છીએ અથવા કોઈ જોખમકારક સાંસારિક સાહસ કરવા માંગીએ છીએ ત્યારે આપણે મિત્રો અને શુભેચ્છકોની સલાહ લીધા પછી પણ આપણને જે સંજોગો અનુસાર અત્યંત સુયોગ્ય લાગે તેનો ખ્યાલ રાખીને અંતિમ નિર્ણય કરવા અગાઉ શું દિવસો અને અઠવાડિયાઓ સુધી ઊંડી વિચારણા કરતા નથી? તો પછી જ્યારે આપણે સર્જનહાર પરમાત્માને પહોંચવા માટે પ્રયાસ કરીએ અથવા ચેતનાના વધુ ઊંચા સ્તરોમાં પ્રવેશ પામવા પ્રયાસ કરીએ ત્યારે આપણું વલણ કેવું હોવું જોઈએ? ચેતનાની આ કક્ષાઓ તો સાગરના સહુથી ઊંડા તળિયાથી પણ ઊંડી છે અને પૃથ્વી પરના કોઈપણ પદાર્થ કરતાંય દૂર છે ત્યારે આ સવાલ મહત્ત્વનો બની જાય છે. આવી ખોજ માટે આપણામાં નિષ્ઠાભરી ઝંખના હોય તો શું આપણે આ વિષયના સાહિત્યનો ઊંડો અભ્યાસ પ્રથમ કરવો ન જોઈએ? આવા ધ્યેયને જેઓ પહોંચી શકયા છે એમ કહેવાય છે તેમના જીવન અને કથનોનો અભ્યાસ કરવો ન જોઈએ? તેઓ કેવા પ્રકારના માનવીઓ હતા તે શોધી કાઢવું ન જોઈએ? આ માર્ગ પર એમને આવેલા અવરોધોનો અભ્યાસ કરવો ન જોઈએ? એમણે કેવા ભોગ આપ્યા તથા કેટલું સહન કર્યું તે સમજવું ન જોઈએ? આ બાબતોનો અભ્યાસ કરવા ઉપરાંત બાઇબલ, કુરાન, ભગવદ્‌ગીતા, ધમ્મપદ વગેરે ગ્રંથોનો પણ અભ્યાસ કરવો જોઈએ આમ કરવાથી જિજ્ઞાસુ સાધકને પોતાના ધ્યેયને નિશ્ચિત કરવાની અને પોતાની નિષ્ઠાભરી સાધનાને અંતે પોતાને શું ફળ મળશે એની સૂઝ પડવાનો સંભવ છે. આવી રીતે તમામ બાબતોની વિચારણા કરીને તથા પૂર્વ અને પશ્ચિમના લોકોના મનમાં આ બાબતમાં જે ખ્યાલ છે તેની વિચારણા કરીને યોગમાં કેવી રીતે આગળ વધવું તે નક્કી કરી આગળ વધવામાં આવશે તો સાધકમાં ક્રાંતિકારક પરિવર્તન થશે થા આ પવિત્ર સાધના વિશે યોગ્ય તથા ગંભીર દૃષ્ટિબિન્દુ કેળવાશે. લોકો યોગને જાદુ માને છે એવી એની માન્યતા ઓગળી જશે અને એને સમજાશે કે યોગ સાચું વિજ્ઞાન છે, એમાં જોખમો અને મુશ્કેલીઓ પણ છે, નિરાશા છે અને આડે રસ્તે દોરાઈ જવાનો સંભવ પણ છે. પરંતુ માનવીના બીજા કોઈપણ સાહસમાં પણ આમ ક્યાં નથી બનતું?

યોગના ઘણાખરા સાધકો સમક્ષ પોતાના ધ્યેયનું સ્પષ્ટ ચિત્ર હોતું નથી. એને માટે કેવી તૈયારીઓ કરવી જોઈએ અથવા આ માર્ગમાં શું બનવાનો સંભવ છે એનો એમને ખ્યાલ હોતો નથી. પરિણામે યોગમાં સંપૂર્ણ સિદ્ધિ મળતી ભાગ્યે જોવામાં આવે છે. તેઓ માર્ગદર્શન માટે યોગાચાર્યો પાસે જાય છે અને તેઓ જે કંઈ કહે તે માની લે છે પરંતુ ઘણીવાર આવા યોગાચાર્યોને પોતાને જ સાચા ધ્યેયનો તથા સાધનાના માર્ગનો ખ્યાલ હોતો નથી. આવા યોગાચાર્યોએ દર્શાવેલા

આસનોમાં બેસવાની શરૂઆત કરી તેઓ તેમણે દર્શાવેલી બીજી સાધના કરે છે. પરિણામે તેઓ વ્યક્તિની સમગ્ર મનોમય સૃષ્ટિમાં ક્રાંતિકારક ફેરફારો કરવા માટે માનવીના મનના અંતસ્તલને સ્પર્શવા માટે સાચા સ્વરૂપમાં સાધનાની જે યોજના કરવામાં આવી છે એનો આશ્રય લેવાને બદલે યાંત્રિક, શારીરિક અને માનસિક વ્યાયામ જ કર્યા કરે છે. સાધક માટે જરૂરી એવી લાયકાતોનું વર્ણન કરતાં ઉપદેશ–સાહસ્રીમાં જણાવ્યું છે કે : " જેનું મન શાંત હોય, જેને ઇન્દ્રિયો પર કાબૂ હોય, જે દોષરહિત હોય, આજ્ઞાંકિત તથા સદ્‌ગુણી હોય, આચાર્યની ઇચ્છાને સદા આધીન હોય અને મુક્તિ માટે જેનામાં સતત ઝંખના હોય એને જ હંમેશા આનો ઉપદેશ આપવો. "

સાધકમાં સહુથી વધુ આવશ્યક વિવેક અને વૈરાગ્ય છે અને ભારતના તમામ ધર્મગ્રંથોએ એમને સહુથી પ્રથમ મહત્ત્વ આપ્યુ છે. કઠોપનિષદ (૧–૩–૭) જણાવે છે કે : "(રથ અર્થાત્ શરીરનો માલિક) અવિવેકી. મન પરના કાબૂ વગરનો તથા સદાય અશુચિ હોય તો તે ધ્યેયને પહોંચી શકતો નથી. માત્ર તે સંસારમાં જ જીવે છે (જન્મમરણમાં ભટવાય છે.)" પ્રાચીન ભારતમાં શિષ્યો અમુક સમય માટે પોતાના આચાર્યોની સાથે રહેતા ત્યારે પવિત્ર ગ્રંથો અનુસાર પોતાના શિષ્યોની ગુણવત્તાનો તેઓ સ્પષ્ટ ખ્યાલ પ્રાપ્ત કરી શકતા હતા. કેટલાક ઉપનિષદોમાં આનું સ્પષ્ટ આલેખન થયું છે. દા. ત મુંડકોપનિષદમાં કહ્યું છે (૧ ૧૩) કે : " જે શિષ્યનું મન સંપૂર્ણ શાંત થયું છે અને જેને ઇન્દ્રિયો પર સંયમ છે એવો શિષ્ય યોગ્ય વિનય સાથે પોતાની પાસે આવે ત્યારે બુદ્ધિમાન આચાર્યે એને બ્રહ્મનું એવું સાચું જ્ઞાન આપવું કે જેથી તેને અવિનાશી તથા સત્‌સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર થાય. "

ભગવદ્‌ગીતા વારંવાર સાધકની માનસિક લાયકાત પર ધ્યાન દોરે છે અને અનાસક્તિ, આત્મસંયમ, ભક્તિ, શ્રદ્ધા તથા બૌદ્ધિક વિવેક પર વારંવાર ભાર મૂકીને જણાવે છે કે મુક્તિની શોધમાં સફળતા શક્ય નથી. યોગની સાધના ખરેખર શરૂ કરવામાં આવે તે અગાઉ આત્મસંયમ શરૂ કરવો જોઇએ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે: "શાંત ચિત્તવાળા યોગીએ નિર્ભય થઇને, બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરી, મનને વશ કરી, મારામાં ચિત્ત લગાડી, મારા પારાયણ અને સમાધિનિષ્ઠ થઇને બેસવું." (૬–૧૪). વધુમાં તેઓ કહે છે કે "જેણે મનને વશ કર્યુ નથી તેને યોગ દુર્લભ છે ,પણ વશ કરેલા મનવાળો તથા યત્ન કરનારો મનુષ્ય ઉપાયથી તેને પ્રાપ્ત કરી શકે છે." (૬–૩૬) આ કથનો પરથી એ સાવ સ્પષ્ટ થાય છે કે યોગના અનુભવ માટે સરસ સમાધાનયુક્ત બુદ્ધિ જે સાધકને પોતાનું ધ્યેય પસંદ કરવામાં તથા જીવનવ્યવહાર તથા સદાચરણ નભાવવા માટે સહાય કરી શકે તે અનિવાર્ય રીતે આવશ્યક છે. હાલ યોગ માટે વત્તાઓછા પ્રમાણમાં પ્રયાસ

કરવામાં આવે છે. એમાં વિવિધ પદ્ધતિઓ છે તથા આચાર્યોનો પાર નથી આવા આચાર્ય મોટેથી પોતાની જ પદ્ધતિના ગુણગાન ગાયા કરે છે. અન્ય ક્ષેત્રોની માફક ગુરુની પસંદગી કરવા માટે પણ તીવ્ર બુદ્ધિમત્તાની આવશ્યકતા રહે છે. યોગ્ય કાળજીથી આવી પસંદગી કરવામાં ન આવે તો સાધકે ઊંડા અભ્યાસ તથા ઊંડી વિચારણા પછી પોતાના ધ્યેય અને માર્ગની પસંદગી કરી હોય છતાં પણ એને નિષ્ફળતા મળવાની પૂરી શક્યતા છે.

આના પરથી આપણે જે સમસ્યાની ચર્ચા કરવા માગીએ છીએ એના મર્મસ્થાન સુધી આવી પહોંચીએ છીએ. યોગની વિવિધ પ્રકારની સાધનાઓનો પ્રાચીન સમયમાં આદેશ આપવામાં આવતો હતો તથા આવી સાધનાઓ કરવામાં આવતી હતી પણ ત્યાર પછી ઘણો સમય વીતી ગયો છે. લોકોની જીવનની પ્રણાલિકા, વિચારણા તથા સામાજિક વાતાવરણમાં ભારે ફેરફારો થયા છે. યોગ માટે જે મૂળભૂત લાયકાતોની જરૂર છે એ જોતાં લાગે છે કે અમુક પ્રકારના જીવનની તથા મનના અમુક ગુણોની આવશ્યકતા છે. દા. ત. વૈરાગ્ય, આત્મસંયમ તથા ભક્તિ. પરંતુ હાલના સ્પર્ધાયુક્ત તથા ઝડપી યુગની આવશ્યકતાઓ સાથે આ બધા ગુણો અસંગત જણાય છે. એટલે વધુ જ્ઞાન ધરાવનાર યોગાચાર્યો સાધકોને આ અગત્યના ગુણો કેળવવાની તથા વ્યવહારુ જીવન જીવવાની સલાહ આપવાને બદલે વર્તમાન ભારે કૃત્રિમ અને સ્પર્ધા ધરાવતી સામાજિક વ્યવસ્થામાં પણ આ પ્રાચીન પદ્ધતિનો જ ઉપયોગ કરવા નિષ્ફળ પ્રયાસ કરે છે એને લીધે ખતરાજનક પરિણામો આવે છે. આ બાબત આ ગ્રન્થમાં વિસ્તારથી ચર્ચી શકાય તેમ નથી. અહીં માત્ર એટલું જ દર્શાવવાનું બસ થશે કે ભૂતકાળમાં ભારતમાં જ્યારે આધ્યાત્મિક સાધના સર્વોચ્ચ કક્ષાએ હતી ત્યારે જે મૂળભૂત યાલો અને સાધના વચ્ચે સુમેળ હતો એ બે વચ્ચેનો તફાવત હાલ વધતો જાય છે અને એ રીતે જ હવે તેને જગત સમક્ષ મૂકવામાં આવે છે. આ ગણતરીપૂર્વકનું પરિણામ ખાસ કરીને પશ્ચિમમાં નુકસાનકારક નીવડયું છે એનું કારણ એ છે કે સાધકો ઘણીવાર ભારતના પ્રાચીન યોગના ગ્રન્થોથી અજાણ હોવાથી આ દૈની ગ્રન્થોમાં જેનો આદેશ આપવામાં આવ્યો છે અને આધુનિક યોગાચાર્યો જે શીખવવાનો પ્રયત્ન કરે છે એ બે વચ્ચેનો ભેદ સમજવા જરૂરી દૃષ્ટિ ધરાવતા નથી.

અત્યન્ત પ્રાચીન સમયથી ત્રણ પ્રકારના ધાર્મિક આચાર્યો છે અને એમાં આધ્યાત્મિક જ્ઞાન આપનારા પણ છે. પ્રયત્નો વેડફાઈ ન જાય તથા ભ્રમ ઉત્પન્ન ન થાય તે માટે એમની વચ્ચેનો તફાવત સમજવાની જરૂર છે. આમાંનો એક વર્ગ યોગના ગ્રન્થોનું ઊંડું જ્ઞાન ધરાવે છે અને તેઓ તમામ પ્રકારની આધ્યાત્મિક

સાધનાઓ તથા ધાર્મિક વિધિઓ અને એમના ઉપયોગથી સુપરિચિત છે. પોતાના જ્ઞાન અને પ્રવચનોથી તેઓ પ્રભાવ પાડી શકે છે.

બીજા એક વર્ગના યોગાચાર્યો એવા છે કે જેમણે બુદ્ધિપૂર્વક સાધના કરી છે અથવા જેઓ યોગનો સદાચાર કેળવે છે, તેઓ સતત સાધના દ્વારા શાન્તિ પ્રાપ્ત કરે છે. એમને દિવ્ય દર્શન થાય છે. તેમનામાં અસામાન્ય સિદ્ધિઓ કુદરતી રીતે જન્મથી જ હોય છે અથવા વિકાસ પામે છે. તેઓ સામાનું મન વાંચી શકે છે અને અદશ્યનું દર્શન કરી શકે છે. પોતાના અનુયાયીઓ પોતાને માન આપે તે માટે પ્રસંગોપાત્ત તેઓ આવી અસામાન્ય સિદ્ધિઓ દર્શાવે છે પણ ખરા

ત્રીજા વર્ગના યોગાચાર્યોની સંખ્યા અતિ અલ્પ છે. તેમણે લાંબા કે ટૂંકા સમય સુધી યોગની સાધના કરી હોય છે ઉચ્ચ માનસિક વિશેષતાઓ ધરાવતા આવા યોગાચાર્યો તપોમય જીવન જીવે છે તથા પરોપકારી સ્વભાવ ધરાવે છે. કુદરતી બક્ષીસ મળી હોવાથી તેઓ અસામાન્ય સિદ્ધિને કારણે સમાધિ અનુભવે છે. તેઓ દિવ્યતાના ચમત્કારો અનુભવે તથા દિવ્ય પ્રેરણા પણ પામે છે. તેઓ અંતરંગ યોગની સાધનામાં મગ્ન રહે છે આવા ત્રીજા પ્રકારના યોગાચાર્યો જેવી માનસિક અવસ્થા અનુભવે છે એવી અવસ્થા પ્રાપ્ત કરવાનો આશય યોગના તમામ સ્વરૂપોનો છે આવી સાધના અનેક બાબતો પર આધાર રાખે છે તથા આવી સાધના કરનારા હજારો સાધકોમાં બહુ જ ઓછા સાધકો આવી અંતિમ અવસ્થા પ્રાપ્ત કરી શકે છે.

પહેલા બે પ્રકારના યોગાચાર્યો ઉપર જણાવેલા અને સાચો દિવ્ય પ્રકાશ પામેલા ત્રીજા વર્ગના યોગાચાર્યો પાસેથી પ્રેરણા પ્રાપ્ત કરે છે. ક્યારેક તેઓ ઘણા આગળ આવી જાય છે, કારણ કે સાચો આધ્યાત્મિક સાક્ષાત્કાર ભાગ્યે જ થાય છે. ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે : "હજારો માનવીઓ સાધના કરે છે એમાંથી કોઈક જ મને (શ્રીકૃષ્ણને–પરમાત્માને) પ્રાપ્ત કરી શકે છે." (૭–૬) જેમાં સર્વોચ્ચ કક્ષાના યોગાચાર્યોની આવશ્યકતા રહે છે એ પંથ કેવો દુર્ગમ છે એનું વર્ણન કરતાં કઠોપનિષદમાં (૧.૩.૧૪) કહ્યું છે કે : "ઉઠો, જાગૃત થાવ. સિદ્ધ પુરુષોને મળીને જ્ઞાન પ્રાપ્ત કરો. શાણા માનવીઓ આ પંથને અસ્રાની ધાર જેવો અણીદાર તથા દુર્ગમ ગણાવે છે." બુદ્ધિ અને નીતિની દૃષ્ટિએ માનવીઓ વિકાસની સીડીના વિવિધ પગથિયાં પર હોવાથી તથા એમના વલણો અને અભિરુચિઓ વિવિધ હોવાથી પૂર્ણતા વિશેના અને પરમાત્મા વિશેના એમના ખ્યાલો પણ વિવિધ હોય છે. આધ્યાત્મિક ખોજ પાછળના એમના આશયો પણ વિવિધ હોય છે. આવી સાધનાથી કોઈ જાદુઈ સિદ્ધિ પ્રાપ્ત કરીને કેટલાક સંસારમાં સફળ થવા માંગતા હોય છે તથા પોતાની સ્થૂળ વાસનાઓ સંતોષવા

માગતા હોય છે. કેટલાક ઊંચા દરજ્જાની તથા સત્તાની ઝંખના રાખતા હોય છે તથા આકર્ષક પ્રતિભાનો વિકાસ કરવા પ્રયત્ન કરતા હોય છે તથા પોતાની આધ્યાત્મિક શકિતથી સામાન્ય માનવીઓ પાસે પોતાની આજ્ઞા પળાવવા ઇચ્છતા હોય છે. કેટલાક અસામાન્ય અને અલૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ઝંખના રાખે છે. કોઇ અદૃશ્યનું દર્શન કરવા ચાહે છે તો કોઇ વળી હવામાં અદ્ધર રહેવા માંગતા હોય છે. વળી કેટલાક તમામ પરિસ્થિતિમાં આરોગ્ય, દીર્ઘ આયુષ્ય તથા માનસિક શાંતિ ઇચ્છતા હોય છે. પરંતુ એવા સાધકો જવલ્લે જ જોવા મળે છે કે જેઓ સાચા યોગના આશયનું ખરેખરું જ્ઞાન ધરાવતા હોય, બીજી તમામ સિદ્ધિઓને ગૌણ ગણતા હોય અને પોતાનો સર્વોચ્ચ આશય સિદ્ધ કરવા દરેક પ્રયત્ન કરતા હોય.

અત્યંત પ્રાચીન સમયથી જાદુને ધર્મમાં સ્થાન મળ્યું છે માનવીની આદિ કાળની અવસ્થામાં જાદુ અને ધર્મને અલગ પાડી શકાય તેમ નથી એટલે જે. જી. ફ્રેઝર જેવા વિદ્વાનો જાદુમાંથી જ ધર્મને ઉત્પન્ન થયેલો માને છે વૈદિક સમયમાં જાદુના ઇન્દ્રજાલના ઘણા પુરાવા મળે છે અને એના પડઘા ઉપનિષદોમાં પણ પડ્યા છે. દા. ત. પતિ ધવાયો હોય તેના જાદુઈ ઇલાજનું વર્ણન બૃહદારણ્યક ઉપનિષદમાં ( ૬.૪.૧૨ ) આવી રીતે કરવામાં આવ્યું છે : " જો કોઈ મનુષ્યની પત્નીને કોઈ પ્રેમી હોય અને આવો મનુષ્ય આવા પ્રેમીને ઇજા કરવાની ઇચ્છા રાખતો હોય તો તેણે કાચી માટીના પાત્રમાં બરૂના છેડા ઊંધા રાખીને એમાં અગ્નિને આહુતિ આપવી તથા બરૂના ઊંધા છેડા ઘીમાં બોળી આહુતિ આપતી વખતે આ પ્રમાણે મંત્ર બોલવો :

જલતા અગ્નિમાં મારા,<br>
તેં હોમ્યા પ્રાણ, અપાનને<br>
તારા એ પ્રાણની સાથે<br>
આપાન હું અહી લઉં.<br>
જલતા અગ્નિમાં મારા<br>
તેં હોમ્યા પશું, પુત્રને<br>
તારા એ સર્વને આજે<br>
આ અગ્નિથી લઈ લઉં.

પતંજલિએ યોગસૂત્રોના ત્રીજા પાદમાં યોગ દ્વારા કઈ સિદ્ધિઓ મળે છે તે ગણાવેલ છે તંત્રો તથા હઠયોગના ગ્રંથોમાં ઘણી જાદુઈ ક્રિયાઓ, મંત્રતંત્ર અલૌકિક અને અસામાન્ય સિદ્ધિઓ માટે દર્શાવેલ છે. મહાન યોગાચાર્યોએ પણ આવા જાદુ તથા અસામાન્ય સિદ્ધિઓ દર્શાવી છે તે મનુષ્યના સ્વભાવ સાથે ગાઢ

સંબંધ દર્શાવે છે, કારણ કે મોટા ભાગના માનવીએ જાદુ તથા અસામાન્ય સિદ્ધિએ પ્રત્યે અભિરુચિ ધરાવે છે. ઘણા માનવીઓમાં આવી અભિરુચિ એવી તીવ્ર હોય છે કે એમની આગળ કોઈ દલીલ ચાલતી નથી અને એમને એમના એવા ખ્યાલો છોડાવી શકાતા નથી. કોઇપણ સાબિતી માનવા તેઓ તૈયાર થતા નથી. જાદુ અને અસામાન્ય સિદ્ધિઓના ક્ષેત્ર પર શંકાનું વાદળ છવાયેલુ છે તે તેઓ જોઇ શકતા નથી. એમાં હાથચાલાકી અને છેતરપિંડી પણ હોય છે તે માનવા તેઓ તૈયાર થતા નથી જાદુઇ અને અસામાન્ય સિદ્ધિએ બાબત તેઓ વિવાદ પણ કરવા માગતા નથી આવા જાદુઇ તથા અસામાન્ય સિદ્ધિઓમાં માનનારાઓને તથા એવી સિદ્ધિએ દર્શાવનારાઓને કોઈ લાભ થતો નથી, શાશ્વત કીર્તિ મળતી નથી કે એનાથી કોઇ કલ્યાણ થતું નથી.

માનવ સ્વભાવની આ વિશેષતાને ધ્યાનમાં રાખીને જ નીચેની બે કક્ષાના યોગાચાર્યો પોતાના સાધકોના સ્વભાવને ખ્યાલ રાખીને જ ઉપદેશ આપે છે. યોગ અને બીજી આધ્યાત્મિક સાધનાઓનો આશ્રય લેનાર ઘણા માનવીઓના હૃદયમાં તથા સુષુપ્ત મનમાં સિદ્ધિઓ માટે અલૌકિક સાહસ કરવાની ઇચ્છા હોય છે એને ધ્યાનમાં રાખીને આજકાલ પ્રગટ થતાં અસંખ્ય પુસ્તકોમાં એમનો ઉલ્લેખ કરવામાં આવ્યો હોય છે અને એમની અભિરુચિ સંતોષવા માટે આવું અનેક પ્રકારનું વિવિધરંગી આલેખન ભપકાદાર શૈલીમાં કરવામાં આવ્યું હોય છે ભારત અને તિબેટના તંત્રના તથા યોગના પ્રાચીન ગ્રંથોમાં આવી મસાલેદાર વાનગીઓ બનાવવા માટે સામગ્રી પડેલી છે. આનું પરિણામ એ આવ્યું કે યોગથી અણજાણ માનવીને સસ્તી અને જોખમકારક સાધનાઓ શીખવવામાં આવે છે. પરિણામે યોગનું અધઃપતન થયું છે અને યોગ આજે બજારમાં ખરીદી શકાય એવી બજાર ચીજ બની ગયેલ છે. અલૌકિક સિદ્ધિએ દર્શાવનારાએ હીપ્નોટીઝમ, સૂચનો, ઔષધો, જાદુ, મંત્રતંત્ર વગેરે તમામ જાણીતી પદ્ધતિઓનો ઉપયોગ કરે છે. યોગ્ય યોગાચાર્યોની તથા સાધનાની પસંદગી માટે પ્રાચીન યોગાચાર્યો સમત્વ ધરાવતી બુદ્ધિ સાથેના વિવેક પર ભાર મૂકતા હતા તેનું સ્થાન કંઈક લાભ પામી જવાની આ યુગની અત્યંત તીવ્ર ઝંખનાએ લીધું છે. સાધકને ભાગ્યે જ શંકા આવે છે કે જ્યારે ગુરુ એના કાનમાં મંત્ર ફૂંકે છે અને અમુક રીતે ધ્યાન ધરવાનો આદેશ આપે છે અને અમુક પરિણામ મેળવવા માટે અમુક રીતે દરરોજ સાધના કરવા જણાવે છે ત્યારે (સાધકને એ વાતની ખબર પડતી નથી કે) આવા ગુરુ સાધકના સુષુપ્ત મનના ઊંડાણમાં એક સૂચન મૂકે છે અને ચિકિત્સા માટે દર્દીઓના સમૂહ માનસ–ચિકિત્સકો પાસે જાય ત્યારે આવા ચિકિત્સકો જે ચિકિત્સા કરે છે એવી જ ચિકિત્સા કરે છે. યોગ અને અધ્યાત્મના સાધનો વડે પોતાના પ્રયાસો પર આધાર રાખવાને બદલે સાધક ગુરુ પાસેથી માર્ગદર્શન પ્રાપ્ત કરીને પોતાના

આધ્યાત્મિક કલ્યાણ માટે માત્ર ગુરુ પર જ આધાર રાખે છે તે એના મનની નબળાઈ તથા ચારિત્ર્યનો અભાવ તથા દૈવી સિદ્ધિ માટેની રોગિષ્ઠ ઝંખના દર્શાવે છે જેઓ એમ માનતા હોય કે આવી રીતે તેઓ ચેતનાની ઉચ્ચ કક્ષા પર પહોંચી જશે અને એને માટે કોઈ નવો તથા સરળ માર્ગ અપનાવી શકશે તો તેઓ પોતાની જાતને છેતરે છે અને પરોક્ષ રીતે આ પ્રાચીન વિજ્ઞાન પર શંકા અને અપકીર્તિનું આવરણ ઢાંકી રહ્યા છે.

અત્યન્ત પ્રાચીન સમયથી તમામ ધર્મો અને આધ્યાત્મિક સાધનાઓમાં હીપ્નોટીઝમ તથા સૂચને જોરદાર ભાગ ભજવ્યો છે. આદિવાસીઓની જાદુઈ ક્રિયાઓ તથા ઇજિપ્ત, કેલ્ડીયા, ગ્રીસ અને બીજા દેશોની પ્રાચીન સંસ્કૃતિમાં હીપ્નોટીઝમ તથા સૂચનોનો વ્યાપક પ્રમાણમાં ઉપયોગ થયો છે. યોગમાં પણ પોતે પોતાના જ ઉપર હીપ્નોટીઝમ કરે તથા આત્મસૂચન કરે એવી શક્તિશાળી પદ્ધતિ છે. ઘણાખરા પ્રખ્યાત ગૂઢ જ્ઞાન ધરાવનારાઓ, ઋષિઓ, યોગીઓ અને સન્તોએ ભૂતકાળમાં સાધના કરીને જે ઇન્દ્રિયાતીત ચેતનાની અવસ્થા પ્રાપ્ત કરી હતી એ અનુભવ અસામાન્ય છે. આવી અવસ્થાની કેટલીક એવી સ્પષ્ટ નિશાનીઓ છે કે જે સાચી હોવાની ખાતરી તટસ્થતાથી કરી શકાય. બીજા કિસ્સાઓમાં યોગની સાધના તથા આધ્યાત્મિક સાધના કરનારાઓને વિવિધ પ્રકારનાં દર્શન થાય છે, અલૌકિક દેવો તથા આત્માઓ એમની મુલાકાત લે છે અથવા તેઓ માને છે કે એમણે માનસિક શાન્તિ પ્રાપ્ત કરી છે આવા સાધકોએ બીજા જે ગુણો કેળવવા જોઈએ તે કેળવ્યા હોતા નથી. (આવા ગુણોનુ વર્ણન આ ગ્રન્થમાં બીજા પ્રકરણમાં કરવામાં આવશે) આવા તમામ સાધકો આત્મસૂચનની અસર અનુભવતા હોય છે અથવા ગુરુએ કરેલ સૂચન એમના સુષુપ્ત મન સુધી પહોંચી ગયું હોય છે એની અસર અનુભવતા હોય છે. માનસિક પરિવર્તનની શક્યતાની આવી ઘટનાઓની ચર્ચા કરતાં વિલિયમ જેમ્સ 'વેરાયટીઝ ઑફ રીલીજીયસ એક્સપીરીઅન્સ' નામના પોતાના અંગ્રેજી ગ્રંથમાં (પ્રકાશક: લોંગમેન્સ, ગ્રીન, ન્યુ યોર્ક, ૧૯૦૩) જણાવે છે કે: "એવા અનેક અનુભવો થાય છે કે જેમાં કેટલાકમાં પ્રકાશમય દર્શન થાય છે અને કેટલાકમાં પ્રકાશમય દર્શન થતુ નથી. પણ આવા તમામ અનુભવોમાં આશ્ચર્યજનક સુખનો અનુભવ થાય છે અને એમ લાગે છે કે ઉપરની કોઈ સત્તા (પરમાત્મા) જ આ લીલા કરે છે." વ્યક્તિના ભવિષ્યના આધ્યાત્મિક જીવનના મૂલ્યની દૃષ્ટિએ જ જો આપણે આ ઘટનાને અલગ રીતે જોઈએ તો આપણે આવા અનુભવોને માત્ર માનસિક દૃષ્ટિએ જ જોવા પડશે વ્યક્તિના પરિવર્તનને બાજુએ રાખીએ તોપણ એમની વિશેષતાને કારણે આપણે એમને આત્મસૂચનના વર્ગમાં મૂકવા લલચાઈએ છીએ અને આપણને એની શંકા જાય છે કે જેમાં અચાનક પરિવર્તન થાય અને જેમાં ધીમે ધીમે પરિવર્તન થાય એનું કારણ એ નથી કે આમાંના પહેલાએ દૈવી ચમત્કાર અનુભવ્યો છે અને

બીજાએ ઓછો દૈવી ચમત્કાર અનુભવ્યો છે પણ આમાં માનસિક વિશેષતા એ છે કે આમાં દૈવી કૃપાનો તરત જ અનુભવ થતો લાગે છે. એમનું વ્યક્તિત્વ એવા પ્રકારનું હોય છે કે કોઇપણ માનસિક કાર્ય પાછળ એમની ભાવના ઉદાત્ત હોય છે અને એને પરિણામે જોતજોતામાં જ પ્રાથમિક ચેતનાની એમની સમતુલા ભાંગી પડે છે. (પરિણામે તરત જ એમને ચમત્કારનો કે સાક્ષાત્કારનો અનુભવ થતો હોય એમ લાગે છે.)

યોગના કેટલાક અનુભવો માત્ર પોતાના ઉપર પોતાની મેળે હીપ્નોટીઝમ કરવા સમાન હોય છે એ હકીકત છે અને હીપ્નોટીસ્ટ જેવી રીતે પ્રયોગ હેઠળની વ્યકિતના મગજ પર જેવી રીતે અસર કરે છે તેવી જ અસર આવા પોતાના ઉપર પોતે કરેલા હીપ્નોટીઝમની પણ થાય છે. કેટલીક વ્યક્તિઓ ઉપર હીપ્નોટીઝમની અસર બીજી વ્યકિતઓ ઉપર થતી અસર કરતાં વધારે થાય છે તેમ એ નિયમ પોતાની મેળે પોતાના ઉપર કરવામાં આવતા હીપ્નોટીઝમને પણ લાગુ પડે છે. જેમના મન પર કોઈ પણ બાબતની અસર જલદી થતી હોય એવી વ્યક્તિઓ આવી પોતે જ પોતાના પર કરેલા હીપ્નોટીઝમ કે આત્મસૂચનની અસર હેઠળ જલદી આવી જાય છે એકાંતમય સ્થળમાં નિયમિત સાધના કરવામાં આવે, મન જ્યારે નિદ્રા જેવી અવસ્થામાં ચાલ્યું જાય ત્યારે પણ સ્થિર અને દઢ આસન ચાલુ રાખવામાં આવે, કોઈ મંત્ર કે અક્ષરનો એકસરખો જપ, કોઇ બાબત પર સ્થિર ધ્યાન અથવા વિચારોની શૂન્યતા એ બધાને પરિણામે મન શાંત થઇ જાય છે અથવા થાકી જાય છે અને ત્યાર બાદ એને હીપ્નોટીઝમની અસર નીચે લાવવાનું અનુકૂળ બની જાય છે. ઇષ્ટદેવ અથવા ઇન્દ્રિયાતીત અવસ્થાનો ખ્યાલ મનમાં અગાઉથી હોય છે અથવા મનમાં આવો ખ્યાલ સ્થાપવામાં આવે છે, આ ખ્યાલ સૂચન તરીકે કામ કરે છે અને યોગનો સાધક આવી રીતે પોતે જ પોતા ઉપર હીપ્નોટીઝમ કરવા હવે આવી તાદૃશ કલ્પનાનો ઉપયોગ કરે છે ત્યારે તેને પોતે જે સ્વરૂપની ધારણા કરી હોય એવું ભ્રામક સ્વરૂપ દેખાય છે છતાં તેને તે સ્વરૂપ સંપૂર્ણ સાચા સ્વરૂપ જેવુ જ જણાય છે. હીપ્નોટીસ્ટ પણ આવી જ રીતે પોતાના પ્રયોગ હેઠળની વ્યકિતને ફાવે તેવા દર્શન કરાવી શકે છે આવા દર્શનથી કુદરતી રીતે જ તીવ્ર ઇચ્છા સંતોષાતી હોવાથી જે સુખદ અનુભવ થાય છે તે યોગીના પ્રસન્ન વદન પરથી જણાઇ આવે છે.

ઘણીખરી ખાનગી વિધિઓ, તાંત્રિકોની ક્રિયાઓ આધ્યાત્મિક અને ધાર્મિક સાધનાઓ તથા યોગની ઘણી સાધનાઓ પરોક્ષ રીતે પોતાના જ ઉપર પોતે હીપ્નોટીઝમ કરવાની પદ્ધતિઓ છે. આવી સાધનાઓથી સાધકનું મન નિષ્ક્રિય બનતાં તે સમાધિ જેવી સ્થિતિમાં ચાલ્યો જાય છે. આવો અનુભવ દરરોજ થવાથી પોતાને થતો અનુભવ સાચો હોવાની માન્યતા દઢ થાય છે અને સાધકને એવી

ખાતરી થાય છે કે પોતે જેને માટે પ્રયત્ન કરતો હતો તે તેને મળી ગયું છે. આવી ખાતરી મળવાથી એનામાં આત્મવિશ્વાસ જાગે છે અને આમ શિષ્યો તથા અનુયાયીઓ પર અસર થાય છે. સાધક પોતે પોતાના ઉપર આમ હીપ્નોટીઝમ કરવામાં સફળ થાય ત્યારે આવા સફળ થયેલા સાધકમાં અમુક પ્રમાણમાં અસામાન્ય બુદ્ધિમત્તા દેખાવા લાગે છે. તેને અત્યાર સુધી જે ભૂતકાળની વાતો ભુલાઇ ગઇ હોય તે યાદ આવે છે. તેને અદ્રશ્યનાં દર્શન થવા લાગે છે, ભાવિ બનાવોનાં સ્વપ્ન આવે છે અથવા બીજી અસામાન્ય સિદ્ધિઓ પણ જણાય છે, આવી રીતે પોતાના જ ઉપર હીપ્નોટીઝમ કરવામાં સફળ થનારા સહુમાં આવો ઇન્દ્રિયાતીત વિકાસ થતો નથી પરંતુ આવા થોડાક સાધકોમાં પણ જો મગજમાં આને માટે વલણ અગાઉથી જ સુષુપ્ત સ્વરૂપમાં હોય તો જ આવી સાધનાથી તેને ઉત્તેજન મળતાં તે જાગૃત થાય છે.

આ પ્રકારના યોગીઓ અને સૂક્ષ્મ વિદ્યા જાણનારાઓ સાચા યોગીઓ, સંતો અને ગૂઢ વિદ્યા જાણનારાઓ કરતાં સંખ્યામાં વધારે છે તથા પ્રાગૈતિહાસિક કાળથી તેઓ અસ્તિત્વમાં છે છતાં માનવજાતિના વિકાસ અને પ્રગતિ પર તેની અસર પડી નથી. અલબત્ત, આવા પ્રકારના માનવીઓ પોતાની મર્યાદિત પરિસ્થિતિમાં પણ થોડાક સમય માટે ચમકી જાય છે. આનું કારણ સાદું છે તેમનામાં સતત ચાલે તેવો બુદ્ધિમત્તાનો પ્રકાશ હોતો નથી અને તેમના મૃત્યુ પછી પણ જેનો પ્રકાશ ફેલાતો રહે તેવી ચેતનશીલ આત્મશકિત પણ તેમનામાં હોતી નથી. કે પોતે પોતાની મેળે પોતાનામાં આવી અવસ્થા તેઓ ઉત્પન્ન કરી શકે છે અને આવો અનુભવ કરવાની પોતાની શક્તિમાં એમને આત્મવિશ્વાસ પ્રગટે છે એ હકીકત બાદ રાખીએ તો આ વર્ગના યોગીઓ બીજી રીતે હીપ્નોટીઝમની અસર હેઠળ આવેલા તથા ધંધાદારી સિદ્ધો કરતાં જરાય જુદા નથી. દર વર્ષે આવા લોકોના હજારો કાર્યક્રમો યોજાય છે. તેઓ પોતાની ઇચ્છા મુજબ આવા અસામાન્ય અનુભવો કરી અથવા કરાવી શકે છે તથા પોતાની પસંદગી પ્રમાણે કુદરતનાં બળો પાસે કામ કરાવી શકે એમ ધારવું તે ભૂલ છે. જો આમ જ હોય તથા કુદરતનાં બળો ઉપર તેઓ કાબૂ ધરાવતા હોય તો જે શંકા કરનારાઓની સંખ્યા આજે ખૂબ મોટા પ્રમાણમાં વધી રહી છે એમની સમક્ષ સ્થૂળ શરીર સાથે હવામાં ઊડી બતાવે તથા એ સમયે એની તસવીરો પડાય તથા હજારો લોકો એ દ્રશ્ય નજરે નિહાળે તો આવા એકાદ અલૌકિક પ્રયોગથી અસંખ્ય લોકોની શંકાઓ તેઓ દૂર કરી શકે અને દિવ્ય ચમત્કારોમાંની શ્રદ્ધાને આગામી અનેક સદીઓ સુધી તેઓ જાગૃત રાખી શકે. આપણે એ કબૂલ કરવું પડશે કે કુદરતમાં એવા ગૂઢ અને અલૌકિક બળો રહેલા છે જેમના વિશે આધુનિક વિદ્વાનો પણ અજાણ છે પરંતુ ભૌતિક શકિતઓની માફક એમને માટે પણ કડક તથા એકસરખા સિદ્ધાંતો છે. આવી અજાણી ભૌતિક શક્તિઓના સ્વરૂપ તથા શક્તિઓને સમજીને માનવી એનો નિયમસર ઉપયોગ કરે

એ સમયની રાહ જોવાય છે. એવો દિવસ આવે ત્યાં સુધી એમના વિચિત્ર નિદર્શનો માધ્યમો અને બીજાઓમાં થાય છે તે કેવળ અકસ્માત જ હોય છે અને સમય જતાં જેમ અભ્યાસ અને સંશોધન આગળ વધશે તેમ એમના ઉદ્ભવસ્થાન તથા આશય વિશે વધુ સારો ખ્યાલ આવશે.

પયગમ્બરો, ગેબી શક્તિ ધરાવનારાઓ તથા યોગીઓ જે સ્થૂળ સિદ્ધિઓ દર્શાવતા એમની બનાવટો તાજેતરમાં ખાસ બનાવેલા ઓરડાઓ અને પ્લેટફોર્મો પરથી માધ્યમો અને સાધકો મારફત રજૂ કરવામાં આવે છે. ભૂતકાળમાં આવી કહેવાતી સિદ્ધિઓ સ્પષ્ટ રીતે પુરવાર કરવામાં આવી નથી. આવી સિદ્ધિઓ જો આમ સ્પષ્ટ રીતે પુરવાર કરવામાં આવી હોય તો શંકાવાદીઓ અને નાસ્તિકોનાં મોં હંમેશ માટે સીવાઈ ગયા હોત, કારણ કે આવા શંકાવાદીઓ તથા નાસ્તિકોએ દૈવી અને અલૌકિક બાબતોને ઇતિહાસમાં સદાય શંકાથી જોઈ છે. ભૂતકાળમાં આવા શંકાવાદીઓનું પ્રમાણ કેવું હતુ તે ભગવાન બુદ્ધના એક સંવાદમાં દર્શાવેલું છે. ભગવાન બુદ્ધે કહ્યું છે કે: "આધ્યાત્મિક માર્ગ પર જનાર અલૌકિક સિદ્ધિઓ દર્શાવે તો એની પ્રતિષ્ઠામાં વધારો થવાને બદલે એને હાથચાલાકી કરનાર મદારી ગણવાનો વધુ સંભવ છે." એમ કહેવાય છે કે એક શિષ્યે ભગવાન બુદ્ધને કહ્યું કે: "એક સાધુ એક ઊંચા થાંભલાની ટોચ સુધી ઉડ્યો અને તેણે ગામને આવી રીતે ત્રણ ચક્કર પણ લગાવ્યા. આ અગાઉ એક શ્રીમંતે થાંભલાની ટોચ ઉપર ચંદનનું એક પાત્ર લટકાવ્યું હતું અને એવી જાહેરાત કરી હતી કે જે કોઈ ઊંચે ઉડીને તે લઈ શકે તેને તે આપી દેવામાં આવશે. આ શરત પ્રમાણે એક સાધુને આવું ચંદનનું પાત્ર મળ્યુ છે." ભગવાન બુદ્ધે આ પાત્ર પોતાની સમક્ષ મંગાવ્યું અને એના કટકેકટકા કરી નાંખી બધાની વચ્ચે વહેંચી આપ્યા.

અસામાન્ય માનસિક શક્તિ ધરાવનારાઓ તથા માધ્યમોને આપણે દૂર રાખીએ તો પણ જેઓ સ્થૂલ પ્રકારના ચમત્કારો દર્શાવે છે એમાં પણ અસંગતતા હોય છે તથા એમાં હાથચાલાકી તથા છેતરપિંડી થવાની શક્યતાઓ દૂર રાખીએ તો હવે આપણે બે પ્રકારના માનવીઓની તપાસ કરવાની રહે છે. આમાં એક વર્ગમાં પયગમ્બરો, યોગીઓ, સન્તો અને ગૂઢ જ્ઞાનીઓ આવે છે ત્યારે બીજા વર્ગમાં એવા યોગીઓ અને પવિત્ર માનવીઓ છે જેમણે પોતાના પર આવા પોતે હીપ્નોટીઝમ તથા આત્મસૂચન કરેલ હોય અને એના પરથી એવો ખ્યાલ પોતે દૃઢ કર્યો હોય કે એમણે પ્રકાશમય અવસ્થા પ્રાપ્ત કરી છે અને તેઓ ઇન્દ્રિયાતીત અથવા અર્ધ ઇન્દ્રિયાતીત અવસ્થામાં જે દૈવી સ્વરૂપો નિહાળે છે તે માત્ર પોતાની ઉત્તેજિત થયેલી કલ્પનાના સ્વરૂપો નથી પણ વાસ્તવિક અસ્તિત્વ ધરાવે છે. જો બે વિભાગમાં યોગીઓ તથા ઇશ્વરના સાક્ષાત્કાર માટે પ્રયાસ કરનારાઓને વહેંચી નાંખવામાં આવે છે તે બે મુખ્ય ભાગો આ બંને વર્ગ પરથી સમજાઇ જશે.

જંગલમાં પાણી વગર શરીરમાં શોષ પડે, ઊંચા પર્વતના શિખર ઉપર હવા ઓછી હોય, લાંબા સમય સુધી ઉપવાસ કરવામાં આવે અથવા અત્યંત ઠંડીને કારણે શરીરના અંગો જકડાઈ જાય ત્યારે ભ્રમણા થાય છે અને આવી રીતે સહન કરનારાઓને પીડાનો અનુભવ થવાનું બંધ થાય છે. આના ઉપરથી એવો સાર તારવી શકાય કે લાંબા સમય સુધી ઉપવાસ કરવાથી, કડક તપશ્ચર્યા કરવાથી, દેહદમન કરવાથી, લાંબા સમય સુધી જાગરણ કરવાથી અલૌકિક અનુભવ પ્રાપ્ત કરવા પાછળ લાંબો સમય ગાળવાથી—આ બધું એકાંતમાં તથા શાંતિમય વાતાવરણમાં કરવાથી સાધકનું મન અમુક જ બાબત માનવા, જોવા તથા સાંભળવા લાગે છે. પરિણામે એને અનેક પ્રકારની ભ્રમણાઓ થાય છે અકુદરતી જીવનવ્યવહાર તથા કુદરતી વૃત્તિઓ દબાવવાથી જે રોગિષ્ઠ પરિણામ આવે છે તે અત્યંત જાણીતું છે. આ બધા પરથી આવા સાધકના મનની અવસ્થા સમજવાનું મુશ્કેલ નથી કારણ કે આવા માનવી અનેક વિચિત્ર દૃઢ માન્યતાઓ ધરાવતા હોય છે, ઉપવાસો કર્યા કરે છે, વૈરાગ્ય સ્વીકારે છે, દેહદમન કરે છે અને જે અદૃષ્ટ તથા અગમ્ય છે એના પર વધુ પડતું ધ્યાન આપ્યા કરે છે. આમ અમુક સમય ચાલ્યા કરે ત્યારે આવા માનવીઓ વાસ્તવિકતાથી વિમુખ બની જાય છે અને કલ્પનાની તથા સ્વપ્નોની દુનિયામાં વિહાર કર્યા કરે છે.

હીપ્નોટીસ્ટો એ હકીકત સારી રીતે જાણે છે કે એક વ્યકિત એકવાર હીપ્નોટીઝમની અસર નીચે આવી જાય ત્યારબાદ ગમે ત્યારે પણ હીપ્નોટીસ્ટ કોઈપણ નિશાની કરે, હુકમનો એક શબ્દ બોલે, સામે જુએ અથવા કોઈ સૂચન કરે અથવા સૂઈ જવા કહે તો તરત જ આવી વ્યકિત હીપ્નોટીસ્ટ કહે તેમ જ કરે છે કયારેક એવા કિસ્સા પણ જોવા મળે છે કે જેમાં વ્યકિત પર જ્યારે ટેલીપથીની અસર થતી હોય ત્યારે હીપ્નોટીસ્ટ દૂરથી પણ અમુક સૂચન કરે તો પણ આવી વ્યકિત હીપ્નોટીઝમની અસર નીચે આવી જાય છે. આ બધી બાબત વ્યકિત પોતે પોતાની ઉપર હીપ્નોટીઝમ કરે તો એવા કિસ્સામાં પણ સાચી છે. એકવાર સાધક પોતે પોતાની મેળે હીપ્નોટીઝમની અસર નીચે આવવામાં સફળ થાય તે ત્યાર બાદ ગમે ત્યારે પણ આવી રીતે પોતાની મેળે જ હીપ્નોટીઝમની અસર નીચે આવી શકે છે. આવી અવસ્થામાં એના મનમાં જે ખ્યાલો હોય તેને લીધે તેને ખરેખર સાચા હોય એવા અસામાન્ય દૃશ્યો દેખાવા લાગે છે અને સ્વપ્નોમાં દેખાતાં દૃશ્યો કરતાં પણ આ દૃશ્યો અને વ્યકિતઓ વધુ વાસ્તવિક તથા સ્થૂલ જણાય છે. આવી વ્યકિતઓ પોતાના સ્વપ્ન જેવા આવા અનુભવો ખરેખર સાચા હોય એવો સંપૂર્ણ વિશ્વાસ ધરાવે છે તથા પોતે અત્યંત શાંત અને સ્થિર હોય એવો દેખાવ કરી શકે છે એમાં નવાઈ નથી. એમની પાસે મનની અશાંતિ અને બેચેની ભોગવતા માનવીઓ આવે ત્યારે એમની સામે આવી વ્યકિતઓ શાંતિ અને

ગંભીરતા ધારણ કરીને બેસે છે અને તેથી આવા લોકો પર એમની સચોટ અસર થાય છે.

આમાંય જે લોકો મનના વધુ ઊંડા પ્રદેશો સુધી પ્રવેશ પામે છે અને મનની અસામાન્ય શક્તિઓનો વિકાસ કરવામાં સફળ થાય છે એમની અસામાન્ય સિદ્ધિઓ જોનારા લોકો એમને વધારે માન આપે છે તથા વધુ વિસ્મય જગાવે છે. હીપ્નોટીઝમની અસર નીચે આવેલી વ્યક્તિ અને પોતે પોતાની જ મેળે હીપ્નોટીઝમની અસર નીચે આવી જનાર વ્યક્તિ જે એકસરખા કારણોથી આવી ઇન્દ્રિયાતીત અવસ્થામાં આવી જાય છે એમાં પણ જે સમાનતા છે તે આપણે માન્ય કરી શકતા નથી કારણ કે આવી સરખી બાબતો વિશે આપણી પાસે હજી પૂરતી માહિતી નથી આવા પ્રકારના યોગના લાભ પણ છે અને ગેરલાભ પણ છે. એ વાત સાચી છે કે સાધક પોતાના સુષુપ્ત મનમાં પોતાની મેળે ડૂબકી મારી શકે છે પણ એનો અર્થ સ્વપ્ન જેવી અવસ્થામાં ઊતરી પડવા બરાબર થાય છે પણ આ નિદ્રા જેવો અનુભવ નથી પરંતુ પોતાની ઇચ્છા અનુસાર ભ્રામક અવસ્થામાં કૂદી પડવા બરાબર છે. તે એવી દુનિયાનો અનુભવ કરે છે કે જ્યાં વિચારો સ્વપ્નનું સ્વરૂપ ધારણ કરે છે અને કલ્પના તાદૃશ સ્વરૂપોનું સર્જન કરે છે. આવી ભ્રામક સ્થિતિ ઔષધોથી પણ લાવી શકાય આવી અવસ્થા સ્વપ્નના પ્રદેશમાં સ્વૈરવિહાર કરવા બરાબર છે ક્યારેક આની અસર ચિકિત્સા જેવી થાય છે યોગની અથવા ધર્મની કોઇપણ સાધના કરવાથી બે અલગ પ્રકારની અવસ્થાનું નિર્માણ થાય છે એ હકીકત વિશે હાલ અજ્ઞાન ફેલાયેલુ છે. યોગમાં જે અવસ્થા પ્રાપ્ત થાય છે તે પોતે પોતાના ઉપર કરેલા હીપ્નોટીઝમથી પ્રાપ્ત થાય છે અને એનાથી સ્વપ્નોનું આંતરિક ભ્રામક જગત સરજાય છે. પરંતુ ધાર્મિક સાધનામાં ચેતનાનું પરિવર્તન થાય છે અને તેથી ઊંચી ઇન્દ્રિયાતીત અવસ્થામાં જવાય છે એને પરિણામે એક યા બીજા પ્રકારની બુદ્ધિમત્તા અને અસામાન્ય સિદ્ધિઓ મળે છે. આવી વિશેષતા તમામ મહાન દૃષ્ટાઓમાં, પયગમ્બરોમાં, ગૂઢ જ્ઞાનીઓ તથા યોગીઓમાં ભૂતકાળમાં જોવામાં આવી છે.

આપણા આ અર્થને વધુ સ્પષ્ટ કરતાં આલ્ડસ હક્સલી 'હેવન એન્ડ હેલ' નામના પોતાના અંગ્રેજી ગ્રંથમાં જણાવે છે કે: "કેટલાક લોકો કદી પોતે જ્યાં ઊતરવાનુ હોય તે સ્થળ શોધી શકતા નથી. કેટલાક આવા સ્થળ ઉપર ઘણી વાર ઊતરે છે. બીજા કેટલાક એવા પણ હોય છે કે જેઓ ફાવેતેમ અહીં આવ જા કરે છે પરંતુ આવી વ્યક્તિઓ બહુ જ ઓછી હોય છે. મનની કુદરતી અવસ્થાનો અભ્યાસ કરનાર, માનસશાસ્ત્રના નમૂનાઓ એકઠા કરનાર માટે પોતાને તથા બીજાઓને જૂની દુનિયામાંથી નવી દુનિયામાં લઇ જવાની જાણીતી ગાયો અને

ધોકાની દુનિયામાંથી કામધેનુની અને કલ્પવૃક્ષની દુનિયામાં લઇ જવાની કોઈ સલામત તથા સરળ પદ્ધતિની મૂળભૂત આવશ્યકતા છે...આવી બે પદ્ધતિઓ છે. આમાંની એકે ય પદ્ધતિ સંપૂર્ણ નથી. પરંતુ બંને પદ્ધતિઓ પૂરતી વિશ્વાસપાત્ર, પૂરતી સરળ અને પૂરતી સલામત છે જેથી આવી પદ્ધતિના જાણકારો એમનો યોગ્ય ઉપયોગ કરી શકે છે. આમાંની પહેલી પદ્ધતિમાં મેસ્કેલીન અથવા લાયસરજીક એસિડ જેવા રસાયણની સહાયથી જીવાત્માને એના દૂરના ધ્યેય સ્થળ તરફ મોકલી આપવામાં આવે છે: બીજી પદ્ધતિમાં એનું વાહન માનસિક છે અને મનને સામે પાર જ્યા ઉતારવાનું છે ત્યાં હીપ્નોટીઝમની સહાયથી ઉતારાય છે. આ બંને સાધનો દ્વારા ચેતના એક જ સ્થળે પહોંચે છે પરંતુ ઔષધ ચેતનાને એથી ય આગળના અગમ્ય પ્રદેશોમાં લઈ જાય છે." પરંતુ જે ગૂઢ અવસ્થા છે ત્યાં પહોંચવા વિશેનો આ ખ્યાલ નબળો અને ભૂંસી ન શકાય તેવો છે તથા ગૂઢ અવસ્થાથી સર્વથા વિરુદ્ધ છે. હક્સલી જેનું વર્ણન કરે છે તે મનની સપાટીની નીચેના સ્વપ્નો અથવા ભ્રમિત દશામાં આવવા બરાબર છે. પણ યોગની સાધના મનના ડૂબેલા ભાગોની ય છેક નીચે જવાની ક્રિયા છે.

હીપ્નોટીઝમથી શા માટે અને કેવી રીતે અસર થાય છે તે હક્સલી અથવા માનસશાસ્ત્રીઓ સમજાવી શકયા નથી. હક્સલી કહે છે કે: "માત્ર એ જ હકીકતની નોંધ કરવાની છે કે કેટલીક વ્યક્તિઓ હીપ્નોટીઝમની અસર નીચે મનનાં ઊંડાણમાં ઊતરી જાય છે અને ત્યાં એમને કોઈ અલગ પ્રકારની દુનિયામાં વિચિત્ર પ્રકારના જીવો સ્વતંત્ર રીતે વસતા જણાય છે" મેસ્કેલીન નામના રસાયણની શરીર પર થતી અસરનું વર્ણન કરતાં હક્સલી જણાવે છે કે, "મગજની ક્રિયાને નિયમનમાં રાખનાર એન્ઝાઇમના તંત્રમાં કદાચ આ રસાયણથી ખલેલ પહોંચે છે અને એમ થવાથી જીવનની સમસ્યાઓની બાબતમાં જાગૃત રહેવાની મગજની કાર્યક્ષમતામાં ટાડો થાય છે. મગજના તંત્રની આવી કામગીરીની કાર્યક્ષમતા ઘટી જાય ત્યારે ભૂતકાળના કેટલાક અનુભવોની યાદગીરી જેની કશી કિંમત હોતી નથી તેવા કેટલાક અનુભવોની યાદ સુષુપ્ત મનમાંથી જાગૃત મનમાં દાખલ થાય છે. માંદગીથી અથવા થાકથી વધુ પડતા ઉપવાસથી અથવા અંધકારમય તથા સંપૂર્ણ એકાંતમય સ્થાનમાં લાંબો સમય બેસવાથી અથવા રહેવાથી સુષુપ્ત મનમાંથી વિચારો જાગૃત મનમાં આવે છે. આમાંના કેટલાક વિચારો મનમાં હોય છે તો કેટલાકનું કલાની કે આધ્યાત્મિક દૃષ્ટિએ ઊંચું મૂલ્ય પણ હોય છે." હક્સલી અન્યત્ર લખે છે કે: "હિમાલયની ગુફામાં રહેનારા ઋષિમુનિઓ, થીબેઇડના દિવ્ય અનુભવ કરનારાઓ લગભગ આવી જ પદ્ધતિ અનુસરતા હતા અને એનાં પરિણામો પણ આવા જ આવતા હતા સેન્ટ એન્થોનીએ મોહમાયાના આકર્ષણના જે હજાર ચિત્રો દોર્યાં છે તે દર્શાવે છે કે આહાર તથા જીવનમાં સંયમ રાખવાથી કેવું પરિણામ આવે છે. સાધુનું

જીવન ગાળવા પાછળ બે આશયો છે. પુરુષો અને મહિલાઓ જો પોતાના શરીરને આવી રીતે ભારે કષ્ટ આપે તો તેઓ તેથી કંઈ માત્ર પૂર્વના પાપોનો પશ્ચાત્તાપ કરતા નથી પરંતુ આવી રીતે તેઓ મનના ઊંડાણમાં ઊતરવા ઇચ્છતા હોય છે અને સ્વપ્ન જેવા દશ્યો જોવા ઇચ્છતા હોય છે. સિદ્ધાંતો તથા બીજા સંતોના કથનો પરથી તેઓ જાણે છે કે ઉપવાસ કરવાથી તથા વાસ્તવિક પરિસ્થિતિનુ નિયંત્રણ કરવાથી તેઓ પોતાના ઇચ્છિત ધામમાં પહોંચી જશે."

ઉપરનાં કથનો બૌદ્ધિક ગુંચવણ અને સાચી ગૂઢ અવસ્થામાં જે ભવ્ય અનુભવ થાય છે તે બાબતમાં કેટલાક વિદ્વાનો અને સામાન્ય માનવીઓના મનમાં જે ગુંચવણ હોય છે તે દર્શાવે છે અનાદિ કાળથી આવી ગુંચવણ ચાલી આવે છે. કડક વ્રતો પાળતો કોઇ સંત ઉપવાસ કર્યા કરે છે અથવા બીજી કોઇ રીતે દેહદમન કર્યા કરે છે જેથી મન ભ્રમણની અવસ્થા અનુભવે. આમ કરવા માટે શરીરની ક્રિયાઓની સમતુલામાં તે ફેરફાર કરે છે. પરંતુ આવા સંતને સાચા ગૂઢ જ્ઞાની અથવા દિવ્ય પ્રકાશ પામેલા ઋષિમુનિના જેવા જ ગણવાની ભૂલ કરવામાં આવે છે. આ બંને પ્રકારની અવસ્થાઓ પરસ્પર સર્વથા વિરુદ્ધ છે. એકમાં મનની સ્થિતિ નીચી થતી જાય છે ત્યારે બીજી અવસ્થામાં મનની મેધાશક્તિમાં વધારો થાય છે. યોગ અથવા આધ્યાત્મિક સાધનાની બીજી કોઈ તંદુરસ્ત પદ્ધતિનું મૂલ્ય નક્કી કરતી વખતે આ ખૂબ જ મહત્ત્વનો મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે. ઇશ્વરનું દર્શન અથવા વિરાટની અનુભૂતિ સાચી હોય તો સાધક આગળ વધવો જોઇએ પણ એની માનસિક સ્થિતિમાં પીછેહઠ થવી ન જોઇએ. સાચા ગૂઢ શક્તિના સાક્ષાત્કાર વિશે મનમાં ખોટા ખ્યાલો હોવાથી કેટલાક સાધકો આવા સ્વપ્નમય કે ભ્રામક અનુભવો કરવા માટે ભ્રમણા ઉત્પન્ન કરનારા ઔષધો લે છે અથવા બીજી પદ્ધતિઓ અપનાવે છે. માનવીમાં દૈવી સાક્ષાત્કાર કરવાની અથવા ચેતનાના ઊંચા સ્તરોમાં પ્રવેશ કરવાની ઝંખના હોય છે અત્યન્ત પ્રાચીન સમયથી માનવીના જીવન પર આવી ઝંખનાની ભારે અસર થતી રહી છે, આવી ઝંખનાનો અંતિમ આશય હોર્મોનતંત્રમાં અવ્યવસ્થા ઉત્પન્ન કરીને, ઉપવાસ કરીને અથવા ઔષધો લઈને કોઈ ચિત્રવિચિત્ર તરંગી અવસ્થા જ ઉત્પન્ન કરવાનો હોય તો આવો આશય દર્શાવે છે કે માનવીને પરમાત્મા પાસે લઈ જવાનો દંભ કરતો આવો આશય માનવીના મનમાં કોઈ રોગિષ્ઠ આવેગ કાર્ય કરે છે એમ દર્શાવે છે અને તે ગાંડપણથી જરાક જ છેટે હોય એવી ભૂતપ્રેતની સૃષ્ટિમાં લઈ જાય છે.

ચેતનાશૂન્ય બનાવનારી દવાઓ તથા નશાકારક પદાર્થો અને તેમાંય ખાસ કરીને શરાબથી જે ચેતના જાગૃત થાય છે એ વિશે લખતાં વિલિયમ જેમ્સ 'વેરાઇટીઝ ઑફ રીલીજીયસ એક્સપીરીઅન્સ' નામના (લોંગમેન્સ, ગ્રીન, ન્યુયોર્ક ૧૯૦૩) પોતાના અંગ્રેજી પુસ્તકમાં જણાવે છે કે: "જીવનની ટંડી કરી નાંખે

એવી હકીકતો તથા ગંભીર સમયમાં કરવામાં આવતી શુષ્ક ટીકાઓને લીધે માનવીના સ્વભાવની જે સૂક્ષ્મ બુદ્ધિ છે તે કચરાઈને માટીમાં મળી જતી હોય ત્યારે માનવીને ઉત્તેજન આપવા માટે શરાબ માનવજાતિ પર પોતાનું શાસન જમાવે છે તે વિવાદાતીત હકીકત છે. ગંભીરતા ચેતનાને ઘટાડે છે, ભેદભાવ ઊભા કરે છે અને ચેતનાનો ઇનકાર કરે છે. શરાબ પીવાથી ચેતનાનો વિસ્તાર થાય છે અને ચેતના બધું જ સ્વીકારવા તત્પર થાય છે શરાબ માનવી સામેથી ઇનકારનો પડદો હઠાવી લે છે. શરાબી શુષ્ક જીવનમાંથી ચેતનામય જીવનમાં સરી પડે છે ક્ષણવાર માટે એને સત્યનો સાક્ષાત્કાર થાય છે...શરાબી જે ચેતના અનુભવે છે તે ગૂઢ ચેતનાનો અંશ છે અને એની ચેતના વિશેનો આપણે અભિપ્રાયનો એક ભાગ બનવો જોઈએ"

વધુમાં તે જણાવે છે: "નાઇટ્રસ ઓક્સાઇડ અને ઇથર તેમાંય ખાસ કરીને નાઇટ્રસ ઓક્સાઇડને પાણી ઉમેરીને પૂરતા પ્રમાણમાં મંદ કરવામાં આવે ત્યારે તે ગૂઢ ચેતનાને અસામાન્ય ઉત્તેજના આપે છે. આવો નાઇટ્રસ ઓક્સાઇડ સુંઘનારને સત્યના એક પછી એક પડદા પાછળના સત્યનું દર્શન થાય છે. પરંતુ આવો માનવી જ્યારે પાછો ભાનમાં આવે ત્યારે આ સત્ય ઓગળી જાય છે અથવા નાસી જાય છે છતાં શબ્દનું રૂપ ધારણ કરીને આ સત્ય બહાર પડવા જાય તો તે સાવ અર્થહીન જણાય છે. આમ છતાં એમાં કોઈ ઊંડો અર્થ તો રહેલો હોય છે જ. હું એવી અનેક વ્યક્તિઓને ઓળખું છું કે જેમને સમજાવવામાં આવ્યું છે કે નાઇટ્રસ ઓક્સાઇડથી મનની જે અવસ્થા થાય છે તેમાં સાચું આધ્યાત્મિક દર્શન થાય છે."

આવી ગુંચવણ થવાનું કારણ એ છે કે સર્વોચ્ચ અવસ્થામાં જે સાચો ગૂઢ સાક્ષાત્કાર થાય છે એ વિશે કોઈ ધોરણસર, સ્પષ્ટ ચિત્ર આપણી સમક્ષ નથી. આનુ કારણ એ છે કે આ અવસ્થાનું વર્ણન થઈ શકે તેમ નથી છતાં જો વર્ણન કરવા બેસીએ એમાં પાર વગરના ભારે વિવિધતા ધરાવતા વર્ણનોનો સમાવેશ કરવો પડે. એક તરફ ભ્રમકારક પદાર્થોથી થતા ભ્રમ છે અને બીજી તરફ સાચા અનુભવો છે આ બે વચ્ચેની સીમા આંકવાનું પણ અત્યંત મુશ્કેલ બની જાય. આ ગ્રંથના બીજા એક પ્રકરણમાં આ બાબત વધુ સ્પષ્ટ કરવામાં આવશે. ભારતમાં ભૂતકાળમાં જે યોગીની ચેતનામાં પરિવર્તન થતું તેને તરત જ માન્યતા મળી જતી. આવા સાધુઓમાં વિદ્વાનો, સિદ્ધિઓ બતાવનારાઓ તથા નશાકારક પદાર્થોનું સેવન કરનારાઓ પણ હતા પરંતુ એમનો દરજ્જો નીચો હતો. હિન્દુઓના ધાર્મિક ગ્રંથો સ્પષ્ટતાપુર્વક અને ભારપૂર્વક જણાવે છે કે જીવન સંયમમય તથા મન વિવેકમય હોવું જોઈએ મનને રોગિષ્ઠ કરે એવો પ્રવૃત્તિનો અતિરેક કરવો ન જોઈએ. શરીરને અસ્વસ્થ બનાવે એવો ખોરાક તથા પીણાં પણ દૂર રાખવા

જોઇએ. અન્ન દ્વારા પ્રાણને પોષણ મળતું હોવાથી ભોજન પણ શુદ્ધ અને સાત્ત્વિક હોવું જોઇએ એવો ધાર્મિક ગ્રંથોમાં આદેશ આપવામાં આવ્યો હોવાથી અમુક જ્ઞાતિના સભ્યના હાથનું ભોજન લેવા પર નિયંત્રણો આવ્યા હતા.

નાઇટ્રસ ઑકસાઇડથી માનસિક અવસ્થામાં ભ્રમ ઉત્પન્ન થાય છે એમ વિલિયમ જેમ્સે કહ્યું છે તે સાચું છે કારણ કે શરાબી જ્યારે ઊંડી ચેતનાના અનુભવની સૃષ્ટિમાંથી બહાર આવે છે અને પોતાના અનુભવને સત્ય શબ્દોમાં દર્શાવવા જાય છે ત્યારે તે અર્થહીન બબડાટ જેવું લાગે છે. ચેતનાને કામચલાઉ ઉત્તેજના આપનારા આવા ભ્રમકારક તથા નશાકારક પદાર્થોની અસર ઊતરી જાય ત્યારે ઉદાસીનતા તથા આળસ વ્યાપે છે પરંતુ સાચા ગૂઢ સાક્ષાત્કારના અનુભવ પછીની અસર સાવ જુદી જ હોય છે. જ્યારે આવો સાચી મસ્તીનો અનુભવ થાય છે ત્યારે એમ લાગે છે કે સ્વર્ગના દરવાજા ઊઘડી ગયા જે સાક્ષાત્કાર થાય છે તેના અનુભવની સામાન્ય જીવનમાં કલ્પના પણ થઈ શકે તેમ નથી. બીજો કોઈ અનુભવ ભૂતકાળમાં થયો હોય એનાથી પણ આ અનુભવ ચડિયાતો હોય છે આવો અનુભવ સ્મૃતિમાં સદાને માટે કોતરાઈ જાય છે જીવનને તે પ્રેરણા તથા આશ્ચર્યથી ભરી દે છે અને જીવનના અત્યંત નિરાશામય વાતાવરણમાં પણ આશા અને આનંદનો ઉત્સાહ જાળવી રાખે છે આવી સર્વોચ્ચ સાક્ષાત્કારની એકાદ ક્ષણ પણ હૃદયના ઊંડાણમાં પ્રકાશીને એમ દર્શાવે છે કે તમારું જીવન સામાન્ય સાંસારિક જીવન નથી પરંતુ એક પ્રકાશમય જીવન છે. સેન્ટ ઇગ્નેશિયસ લોયોલાએ સ્પીરીચ્યુલ એકસરસાઇઝ નામનું પુસ્તક સ્પેનિશ ભાષામાં લખ્યુ છે અને એનો અનુવાદ અંગ્રેજીમાં એન્થની મોટ્રોલોએ કર્યો છે. (ગાર્ડન સિટી ન્યુ યોર્ક, ૧૯૬૪) આ પુસ્તકમાં તેણે પોતાને થયેલા આવા એક અનુભવનું વર્ણન કર્યું છે (પોતાને માટે અહીં એણે ત્રીજા પુરુષ એકવચનનો પ્રયોગ કર્યો છે,

"સેન્ટ પોલનું દેવળ માનરેસા ગામથી આશરે એક માઈલ દૂર આવેલું છે આ દેવળમાં એક દિવસ તે ઉપાસના કરવા ગયો. ત્યાર બાદ તે કાર્ડેનેરો નદી જેનુ બીજું નામ રૂબ્રીકેટો છે એના કિનારા ઉપર બેઠો હતો ત્યારે અચાનક એના મનમાં કોઈ નવો જ આશ્ચર્યકારક પ્રકાશ ફેલાઈ ગયો. પરિણામે કોઇ પણ સ્વરૂપનાં દર્શન સિવાય પણ એક જ ક્ષણમાં ધર્મના ગૂઢ રહસ્યોનુ તથા વિજ્ઞાનના અન્ય સત્યોનું એને દર્શન થયુ અને તે પણ એટલા વિશાળ પ્રમાણમાં તથા એટલી સ્પષ્ટ રીતે કે તે પોતે જ બોલી ઊઠયો કે: 'મારી બાસઠ વર્ષની વય સુધીમાં મને જે પરમાત્મા તરફથી આધ્યાત્મિક પ્રકાશ પ્રાપ્ત થયો છે એ બધાનો સરવાળો કરવામાં આવે તો પણ તે એક ક્ષણમાં મળેલા પ્રકાશથી જે જ્ઞાન થયું એની તુલનામાં તે આવી શકે નહીં."

સાચા પયગંબરો, ગૂઢ જ્ઞાનીઓ તથા યોગાચાર્યોનો એક અલગ જ વર્ગ છે. એમાં તમામ ધર્મોના સ્થાપકોનો, અધ્યાત્મ અને ફિલસૂફીના વિવિધ સંપ્રદાયોના સ્થાપકો, નવી વિચારધારા તથા આચારસંહિતાના સ્થાપકો, ગૂઢ વિદ્યાના જ્ઞાનીઓ અને ધાર્મિક સાધના તથા યોગની તમામ પદ્ધતિઓના શરૂ કરનારાઓ તથા સુધારકોનો સમાવેશ થાય છે. આમાંના કોઈએ પણ પોતાના સાચા સ્વરૂપને છુપાવ્યું નથી અથવા તેઓ સંતાઈ ગયા નથી તથા દૂરના પર્વતના આશ્રમમાં જ ફેલાવવા માટે પોતાના પ્રકાશને સંતાડયો નથી. આને બદલે તેઓ પોતાના સમયનાં અનિષ્ટો સામે લડયા છે અને ઘાતકી રાજાઓ અને વડા અધિકારીઓના તથા સડેલા ધર્મો અને ચાલુ સડતા સંપ્રદાયોના જુલ્મો તથા ગુસ્સા સામે તેઓ શૂરવીરતાથી લડયા છે. જે દેશમાં આવા સંતો જન્મ્યા છે એ દેશ માટે તેઓ અરકયામતરૂપ થઈ પડયા છે.

આજના પ્રકાશ પામેલા યુગમાં સામાન્ય માનવીના મનમાં આ વિષય વિશે ખોટા ખ્યાલો છે કારણ કે આધુનિક દુનિયાએ ભૌતિક વિજ્ઞાનમાં અનહદ સમૃદ્ધ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે પરંતુ આધ્યાત્મિક જ્ઞાનની બાબતમાં એની સ્થિતિ શોકજનક છે. માનવીના મનની વૃત્તિ જ એવી છે કે તે કંઈ પણ ગૂઢ આશ્ચર્યજનક જુએ તેને દૈવી માની બેસે છે. આમાં બુદ્ધિપૂર્વક વિચારણા માટે પ્રોત્સાહન મળતું નથી. આમાં પાછી કલ્પિત બીજી દુનિયાની વાતો ઉમેરાય છે, ભૂતપ્રેતની, અમુક ઘરમાં ભૂત રહેતા હોવાની વાતો પણ ઉમેરાય છે. સિદ્ધિઓ ધરાવતા મહાત્માઓની સિદ્ધિઓની વાતો ઉમેરાય છે, કોઈ અગમ્ય પ્રદેશોમાં મહાન સિદ્ધો વસતા હોવાની વાતો ઉમેરાય છે. આવી બધી માન્યતાઓ માનવજાતિને ભારે નુકસાન પહોંચાડી રહી છે માનવી કુદરતના કાયદાને સમજે તો તે ભવ્ય ઊંચી અવસ્થા બુદ્ધિપૂર્વક અને તે પણ બાળકના જન્મની માફક કુદરતી તથા વ્યવહારુ રીતે પ્રાપ્ત કરી શકે પણ આવી બધી કપોળકલ્પિત અલૌકિક વાતોને લીધે સાચા સાધકોને સાચે માર્ગે જવામાં અવરોધ થાય છે. આવી કપોલકલ્પિત વાતોને લીધે વિવિધ દિશાઓમાં ગંભીર હાનિ પહોંચી છે. એક તરફ આવી કપોલકલ્પિત વાતો સાંભળી આવું વધુ સાંભળવા મન લલચાય છે અને આવી જિજ્ઞાસા વધુ રોગિષ્ઠ બને છે. બીજી તરફ આવી વાતો સાચા આદર્શો પરથી ધ્યાન બીજે રસ્તે દોરે છે અને એવા લોકો તથા ખ્યાલો તરફ દોરી જાય છે કે જેમના દૈવી અને આધ્યાત્મિક ખ્યાલો પોકળ હોય છે અને વાસ્તવિકતા સાથે સંબંધ ધરાવતા નથી અને માનવજાતિ માટે આવા ખ્યાલો અનુકરણીય હોતા નથી.

આવી જ રીતે આપણે અધ્યાત્મના અલૌકિક જગતનો અભ્યાસ કરીશું તો આપણને જણાશે કે કોઈપણ સાંસારિક ક્ષેત્રની માફક આ ક્ષેત્ર પણ કલ્પના તથા બનાવટથી ભરપૂર છે. જેઓ આવો અભ્યાસ કરે તેમને જણાશે કે

આવા પયગમ્બરો, ગૂઢ જ્ઞાનીઓ તથા યોગાચાર્યો જેમના નામો એમના પોતાના દેશમાં ખૂબ પ્રચલિત છે એમના અનુભવોને બાદ રાખીએ તો બાકીના કહેવાતા નિષ્ણાતો અને આશ્ચર્યજનક સિદ્ધિઓ દર્શાવનારાઓ સ્થૂલ દેહ ધરાવતા આપણા જેવા જ સ્ત્રી–પુરુષો હતા એમ દર્શાવવા માટે કોઈ પુરાવાઓ મળતા નથી અને એમના અસામાન્ય જીવનના સાક્ષીઓ હોય એવા લોકોના પણ કોઈ પુરાવા મળતા નથી. માત્ર એમની આધ્યાત્મિક સિદ્ધિઓની જ સાબિતી મળી શકે છે અને એ સિવાય એવી સિદ્ધિઓ અને અનુભવોની વાતો સાંભળવા મળે છે કે જે અત્યંત સંવેદનશીલ માનવીઓ, માધ્યમો, હીપ્નોટીઝમની અસર હેઠળ આવેલા લોકો તથા પોતે પોતાના ઉપર હીપ્નોટીઝમ કરનારા યોગીઓના અનુભવો જેવા જ હોય છે, પણ આથી વિશેષ એમાં કશું જ હોતું નથી જો તેઓ કોઈ પ્રખ્યાત દૃષ્ટા અથવા યોગી કે જેમના વિશે તેમણે અગાઉ સાંભળ્યું હોય તેમના સ્વરૂપને ધ્યાનમાં જોવા ઇચ્છે, તો આવા સ્વરૂપનું વર્ણન જાણીતું હોય તથા એને માટે સારી એવી સાક્ષી પણ મળતી હોય છતાં પણ ધ્યાનમાં પોતાના ધાર્યા કરતાં જુદું જ સ્વરૂપ જોવા મળે છે. તેમને એમ પણ જણાશે કે દિવ્ય પ્રકાશ પામેલા તમામ માનવીઓ જેમના વિશે પોતે સાંભળ્યું છે તેઓના જીવનમાં ઘણી વેદના હતી, દિવ્ય સાક્ષાત્કાર માટે તીવ્ર ઝંખના હતી, ક્યારેક તેઓ લગભગ પાગલ જેવા થઇ જતા હતા. એમનુ જીવન સાદું અને સંયમી હતું. સંસાર પ્રત્યે એમનામાં વૈરાગ્ય હતો, ઉપભોગોનો એમણે ત્યાગ કર્યો હતો. એમની સેવા નિ:સ્વાર્થ હતી ત્યારે, અવરોધો તથા દુર્ગમ વિપત્તિઓનો તેઓ સામનો કરતા હતા. પોતાના ઇષ્ટદેવની ભક્તિમાં તેઓ સંપૂર્ણ રીતે ડૂબેલા હતા અને અંતર્જગતમાં તેઓ એકાકાર બની ગયા હતા. આના પરથી તેઓ સહેલાઇથી સમજી શકશે કે આવી ખોજમાં સફળતા જો મળે તો આ ા નામોની યાદીમાં એમનાં નામો પણ ઉમેરાઇ જાય અને દિવ્ય પ્રકાશ પામેલા માનવીઓની માફક જ તેમના મનમાં દિવ્ય આવેશનો અગ્નિ, ત્યાગની ભાવના, ઇષ્ટ દેવની ભક્તિ તથા માનવજાતિની સેવા કરવાની ભાવના હોય છે.

જાદુગર, ભુવા કે મેલી વિદ્યાના ઉપાસક બનવાની વિદ્યા શીખનારા સ્ત્રી–પુરુષોની પ્રાચીન સમયમાં કે મધ્ય કાળમાં જાહેરમાં પ્રશંસા થતી ન હતી તે એક સારી રીતે જાણીતી હકીકત છે. આવી સાધના તેમણે ખાનગીમા કરવી પડતી અને તેમણે પોતાના મંડળો ખાનગીમાં જ ચલાવવા પડતા. પોતાની વિચિત્ર ક્રિયાઓ પણ એમણે સામાન્ય માનવીની નજરે ન પડે એવી રીતે કરવી પડતી અને તેને માટે નિર્જન સ્થળ તથા રાત્રીના સમયની પસંદગી કરવી પડતી આધુનિક માનવી પોતે વાંચેલી કાલ્પનિક હકીકતોથી છેતરાય છે. એ પોતાના મનમાં મહાન યોગાચાર્યના ઝળહળતા અવાસ્તવિક સ્વરૂપની કલ્પના કરે છે ઘણીવાર એની પાસે એમ મનાવવામાં આવે છે કે યોગની અમુક ખાનગી પદ્ધતિઓનો

અભ્યાસ કરવાથી પોતે પણ કોઈ સિદ્ધ યોગી બની જશે, કુદરતના બળો પર કાબૂ પ્રાપ્ત કરી અશક્ય એવી સિદ્ધિઓ મેળવી શકશે, રોગો પર કાબૂ મેળવી શકશે, લોકો પર વર્ચસ્વ જમાવી શકશે, જીવનના વધુ ઊંડા રહસ્યોનો પાર પામી શકશે અને તમામ પરિસ્થિતિમાં સંપૂર્ણ શાંતિ અને સુખમાં રહી શકશે. આ આશયો કેટલાં માનવીઓ સિદ્ધ કરી શક્યા છે? તાજેતરના વર્ષોમાં યોગની સાધના કરનાર લાખો માનવીઓમાંથી એક સાધકે પણ એવો દાવો કર્યો નથી કે યોગ અથવા બીજી ગૂઢ વિદ્યાઓ માટે જે સિદ્ધિઓનો દાવો કરવામા આવે છે એનો અંશ માત્ર પણ તેઓ પ્રાપ્ત કરી શક્યા હોય. દૈવી સિદ્ધિઓની વાત બાજુએ રાખીએ તો પણ કેટલા સાધકોએ પોતે ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરી હોવાનો પ્રત્યક્ષ કે પરોક્ષ દાવો કર્યો છે? જેમનાં કાર્યો અમર થઇ ગયા છે તેવા કેટલાક જાણીતા ખ્રિસ્તી સંતો, સૂફીઓ અને યોગીઓએ પોતાના દર્શનનું અનુભવનું જે નિખાલસતાથી અને નિષ્ઠાપૂર્વક વર્ણન કર્યું છે એવી રીતે વર્ણન કરી કોણ આવો દાવો કરી શકશે? આવા જો કોઈ સાધક આજે ન હોય અથવા માત્ર એકાદ બે હોય તો પણ એનાં ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આજકાલ જે રીતે લાખો માનવીઓ જે રીતે યોગ શીખે છે અને સમજે છે એમાં ભાગ્યે જ સફળતા મળવાનો સંભવ છે.

અમે અહીં જે સિદ્ધિઓનો ઉલ્લેખ કરીએ છીએ તે ગોરખનાથ જેવા યોગીઓએ પ્રાપ્ત કરેલી, પતંજલિ મુનીએ પોતાના યોગસૂત્રોમાં દર્શાવેલી કુંડલિની અને હઠયોગના લગભગ તમામ ગ્રંથોમાં દર્શાવેલી અલૌકિક સિદ્ધિઓની વાત છે. આત્માઓને બોલાવતા સેંકડો વાહકો–મીડીઅમોએ વિકસાવેલી સૂક્ષ્મ આત્મશક્તિનો અમે અહીં ઉલ્લેખ કરતા નથી કારણ કે આવી સિદ્ધિ ગમે તે પરિસ્થિતમાં ધોળે દિવસે લોકો સમક્ષ દર્શાવી શકાય છે. આવા પ્રયોગ કરનારાઓ ગમે તે સમયે આવા પ્રયોગો ફરી કરી શકે છે શ્વાસ અટકાવી દેવો, હૃદયનું સ્થંભન કરવું અથવા શરીરની કોઇપણ ક્રિયા અટકાવી દેવી, લોહીને ફરતુ અટકાવી દેવું એ બધી સ્થુલ ઘટનાઓ છે અને અહી જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સૂક્ષ્મ આધ્યાત્મિક સિદ્ધિઓ સાથે તેમને કશો સંબંધ નથી. ગૂઢ અને સૂક્ષ્મ શક્તિઓ અને સિદ્ધિઓ વિશેના આપણા ઘણાખરા વર્તમાન ખ્યાલો માત્ર કાલ્પનિક છે. પરંતુ આ કલ્પના પણ એટલી બધી વ્યાપક થઈ ગયેલી છે અને એટલી બધી આપણી ઇચ્છાઓ સાથેની વિચારણા સાથે જામી ગઈ છે કે આવી સૂક્ષ્મ શક્તિઓ અને સિદ્ધિઓ વિરુદ્ધ દરેક પુરાવા મળવા છેતાં અને જેમનો ભ્રમ ભાગી ગયો હોય એવા હજારો સાધકો આવી માન્યતાઓની પોકળતાના પુરાવાઓ આપતા હોવા છતાં આવી સૂક્ષ્મ વિદ્યાઓમાં રસ ધરાવનારાઓ આવી વિદ્યાની સાધના કર્યા જ કરે છે. તેઓ પોતાના મનને એમ કહીને મનાવે છે કે આવી અસામાન્ય સિદ્ધિઓ જો મળી શકતી ન હોય તો આદિકાળથી અત્યાર સુધીમાં લાખો માનવીઓએ એમની ખોજ પાછળ

જીવન વીતાવ્યું ન હોત, વળી કેટલાક પોતાના મનને એવી રીતે મનાવે છે કે આવા અનુભવોમાં જો કોઈ સત્ય ન હોય તો પછી આવા સિદ્ધોની આવી વાતો ફેલાત જ નહી અથવા આટલા બધા લોકો તેનો સ્વીકાર કરત નહીં.

અગાઉ સમજાવવામાં આવ્યું છે તે મુજબ ખાસ કરીને પશ્ચિમમાં યોગીના જે સ્વરૂપની કલ્પના જનતા સમક્ષ આ સૂક્ષ્મ વિદ્યાના કેટલાક સાધકોએ ઊભી કરી છે એવા યોગી દુનિયાના કોઈ પણ ભાગમાં છે જ નહીં. એવા કોઈ યોગી છે જ નહી કે જે પોતાના સ્થૂલ શરીરને સૂક્ષ્મ શરીરમાં ફેરવી નાખે, દૂરથી પોતાના વિચારો મોકલીને ઉપદેશ આવી શકે, માત્ર સ્પર્શ કરીને રોગ મટાડી દે. હલકી ધાતુઓનું સોનામાં રૂપાંતર કરી શકે, પોતાના શિષ્યને સિદ્ધપુરુષ બનાવી દે અને આવી બીજી સિદ્ધિઓ બતાવી શકે અને તે છતાંપણ જીવનની ચિંતાઓથી મુક્ત રહી શાંત અને સ્થિર જીવન ગાળતા હોય ઇતિહાસમાં આવા કોઇ અસામાન્ય સિદ્ધિ ધરાવતા માનવી કે યોગીના નામનો પણ ઉલ્લેખ નથી કે જે ભૌતિક સિદ્ધાંતોની પેલે પાર ગયો હોય, જેણે સર્વત્ર ચમત્કારો કર્યા હોય અને અંત સુધી શાંત અને સુખી જીવન ગાળ્યુ હોય. એથી ઊલટુ આપણે દુનિયાના જે તમામ સંતો અને ગૂઢ વિદ્યાઓના સ્વામીઓને મળીએ છીએ તેઓમાં આધ્યાત્મિક ક્ષુબ્ધતા અને પરિશ્રમ જણાય છે, દૈવી અનુભવ માટે તીવ્ર આવેગ જણાય છે. ક્યારેક તેઓ ભારે આનંદ અનુભવે છે તો ક્યારેક ઊંડા શોકમાં ઊતરી જાય છે, તેઓ યાતનાઓ વેઠે છે અને શહીદ થાય છે ભારે ગરીબીમાં, ભારે રોગોની પીડામાં દિવસો ગાળે છે. તેઓ અકાળ મૃત્યુ પામે છે, કડક તપશ્ચર્યા કરે છે, દેહદમન કરે છે, હાસ્ય તથા નિંદાના ભોગ બને છે, ભારે અગ્નિપરીક્ષાઓ અને બીજી યાતનાઓમાંથી પસાર થાય છે આવી બધી એમની યાતનાઓ ઘણીવાર સામાન્ય માનવીઓની યાતનાઓ કરતાં ઘણી વધારે ભયંકર હોય છે

ભગવદ્ગીતાના સર્જક વારંવાર આપણને સિદ્ધ યોગીની માનસિક સ્થિતિનો ખ્યાલ આપે છે. આત્માને વશ કરવા માટેનો ભારે પુરુષાર્થ મનનો અત્યંત હઠીલો સ્વભાવ, મધ્યમસર સમન્વય જીવન, વિરાટ દર્શનનો ગભરાવી મૂકે તેવો છતાં ભવ્ય અનુભવ, યોગના માર્ગમાં રહેલાં ભયસ્થાનો, આચારસંહિતા, મુક્ત માનવીના મનના ગુણો, સિદ્ધિઓના ઉપયોગના જોખમો, સમર્પણ તથા શરણાગતિ એ સર્વનું વર્ણન એમાં લંબાણથી કરવામાં આવ્યું છે એવા કેટલાય માનવીઓ પણ છે કે જેમણે સતત પ્રયાસો કર્યા હોય, સમર્પણ કર્યું હોય તથા તિતિક્ષા પણ કરી હોય છતાં જેમની ચેતનાની અવસ્થામાં કશો ફેરફાર જણાયો ન હોય અને એમના વ્યક્તિત્વની અગત્યની બાજુઓ અગાઉ હોય તેવી જ રહી હોય. આથી નિરાશ થઇને તેઓ પોતાના ગુરુનો દોષ કાઢે છે અથવા પોતે જે પદ્ધતિ શીખ્યા તેનો

દોષ કાઢે છે. અથવા પોતે જેમની ભક્તિ કરી, જેમને માટે સમર્પણ કર્યું તથા જેમને માટે પુરુષાર્થ કર્યો એવા પરમાત્મા ન્યાયી છે ખરા ? એવો સવાલ ઉઠાવે છે. આવો સવાલ ઉઠાવવાનું કારણ એ છે કે આપણી તમામ આધ્યાત્મિક સાધના પરમાત્માને પ્રસન્ન કરવા માટે અથવા સંતોષવા માટે સંસારના સાગરને તરીને સામે પાર જવા એની કૃપા પ્રાપ્ત કરવા માટે છે એવો ખોટો ખ્યાલ આપણે ધરાવીએ છીએ. બૌદ્ધિક ક્ષેત્રમાં જે લાખો માનવીઓ વિજ્ઞાનની તથા કલાની વિવિધ શાખાઓ પાછળ સમય ગાળી એમાં વિશિષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરવા ભારે સમર્પણ કરે છે તેઓમાંથી સાવ જ ઓછા માનવીઓ શેક્સપીઅર, કાલિદાસ, ઉમ્મર ખય્યામ અથવા કોન્ફ્યુશિયસની કક્ષાએ પહોંચે છે તે અસામાન્ય નથી ? જે અપવાદરૂપ કુદરતી બુદ્ધિમત્તાનો વિકાસ થાય છે એનું કોઈ અગમ્ય કારણ છે એમ બાકીનાઓ વાજબી રીતે માને છે.

યોગનો સાચો આશય ચેતનાનું પરિવર્તન કરવાનો, પૃથ્વી ઉપર સ્વર્ગનું સર્જન કરવાનો છે. અસામાન્ય બુદ્ધિમત્તા અથવા કુદરતનીય પેલે પારના બળો પરના સ્વામિત્વથી, જે માનવીનું અંદરનું મન હજી સંકુચિત હોય તથા ચલિત હોય એને શાશ્વત આનંદ મળી શકે નહીં. જે માનવી વિરાટ જીવન સાથે એકતાનો અનુભવ કરતો હોય, જેને પોતાની અમરતાનો સાક્ષાત્કાર થયો હોય, જે વિરાટ ચેતનાની સાથે પોતે એકાકાર છે એમ સમજતો હોય, જેને કશાની જરૂર પડતી ન હોય, જે શોક, સહા અને મૃત્યુ જેવા સંસારના અનિષ્ટોથી અત્યન્ત દૂર હોય એવા માનવીને આવી સૂક્ષ્મ સિદ્ધિઓ તથા સાંસારિક તાકાત વધુ કયું સુખ આપી શકે ? ઘણા લોકો બીજી ગૌણ સિદ્ધિઓ, અસામાન્ય શક્તિઓ, બીજાઓ પર વર્ચસ્વ જમાવવાની શક્તિઓ પ્રાપ્ત કરવા પુરુષાર્થ કરે છે પણ આ સર્વ આ પથ પર અધઃપતન કરનાર છે. કોઈપણ ભોગે બધાય વિચારોને અળગા કરી તથા પૃથ્વી પર મળતી તમામ ચીજોને દૂર રાખી આત્મસાક્ષાત્કાર કરવાનો આશય રાખવો જોઈએ. આવી અવસ્થાનું વર્ણન કરતાં છાંદોગ્ય ઉપનિષદ (૩–૧૪–૨ અને ૩) જણાવે છે કે: "જે મનમાં વ્યાપે છે, જેને પોતાના શરીર માટે પ્રાણ છે, જેની પ્રકૃતિ ચેતનમય છે...જેનામાં તમામ પ્રકારની સુવાસ છે તથા તમામ સુખકારક સ્વાદ છે, જે આ સર્વમાં વ્યાપીને રહ્યો છે, જે વાણી (અને બીજી ઇન્દ્રિયોથી) પર છે...એવો આ મારો આત્મા જે મારા હૃદય (કમળમાં) બિરાજે છે તે પૃથ્વી કરતાં મોટો છે, આકાશથી મોટો છે, સ્વર્ગથી મોટો છે આ તમામ સૃષ્ટિઓથી મોટો છે."

આ વિચારનો પડઘો લાઓ–ત્સેએ તાઓ–તે–ચીંગમાં (૮૫ અને ૮૯) પાડતાં જણાવ્યું છે કે : "પ્રાચીન સમયના લોકોએ આ એકનો સાક્ષાત્કાર કર્યો. આ એકને લીધે સ્વર્ગ ચેતનમય છે. આ એકને લીધે પૃથ્વી સ્થિર છે. આ એકને લીધે દેવોમાં

બળ છે આ એકને લીધે રાજાઓ અને સત્તાધીશો સામ્રાજ્યમાં સત્તા ભોગવે છે સંસારમાં અનંત જીવો ક્ષણક્ષણમાંથી જન્મ્યા છે. આ સૃષ્ટિ શૂન્યમાંથી સર્જાઇ છે."
યોગ અને અન્ય ધાર્મિક સાધનાઓથી જે સર્વોચ્ચ અનુભવ થાય છે તેવો અનુભવ મનને બીજા કશાથી થતો નથી. પોતાના સમગ્ર જીવન દરમિયાન માનવીને સંસારમાં જે અનુભવો થાય છે એના કરતાં આવી સમાધિસ્થ દશામાં અથવા સંપૂર્ણ જાગૃત દશામાં થતો આવો અનુભવ વધુ વાસ્તવિક અને વધુ પ્રતીતિજનક છે

# ૫

# યોગની સાધના

કુંડલિનીને જાગૃત કરવા માટેની વિવિધ પદ્ધતિઓ હઠયોગના તથા અન્ય પ્રાચીન ગ્રંથોમાં દર્શાવેલી હોવાથી તથા વિવિધ આધુનિક ગ્રંથોમાં પણ તે દર્શાવેલી હોવાથી એ સર્વનું અહીં ફરી વર્ણન કરવાની જરૂર નથી. આમ છતાં સંક્ષિપ્તમાં એટલું કહેવાની જરૂર છે કે યોગની અન્ય સાધનાઓની માફક કુંડલિનીની સાધના અને અભ્યાસની પદ્ધતિ દર્શાવવામાં આવી છે અને એનો આશય શરીરનું જે મનોદૈહિક તંત્ર જનન પ્રદેશો સાથે ગાઢ રીતે સંકળાયેલ છે તથા મસ્તકમાં મગજ સાથે સંકળાયેલ છે એને ઉત્તેજિત કરવાનો છે. આ તંત્રના બે છેડાઓ વચ્ચેનો સંબંધ પ્રાચીન લેખકોએ અત્યંત સ્પષ્ટતાથી દર્શાવ્યો છે અને સૌથી પવિત્ર અને પુણ્યશાળી સંતોએ આ બંને પ્રદેશોની પરસ્પર અસર સાદા અને સરળ શબ્દોમાં સમજાવી છે, પ્રાચીન પદ્ધતિઓનું મૂલ્યાંકન કરતી વખતે એ યાદ રાખવું જોઈએ કે એ સમયે માનવીના શરીરની રચનાનું જ્ઞાન અત્યંત અલ્પ હતું અને શરીરમાંના જે તંત્રોની કામગીરી સમજાય નહીં તે કામગીરી કોઈ અલૌકિક અને આધ્યાત્મિક બળોથી ચાલે છે એવી માન્યતાનો આશ્રય લેવાનું સામાન્ય હતું. પરંતુ આધ્યાત્મિક અનુભવના કારણરૂપ આવી કામગીરી વૈજ્ઞાનિક દૃષ્ટિએ બરાબર સમજાઈ જાય તો ક્રમશઃ નવી ટેકનિકોનો વિકાસ થશે અને વધુ સુધારેલી પદ્ધતિઓને અનુસરવામાં આવશે.

યોગસાધનાની સમગ્ર પદ્ધતિને પતંજલિએ આઠ વિભાગમાં વહેંચી નાખી છે. યોગના આ આઠ અંગો છે—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. આવી જ રીતે હઠયોગમાં તથા લયયોગમાં પણ આઠ અંગો

છે. આવા અંગોના પેટા–વિભાગોમાં થોડો ઘણો ભેદ જોવામાં આવે છે. યોગ સૂત્રોમાં યમના પાંચ તથા નિયમના પાંચ પ્રકાર દર્શાવવામાં આવ્યા છે. હઠયોગમાં આવા દસ દસ પ્રકારો દર્શાવવામાં આવ્યા છે. ટૂંકમાં કહીએ તો યમમાં આટલી બાબતોનો સમાવેશ થાય છે : જીવો પ્રત્યે અહિંસા, સત્ય, નિર્લોભ, ક્ષમા, ધીરજ, દયા, સાદાઇ, મિતાહાર, શરીર તથા મનની શુદ્ધિ. નિયમોમાં તપ, સંતોષ, ધર્મગ્રંથોમાં શ્રદ્ધા, દાન, પૂજા, પવિત્ર ધર્મગ્રંથોના શ્રવણ, દુષ્કાર્યો પ્રત્યે જુગુપ્સા, મંત્રનો જપ તથા ધાર્મિક વ્રતો.

આધ્યાત્મિક પ્રકાશની ઝંખના રાખનાર પ્રત્યેક સાધકે જે પ્રકારનો સદાચાર કેળવવાનો છે તેનું વર્ગીકરણ આ યમ અને નિયમોની નીચે કરવામાં આવ્યું છે એમ વિશાળ દૃષ્ટિએ જોતાં કહી શકાય. આવા યમ અને નિયમો દ્વારા સત્ય, દયા, ઈર્ષા ન કરવાની વૃત્તિ દાન, આત્મસંયમ અને મૈત્રી ન કેળવાય ત્યાં સુધી આધ્યાત્મિક સિદ્ધિ શક્ય જ નથી. પરમાત્માના સાક્ષાત્કારનો અનુભવ કરવા માટે જે ગુણો હોવા જોઇએ એમનું ભગવદ્ગીતામાં અનેક સ્થળે વિવિધ રીતે વર્ણન કર્યું છે.

નૈતિકતા એ ધર્મે માનવજાતિની પ્રગતિમાં આપેલો સહુથી અગત્યનો ફાળો છે એ વિશે કશી શંકા નથી. અત્યંત પ્રાચીન સમયથી સમાજમાં અમુક પર પ્રતિબંધ અને અમુકની છૂટ, અમુક પવિત્ર અને અમુક અપવિત્ર, અમુક શુદ્ધ અને અમુક અશુદ્ધ, અમુક સ્વચ્છ અને અમુક અસ્વચ્છ એવા ખ્યાલો ચાલ્યા આવતા હતા એના ઉપર નીતિની ઊંચી ઇમારત ઊભી કરવામાં આવી છે. પ્રાથમિક અવસ્થાના સમાજમાં તથા ત્યાર પછીની સુધરેલી સંસ્કૃતિઓમાં નૈતિક વલણના તજીયે વિકાસની વૃત્તિ શરૂઆતમાં સામાન્ય સ્વરૂપમાં હતી પણ પાછળથી અનેક વિધિવિધાનોવાળા સ્વરૂપનો વિકાસ થયો.

માનવીએ આધ્યાત્મિક ધ્યેય પ્રાપ્ત કરવાનું છે એ માન્ય રાખવામાં આવ્યું છે એમાં તમામ ધર્મો એકમત છે. એટલે આવું આધ્યાત્મિક ધ્યેય સિદ્ધ કરવા માટે દેહને વશ થવાને બદલે દેહ પર કાબૂ રાખવો જોઇએ, કારણ કે દેહને વશ થવાથી શારીરિક સુખોની લાલસા જાગે છે તથા બંધન થાય છે અને મોક્ષ મળતો નથી આનો અર્થ એ થાય છે કે નીતિમત્તામાં વધારો થવાથી આત્મબળ વધે છે. એટલે આત્મસાક્ષાત્કાર અથવા પરમાત્માના સાક્ષાત્કાર માટેની કોઇપણ સાધનપદ્ધતિ દ્વારા સાધકમાં એટલી નીતિમત્તાનો વિકાસ થવો જોઇએ જેથી આત્મસાક્ષાત્કારમાં કશો અવરોધ નડે નહીં.

આને લીધે જ પ્રત્યેક પ્રકારના યોગમાં તથા તમામ ધાર્મિક સંપ્રદાયોમાં ત્યાગ, ઇન્દ્રિયો પર કાબૂ, સંસાર પ્રત્યે આસક્તિ, સત્ય તથા સદાચાર અંગરૂપ ગણાય છે. માનવીનો સ્વભાવ જ અતિરેક કરવાનો હોવાથી ધર્મગ્રંથોના આદેશો

તથા આવી આજ્ઞાઓ પાછળની ભાવનામાં ભારે વિકૃતિ તથા અતિશયોક્તિ ઘૂસી ગઇ છે. પરિણામે સ્વસ્થ અને શાણપણભર્યા સંયમનું સ્થાન વધુ પડતા ત્યાગ અને વધુ પડતી અનાસક્તિએ લીધું છે. આવા અતિરેકને પરિણામે આત્માની આસપાસ ભારે કડક બંધનો થાય છે અને મન અમુક જ બાબતમાં બંધાઈ જઈ રોગિષ્ઠ બને છે. ઉપનિષદોના ઘણાખરા ઋષિમુનિઓ ગૃહસ્થ હતા. મોટી વય થતાં સુધી તેઓ નીરોગી, પુણ્યશાળી, સામાન્ય જીવન જીવતા અને વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશ થાય ત્યારે જંગલમાં જઇ આધ્યાત્મિક પ્રકાશ પ્રાપ્ત કરવા સાધના કરતા. વાનપ્રસ્થાશ્રમ સફળતાથી પૂરો કર્યા બાદ તેઓ સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરી ઘરબાર વગર વિચરણ કરતા. સર્વત્ર એમનો સત્કાર થતો તથા એમને માન આપવામાં આવતું. જીવન અને મૃત્યુની અઘરી સમસ્યાઓમાં રસ ધરાવનારા માનવીઓની શંકાઓનું તેઓ નિવારણ કરતા. આવા એક મહાન મુનિ યાજ્ઞવલ્ક્ય બ્રહ્મસાક્ષાત્કાર માટે વધુ પડતી કડક તપશ્ચર્યા તથા દેહદમનને જરૂરી ગણતા નથી. મુંડક ઉપનિષદમાં બ્રહ્મચર્ય, સત્ય તથા નિત્યનૈમિત્તિક કર્મો વધુ ઊંચી ચેતનાની અવસ્થા સિદ્ધ કરવા પૂરતું છે એમ જણાવ્યું છે. ભગવદ્ગીતા ઉગ્ર તપ અને દેહદમનની ટીકા કરીને મધ્યમ માર્ગનો, નિષ્કામ કર્મનો, ભક્તિનો, સત્યનો તથા સદાચારનો ઉપદેશ એટલા માટે આપે છે કે આ બધા ગુણો દિવ્ય સાક્ષાત્કારના મુમુક્ષુ માટે યોગ્ય ગુણો છે.

મન અને શરીરની જેમાં પરસ્પર અસર થતી હોય તથા જેમાં માનસિક અભ્યાસ પાછળ લાંબો સમય ગાળવો પડતો હોય એવી કડક પ્રકારની સાધનાનો વિચાર કરતાં લાગે છે કે શરીર માટે કેટલાક આસનોની જે પસંદગી કરવામાં આવી છે તે યોગ્ય જ થયું છે. આ સિવાય યોગના બીજા કોઈ પ્રકારમાં આસનોનું કોઈ મહત્ત્વ નથી. પતંજલિ મુનિ તથા ભગવદ્ગીતા એ બંનેયનો મત એવો છે કે સાધકે પોતે જ ધ્યાનમાં બેસવા માટે પોતાને યોગ્ય આસન પસંદ કરી લેવું જોઇએ અને એમાં સ્થિર રહેવું જોઇએ તથા કરોડરજ્જુ વળે નહી એવી રીતે મસ્તક, કંઠ તથા ધડ ટટાર-રાખવાં જોઇએ; પરંતુ કુંડલિની અચાનક જાગૃત થાય તો તેને માટે શરીરને તૈયાર રાખવા માટે હઠયોગમાં આસનોની યોજના એવી રીતે કરવામાં આવી છે કે જેથી શરીરના અવયવો દૃઢ, વળી શકે તેવા તથા યોગ્ય કામગીરી બજાવી શકે. ઘેરંડ સંહિતામાં કહ્યું છે કે આસનો ૮૪ લાખ છે અને તેમાં ૧૬૦૦ સર્વોત્તમ છે. દેખીતી રીતે જ આમાં અતિશયોક્તિ છે અને તે દર્શાવે છે કે કેટલાક પ્રાચીન ગ્રંથોમાં સાદી હકીકતો કેવી અપ્રતીતિકર રીતે રજૂ કરવામાં આવે છે. આથી જ સાધકે આમાં વિચારપૂર્વક જ આગળ વધવાનું છે. એ ગ્રંથમાં ખરેખર તો માત્ર બત્રીસ જ આસનોનું આલેખન કરવામાં આવ્યું છે. હઠયોગપ્રદીપિકામાં તો માત્ર પંદર જ આસનોનું વર્ણન કરવામાં આવ્યું છે.

શિવસંહિતામાં ૮૪ આસનોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને આજે પણ આ સંખ્યા સામાન્ય રીતે સ્વીકારવામાં આવે છે. ભારતમાં આજે ય એવા સાધુઓ છે કે જેઓ નાનીસરખી ભેટ આપો તો પણ ચપળતાથી આવા આસનો કરી બતાવે છે. પરંતુ અન્ય વ્યાયામવીરો તથા પહેલવાનોની માફક તેમને યોગ સાથે બીજો કોઈ સંબંધ હોતો નથી. અમુક મુશ્કેલ તથા આકર્ષક આસનો કરવાની કાર્યદક્ષતાને યોગ કહી શકાય નહીં. એમને યોગીઓ ગણીએ તો સરકસમાં અંગબળના કે અંગતાલીમના ખેલો બતાવનાર હોશિયાર માનવીને પણ આપણે યોગી ગણવો પડે. શરીરને મુલાયમ તથા નીરોગી બનાવવા તથા રાખવા માટે જ આસનોનો ઉપયોગ કરવામાં આવે તો તે અન્ય વ્યાયામ સમાન જ બની રહે છે અને એને માત્ર વ્યાયામ જ ગણવો જોઈએ. અમુક આસનો કરવાથી આશ્ચર્યજનક સિદ્ધિ મળે છે એમ હઠયોગના ગ્રન્થોમાં જે કહેવાયું છે તે દેખીતી રીતે જ અતિશયોક્તિ છે અને તેની પાછળનો આશય આવી સાધના કરવા માટે સાધકોને પ્રેરણા આપવાનો છે. કોઈ પણ પ્રકારના યોગ માટે પદ્માસન અને સિદ્ધાસન એ બે આસનો સહુથી વધુ સગવડભર્યાં છે. પદ્માસનમાં જમણો પગ ડાબા પગના સાથળ ઉપર અને ડાબો પગ જમણા પગના સાથળ ઉપર મૂકવામાં આવે છે અને પગની એડીઓને સાથળના મૂળ તરફ દબાયેલી રાખવામાં આવે છે. આવી રીતે જમણો હાથ ડાબા ઢીંચણ પર અને ડાબો હાથ જમણા ઢીંચણ પર રાખવામાં આવે છે અથવા જમણો હાથ જમણા ઢીંચણ ઉપર અને ડાબો હાથ ડાબા ઢીંચણ પર રાખવામાં આવે છે. સિદ્ધાસનમાં એક એડી શિશ્નની ઉપરના ભાગમાં તથા બીજી એડી શિશ્નની નીચેના ભાગમાં રાખવામાં આવે છે. હાથ સાથળ પર રાખવામાં આવે છે અથવા એક હાથ ઉપર બીજો હાથ રાખવામાં આવે છે. હથેળીઓ ચત્તી અને પગના ઉપરના ભાગમાં રાખવામાં આવે છે.

કોઈ પણ સાધક યોગના ગ્રન્થોમાં દર્શાવેલા અનેક આસનોમાંથી પોતાને સગવડભર્યું જણાય એવું આસન પસંદ કરી શકે છે પરંતુ સમાધિનું લક્ષ્ય ધરાવતા નિષ્ઠાવાન સાધકે એવું આસન પસંદ કરવું જોઈએ કે જેમાં થાક વગર કે વાંકા વળી ગયા સિવાય લાંબા સમય સુધી બેસી શકાય અને મસ્તક તથા ધડને ઢળવા દીધા સિવાય ટટાર રાખી શકાય.

તાંત્રિક યોગના કેટલાક સંપ્રદાયોમાં કેટલાક કઢંગા લાગે તેવા આસનો કરવામાં આવે છે તેમનું મહત્ત્વ સમજાવવાનું અહીં જરૂરી છે. આવા તાંત્રિકો આસનમાં બેસીને, ખોપરી સામે રાખીને અથવા મૃતદેહ ઉપર બેસીને સાધના કરે છે: અત્યંત પ્રાચીન સમયથી ગૂઢ સાધનાઓ કરવા માટે માનવીની ખોપરી તથા હાડકાંઓનો ઉપયોગ ઘણા સ્થળોએ એક યા બીજા સ્વરૂપમાં પ્રચલિત છે. કેલ્ડીઆ, ગ્રીસ અને ઇજિપ્તમાં ગૂઢ સાધનાના સંપ્રદાયો પ્રચલિત હતા એમાં કેટલીક ક્રિયાઓ

ત્રાસ ઉપજાવે તેવી તથા ભય ઉપજાવે તેવી હતી. દા. ત. સર્પને ચુંબન કરવામાં આવતું, મૃત્યુ પામેલા માનવીના હાથને ભેટવામાં આવતું, શરીર પર ઘા કરવામાં આવતા તથા લોહી કાઢવામાં આવતું આ બધાનો આશય નવા શિષ્યના મનમાં આવી ગૂઢ ક્રિયાઓ માટે માન ઉપજાવવાનો તથા પ્રભાવ પાડવાનો હતો. આવી બધી સાધનાઓ પરથી લાગે છે કે કેટલાક તાંત્રિકો મુંડાસન અથવા શવાસન કરતા અર્થાત્ મૃતદેહ ઉપર બેસતા તથા અઘોરીઓ કોઈ પણ પ્રકારની ઘૃણા વગર ગમે તે વિષ્ટા પણ ખાતા એમાં કશું નવીન નથી.

હઠયોગમાં શરીરની શુદ્ધિ માટે ષટ્કર્મની આ પ્રમાણે યોજના કરવામાં આવી છે:

(૧) **ધૌતિ :** આ ક્રિયાથી મુખ, ગળું, હોજરી તથા આંતરડાની શુદ્ધિ થાય છે. એમાં વસ્ત્રની એક લાંબી, ભીની પટ્ટી ગળવામાં આવે છે તથા તેને પાછી બહાર કાઢી નાંખવામાં આવે છે. આમાં બીજી એક ક્રિયામાં સારા પ્રમાણમાં પાણી પીને તેને મુખવાટે બહાર કાઢી નાખવામાં આવે છે. ત્રીજી એક ક્રિયામાં પેટના તથા આંતરડાના સ્નાયુઓને સંકોચીને તથા ફુલાવીને વાયુ બહાર કાઢવામાં આવે છે. ઊલટી કરવામાં આવે છે, સ્નાયુઓને સંકોચવામાં આવે છે અને સાથે સાથે શ્વાસ પર દબાણ લાવવામાં આવે છેજેથી ઇચ્છા પ્રમાણે પાચનક્રિયાની હલનચલનમાં ઘટાડો કરી શકાય.

(૨) **બસ્તિ :** આ ક્રિયા કરવા માટે યોગી નાભિપ્રદેશ સુધી આવે એટલા પાણીમાં ઊભા પગે બેસે છે. શ્વાસની સહાય વડે તે ગુદાદ્વારથી પાણીને અંદર આંતરડામાં ખેંચી લે છે અને આવી રીતે આંતરડા સાફ કરી તે પાણીને બહાર કાઢી નાંખે છે.

(૩) **નેતિ :** આ ક્રિયામાં દોરીની સહાયથી નાસિકાના માર્ગને સ્વચ્છ કરવામાં આવે છે.

(૪) **લૌલિકી :** આ ક્રિયામાં પેટના સ્નાયુઓને સંકોચીને ગોળ ફેરવવામાં આવે છે કે જેથી પેટ બરાબર સાફ થાય તથા બરડાના સ્નાયુઓ મુલાયમ રહે.

(૫) **ત્રાટક :** આ ક્રિયા આંખોની એકાગ્રતા માટે તથા આખના સ્નાયુઓને બળવાન બનાવવા માટે કરવામાં આવે છે. એમાં અમુક પદાર્થ તરફ સ્થિર દૃષ્ટિએ જોઇ રહેવાનું હોય છે.

(૬) **કપાલ ભાતિ :** આ ક્રિયામાં પ્રાણાયામ દ્વારા કફ અથવા ગળફાને દૂર કરવામાં આવે છે. અથવા એમાં નાક દ્વારા પાણી લઈ મુખથી અથવા મુખદ્વારા પાણી લઈ નાકથી બહાર કાઢવામાં આવે છે.

આવી ક્રિયાઓ સિદ્ધ કરવા માટે ઘણાં વર્ષો સાધના કરવી પડે એ દેખીતું છે. હઠયોગના કોઈપણ સાધકના મનમાં એવો સવાલ ઊઠે કે ચેતનાની ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવા માટે શરીરને શુદ્ધ કરનારી આવી મુશ્કેલ તથા વિચિત્ર ક્રિયાઓ શો ભાગ ભજવી શકે ? એક જ ઉદાહરણ લઈએ. અજાણ્યો સાધક બરાબર સમજ્યા વગર ત્રાટક કરવા જાય તો એની આંખોને ભારે નુકસાન થવાનો સંભવ છે. સમજ્યા વગર આવી સાધના કરનારા કેટલાકે સૂર્ય સામે ત્રાટક કરવા જતાં આંખોને નુકસાન પહોંચાડ્યું છે તથા દૃષ્ટિ પણ ગુમાવી છે. ખાસ કરીને હોજરી તથા આંતરડાના માર્ગને સ્વચ્છ કરવા માટે યોગના નિષ્ણાતોએ શા માટે આવી કઠિન ક્રિયાઓ યોજી હશે તથા તેઓ આવી ક્રિયાઓ શા માટે કરતા હશે ? એની એવી તો શી જરૂર પડી હશે ? અમને લાગે છે કે એની પાછળનો આશય કફ, વાત અને પિત્તનું સામ્ય કરવાનો હશે, જેથી શરીર નીરોગી રહે. પણ પ્રાચીન સમયમાં પણ ઊલટી કરવા માટેનાં ઔષધો હતાં તથા આંતરડાને સ્વચ્છ કરવા માટે સાધનો હતા ત્યારે પણ શા માટે આવી અઘરી ક્રિયાઓ કરવામાં આવતી હતી તે સમજાતું નથી. આ સવાલના બે જવાબ હોઈ શકે : આવી ક્રિયાઓ લોકોમાં આશ્ચર્ય ઉપજાવવા માટે યોજવામાં આવી હોય તો એ કારણ બરાબર લાગતું નથી કારણ કે યોગને નામે એથીય વધુ આશ્ચર્યકારક ક્રિયાઓ કરવામાં આવે છે. દા. ત. ખીલીઓની પથારી ઉપર સૂવું, એક પગે ઊભા રહેવું અથવા વૃક્ષની ઉપર રહેવું. આવી ક્રિયાઓ ઓછી મહેનતે થાય છે અને અંગત લાભ પણ ઘણા મળે છે. અથવા બીજું કારણ એ હોઈ શકે કે ભવ્ય આધ્યાત્મિક અનુભવ માટે શરીરને સંપૂર્ણ સ્વચ્છ રાખવાની પદ્ધતિઓમાં હોશિયારી જરૂરી ગણાઈ હશે. આ કારણને લીધે આ ષટ્ક્રિયા પર પ્રભુત્વ પ્રાપ્ત કરવા વર્ષોનાં વર્ષો સુધી સાધના કરવામાં આવતી હશે.

હઠયોગના પ્રાચીન ગ્રંથો અનુસાર સાધક રોગ અને વૃદ્ધત્વની નિશાનીઓ દૂર રાખવાના આશયથી આવી કઠિન કાયાસાધના કરવા લાગે છે જેથી શરીર (અકાળે) મૃત્યુ ન પામે. આને માટે પ્રાણાયામ તથા ષટ્કર્મો દ્વારા શ્વાસોચ્છ્વાસ પર નિયંત્રણ કરવામાં આવતું, રક્તપરિભ્રમણ પર નિયંત્રણ કરવામાં આવતું, પાચનક્રિયા તથા કુદરતી હાજતોની ક્રિયા પર નિયંત્રણ કરવામાં આવતું. આ ઉપરાંત સિદ્ધ દેહ પ્રાપ્ત કરી અમરતા પ્રાપ્ત કરવા માટે નાડીતંત્ર તથા મગજની ક્રિયાઓ પર પણ કાબૂ પ્રાપ્ત કરવામાં આવતો ચીનમાં માઓવાદી સંપ્રદાય, તિબેટના તાંત્રિકો અને પ્રાચીન સમયના કીમિયાગરોનો એવો ખ્યાલ હતો કે મનુષ્યના દેહનું આયુષ્ય અચોક્કસ સમય સુધી લંબાવી શકાય છે, નીરોગી શરીરમાં અનુકૂળ પરિસ્થિતિમાં કુંડલિની જાગ્રત કરવામાં આવે તો કાયાકલ્પ થાય છે, આયુષ્ય દીર્ઘ બને છે અને માનવીના ઘડતરની સુષુપ્ત

શક્યતાઓ અનુસાર રોગોમાંથી મુક્તિ મળે છે. ભૂતકાળમાં અપવાદરૂપ કિસ્સાઓમાં આમ બન્યું હશે. પરંતુ માનવીના દેહમાં નવજીવન લાવવા માટે કુદરતે રચેલા આ શક્તિશાળી તંત્ર વિશે પૂરતી માહિતીનો અભાવ હોવાથી આપણી અત્યારની જ્ઞાનની અવસ્થા જોતાં આ તંત્રને ઉત્તેજિત કરવાનું સાહસ ભારે જોખમકારક છે પરંતુ આ તંત્રને જાગૃત કરવામાં આવે તો તે એની જાગૃતિથી મળતા લાભોની વચમાં અવરોધરૂપ પણ બને તેમ છે. આ પ્રયોગ અત્યંત અનિશ્ચિત હોવાથી આ યોગ વિશે એમ કહેવાય છે કે સાધકના એક હાથમાં અમરતા અને બીજા હાથમાં મૃત્યુ રહે છે. કદી ન કરમાય એવા યૌવનનું આકર્ષણ, મૃત્યુ પર વિજય, આશ્ચર્યજનક સિદ્ધિઓ, સંસારમાં લાંબા સમય સુધી ભોગો ભોગવવાની શક્તિ–આ બધાની પ્રાપ્તિની આશા સાથે પ્રાચીન સમયથી નવા સાધકો હઠયોગનું આવું કઠિન સાહસ કરવા પ્રેરાયા હશે. આજેપણ વિદ્વાનો ઉપરાંત એવા અસંખ્ય માનવીઓ છે કે જેઓ વિશ્વાસપૂર્વક એમ માને છે કે યોગ જેવી ધાર્મિક સાધનાની ગૂઢ પદ્ધતિ દ્વારા આ સર્વ શક્ય છે. પરંતુ ઘણીવાર તેઓ એ જાણતા નથી કે જીવનના અમૃતના કુદરતી ઝરણાં જેવી કુંડલિની શક્તિના જે લાભોનું વર્ણન કરવામાં આવ્યું છે એમાંથી આવો વિશ્વાસ પ્રગટે છે.

હઠયોગની કેટલીક સાધનાઓ અત્યંત કઠિન હોવાથી એમને ગુપ્ત રાખવામાં આવી છે અને ગુરુને લાગે કે અમુક શિષ્ય આવી અગ્નિપરીક્ષામાંથી સહીસલામત રીતે બહાર આવી શકાય એવી શારીરિક યોગ્યતા તથા સમયસૂચકતા ધરાવે છે તો એવા શિષ્યને જ આવી સાધના શીખવામાં આવતી હતી. આવી અઘરી તાલીમ તથા શરીર પરના કડક નિયંત્રણ છતાંપણ બહુ જ ઓછા શિષ્યો આવી અગ્નિપરીક્ષામાંથી પસાર થઈ શકતા. કેટલાક તો આવી અગ્નિપરીક્ષામાં જ ભાંગી પડતાં. આધુનિક ગુચવણ ભરેલા સમાજમાં ષટ્કર્મમાં દર્શાવેલી અઘરી ક્રિયાઓનો અભ્યાસ જેમણે ન કર્યો હોય તથા શરીર પર આવો સંપૂર્ણ કાબૂ પ્રાપ્ત કરવાનુ જેમને માટે શક્ય ન હોય એવા સામાન્ય માનવીઓ આવી ક્રિયાઓ કરવા બેસે તો એમાં કેવું જોખમ સમાયેલું છે તે સહેલાઈથી સમજી શકાય તેમ છે. જીવનની તમામ જવાબદારીઓથી મુક્ત થયા હોય તથા સારી એવી તાલીમ પામ્યા હોય એવા નિર્ભય સાધકો પણ આવી અગ્નિપરીક્ષામાંથી પાછા વળી ગયા છે. કુંડલિની યોગનું જે આ મહત્ત્વ છે તે આ સંપ્રદાયનો પાયો હોઈ તેને સમજવાનું અગત્યનું છે પણ ઘણીવાર તેની અવગણના કરવામાં આવે છે. જિજ્ઞાસાપ્રેરક મુદ્દો એ હોવો જરૂરી કે આ સાહસમાં જો જોખમ હોય તો (શરીર પર કાબૂ રાખવાની સમગ્ર પદ્ધતિ આવા જોખમને ઓછામાં ઓછું કરી નાખવા માટે છે.) તે સ્પષ્ટ દર્શાવે છે કે આવી સાધનાથી શરીરમાં તકલીફો ઊભી થતી હોવાથી અમુક તૈયારી તથા અગત્યના અવયવો ઉપરનો કાબૂ જરૂરી છે. ભૂતકાળમાં યોગની આ પદ્ધતિ પર અવિશ્વાસ

તથા શંકાનાં વાદળ છવાયાં હોવાથી યોગના આ સ્વરૂપ પર વિદ્વાનોનું જોઈએ તેવું ધ્યાન ગયું નથી એ શોકજનક ઘટના છે આને માટે જે જોખમ દર્શાવવામાં આવ્યું છે તથા જે તકલીફ સામે સાવચેતી રાખવાની છે તે શારીરિક કે માનસિક હોય તો પણ એના સ્થૂલ કારણો ન હોય એમ પણ ન હોઈ શકે તે સમજવનું સહેલું છે કારણ કે જો આમ હોય તો આ જોખમનો સામનો કરવા માટે કેવળ શારીરિક સાધનાની જરૂર પડત નહીં.

એટલે આમાં જે જોખમો તથા તકલીફોનો ભય રાખવામાં આવ્યો છે તે શારીરિક જોખમો અને તકલીફો છે તે દેખીતું છે. આવો ભય ખાસ કરીને પ્રાણાયામમાં છે. હઠયોગના અભ્યાસમાં પ્રાણાયામ મધ્યમાં છે અને તેની સહાયથી કુંડલિની જાગૃત કરાય છે. હઠયોગ પ્રદીપિકા (૨-૪૧) કહે છે કે: "આદેશ પ્રમાણે પ્રાણાયામ કરવાથી નાડીમાર્ગો શુદ્ધ થાય છે અને પ્રાણ સારા સ્વરૂપમાં સુષુમ્ણા માર્ગને ભેદીને એની મારફત વહી શકે છે." પ્રાણ સુષુમ્ણા માર્ગમાં દાખલ થાય ત્યારે સાધકના શરીરમાં અવનવા અનુભવો થાય છે જે યોગના બીજા સ્વરૂપોથી પણ થવાની શકયતા છે. હઠયોગના ગ્રંથમાં જે અઘરા પ્રાણાયામ દર્શાવેલા છે એમાં અમુક જોખમ પણ રહેલું છે. પ્રાણાયામમાં વધુ પડતુ બળ કરવા જતાં ફેફસાના તંતુઓને નુકસાન થવાની તથા ફેફસાના રોગ થવાની શકયતા છે તે ઉપરાંત જ્ઞાનતંતુઓના તંત્રની સલામતી માટે પણ જોખમ છે. આથી જ હઠયોગના ગ્રંથોમાં જણાવવામાં આવ્યું છે કે યોગ્ય ગુરુના માર્ગદર્શન નીચે જ સંયમપૂર્વક સાધનાની શરૂઆત કરવી તથા ખાવાપીવાની બાબતમાં કડક નિયમોને વળગી રહેવું.

વાચસ્પતિ મિશ્ર પોતાની ટીકામાં મનુસ્મૃતિ (૬-૭૨)નો ઉલ્લેખ કરીને જણાવે છે કે: "પ્રાણાયામ દ્વારા દોષોને બાળી નાંખવા." યોગસાર-સંગ્રહના બીજા ભાગમાં યોગવસિષ્ઠનો આધાર ટાંકીને જણાવવામાં આવ્યું છે કે પૂરક (શ્વાસ લેવો) તથા રેચક (ઉચ્છ્વાસ છોડવો) એ બંનેનો આશ્રય લીધા સિવાય જે સાધક માત્ર કુંભક પ્રાણાયામ જ સિદ્ધ કરી શકે તે ત્રણેય લોકમાં મનવાંછિત ફળ પામે છે પતંજલિ મુનિએ પણ યોગસૂત્રોમાં (૧-૩૪ અને ૨-૫૩) એકાગ્રતા સિદ્ધ કરવા માટે પ્રાણાયામનું મહત્ત્વ સ્વીકાર્યું છે.

પરંતુ હઠયોગમાં પ્રાણાયામને બંધ તથા મુદ્રાઓ સાથે જોડી દઈને વધુ અઘરા, અકુદરતી તથા વિચિત્ર સ્વરૂપના બનાવી મૂકવામાં આવ્યા છે જે સાધકનું શરીર ખડતલ ન હોય એમને માટે ખાસ કરીને આવા પ્રાણાયામ જોખમથી ભરેલા છે એટલે શરીરને દઢ તથા નીરોગી બનાવવા માટે તથા આવી અઘરી સાધના કરવાથી શરીરને થતું નુકસાન અટકાવવા માટે ષટ્કર્મની સાધના દાખલ કરવામાં આવી હોય એમ જણાય છે હઠયોગપ્રદીપિકા જણાવે છે કે: "જેના શરીરમાં વધુ પડતો મેદ તથા કફ હોય એને માટે પ્રાણાયામનો અભ્યાસ કરવા અગાઉ ષટ્કર્મની

સિદ્ધિ આવશ્યક છે. પણ જે આવા દોષોથી મુક્ત હોય તેને માટે ષટ્કર્મની જરૂર નથી." આવા પ્રકારના અઘરા અભ્યાસ માટે જે અત્યંત નીરોગી શરીરની જરૂર પડે એવું નીરોગી શરીર ભાગ્યે જ કોઈનું હોવાથી હઠયોગના સાધકો લગભગ સદાય ષટ્કર્મ કરે છે. હઠયોગ દ્વારા શરીરના મુખ્ય અવયવો પર જે કાબૂ આવે છે એની સહાયથી મગજ તથા પાચનતંત્ર ઉપરાંત સમગ્ર શરીરમાં કોઈપણ તકલીફ થાય તો તેનો સામનો કરી શકાય છે. તંત્રોમાં જે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે તેના પરથી આ મતને સમર્થન મળી જાય છે. તંત્રોમાં જણાવવામાં આવ્યું છે કે કુંડલિની જ્યારે ત્રણ ગ્રંથીઓને મૂલાધાર, અનાહત તથા આજ્ઞાચક્રમાં ભેદે છે અને તેમાંય ખાસ કરીને હૃદય તથા નાભિના કેન્દ્રોને ચલાવતા અનાહત ચક્રને ભેદે છે ત્યારે મુશ્કેલી ઊભી થવાનો, ભારે અવ્યવસ્થા અને રોગ પણ થવાનો ભારે સંભવ છે.

આ બાબતમાં માર્ગદર્શન માટે આપણે ચિકિત્સાવિજ્ઞાન તરફ વળીએ તો જણાય છે કે પાચનતંત્રમાં જ્યારે ભારે તકલીફ થાય છે ત્યારે મોટા આંતરડાને સાફ કરવાની તથા હોજરીને ખાલી કરવાની જરૂર પડે છે. લોહીમાં જ્યારે ઝેરી તત્ત્વો ભળી જાય અને મગજ ચિત્તભ્રમ જેવી સ્થિતિ અનુભવે ત્યારે બસ્તિ આપીને મોટા આંતરડાને સાફ કરવાની જરૂર પડે છે. કુંડલિની અચાનક જાગૃત થાય ત્યારે જે નિશાનીઓ થાય છે એમના લાંબા અનુભવ અને અભ્યાસ પછી જ યોગના પ્રાચીન સાધકો આંતરિક અવયવોની શુદ્ધિ માટે ષટ્કર્મ દ્વારા શુદ્ધિ કરતા હશે એ નિઃશંક છે. આનો અર્થ એ થાય છે કે ષટકર્મમાં જે ક્રિયાઓ દર્શાવવામાં આવી છે એમનો આશય પ્રાણાયામ તથા કુંડલિનીની અચાનક થતી જાગૃતિથી જે વિક્રિયા થાય છે તે દૂર રાખવાનો છે. આના પરથી એમ પણ સ્પષ્ટ રીતે ધારી શકાય કે હઠયોગના અભ્યાસથી શરીરના અવયવોની કામગીરીમાં અચાનક ફેરફારો થાય છે. આવા ફેરફારોથી ગંભીર (માનસિક તથા શારીરિક) તકલીફો થઈ શકે. આવી તકલીફોનો સામનો આવી રીતે અસામાન્ય સમયસૂચકતાથી તથા પાચનક્રિયાના તથા બીજા અવયવો પર કાબૂ રાખીને થઇ શકેઃ ઔષધવિજ્ઞાન તથા શસ્ત્રક્રિયામાં ભારે પ્રગતિ થઈ હોવાથી આ ષટ્ક્રિયાઓના ઘણાખરા આશય હવે યાંત્રિક સાધનોથી સિદ્ધ થઇ શકે છે. દા. ત. સ્ટમકપંપ, એનીમાનાં સાધનો ઇત્યાદિ, પણ એમાં એક મહત્ત્વની ખામી એ છે કે ષટ્કર્મ દ્વારા સાધક પોતાના શરીર પર પ્રભુત્વ મેળવવા જતાં આત્મવિશ્વાસ તથા સંકલ્પબળ પામે છે તે આ આધુનિક પદ્ધતિથી પ્રાપ્ત થતાં નથી.

કુંડલિની જાગૃત થાય છે તે સહુથી વધુ કટોકટીનો કાળ છે અને તે સમયે ગુરુની સતત હાજરી તથા માર્ગદર્શન અનિવાર્ય ગણાય છે. આજ્ઞાચક્ર સુધી પહોંચવામાં આવે ત્યાં સુધી ગુરુ આ સમગ્ર ક્રિયાનું ધ્યાન રાખે છે. આ કક્ષાએ

પહોંચ્યા પછી સાધક સહસ્રાર ચક્રમાં પહોંચાય ત્યાં સુધી પોતે જ પોતાનું ધ્યાન રાખે છે. ત્યાર પછી જ સાધક અન્ય સિદ્ધોની હરોળમાં આવી જાય છે અને ત્યારે ગુરુભાવ અને શિષ્યભાવ વચ્ચેનો ભેદ અદૃશ્ય થાય છે, શિષ્યની આવી અનુપમ સિદ્ધિ જોઈ ક્યારેક આવી સિદ્ધિને માન્ય કરતી વખતે ગુરુ શિષ્યને નમસ્કાર પણ કરે છે. આ પ્રાચીન રીવાજનું અનુકરણ કરીને ભારતના કેટલાય સંપ્રદાયોમાં આજે પણ કેટલાક આચાર્યો પોતાના સંપ્રદાયમાં નવા દાખલા થનારને દીક્ષા આપે છે ત્યારે દીક્ષાને અન્તે આચાર્ય શિષ્યને-અનુયાયીને પ્રણામ કરે એવી ક્રિયાવિધિ કરવામાં આવે છે. કુંડલિની શક્તિ જ્યારે છઠ્ઠા ચક્રમાં-આજ્ઞાચક્રમાં પ્રવેશે ત્યારે ગુરુશિષ્યભાવ પૂરો થાય છે કારણ કે હવે સાધકમાંથી સિદ્ધ બનેલા આવા યોગીને અંતઃપ્રેરણામાંથી માર્ગદર્શન પ્રાપ્ત થાય છે અને તે કોઈ પણ દેહધારી ગુરુના જ્ઞાન કરતા પણ ઊંચી જાતના જ્ઞાનને પ્રાપ્ત કરે છે આ સાહસમાં જે જોખમ રહેલું છે તથા ગુરુના સતત માર્ગદર્શનની આવશ્યકતા હોય એવી આ સાધનાની જે ભવ્યતા છે એનું સચોટ અને સંક્ષિપ્ત વર્ણન કરતાં જણાવાયું છે કે આ અનુભવ "સાગરમાં ભીંજાયા વગર ઊંડે સુધી ડૂબકી મારવા સમાન છે" કાશ્મીરની કવયિત્રી બલ્લા કહે છે તેમ "દેડકાને સાપ સામે નચાવવા સમાન છે." "ગર્જના અને વીજળીને શરણે જવા બરાબર છે." અથવા "ઘટીમાં લોટની માફક દળાઈ જવા બરાબર છે"

**પ્રાણાયામ :**– પ્રાણાયામના વિવિધ પ્રકારો છે પતંજલિના યોગ સૂત્રોમાં તથા હઠયોગમાં આ ક્રિયાના ત્રણ ક્રમ માન્ય રાખવામાં આવ્યા છે. પૂરકમાં જમણું કે ડાબું નસકોરૂ એક હાથના અંગૂઠા તથા અનામિકા આંગળીથી બંધ કરી શ્વાસ લેવામાં આવે છે: કુંભકમાં આ શ્વાસને અમુક સમય સુધી રોકવામાં આવે છે. રેચકમાં, અગાઉ બંધ કરેલાં નસકોરાંને ખોલીને ઉચ્છ્વાસ છોડવામાં આવે છે. આમ એક પ્રાણાયામ પૂરો થાય છે હવે ઉપર પ્રમાણે જ પણ બીજા નસકોરાને બંધ કરી પહેલા નસકોરાથી શ્વાસ લઇ આ ક્રિયા કરવામાં આવે છે. પૂરક, કુંભક તથા રેચકના સમયનું નિયમન કરવા માટે ૐનો અથવા કોઈ મંત્રનો ઉચ્ચાર કરવામાં આવે છે અથવા બીજા હાથની આંગળીઓ વડે સમયને માપવામાં આવે છે આ ત્રણેયમાં સમય સરખો રાખવામાં આવે છે અથવા એમાં વધઘટ કરવામાં આવે છે. પૂરક કરતાં કુંભક બમણા કે ચાર ગણા સમય સુધી અને રેચક બમણા સમય સુધી પણ કરવામાં આવે છે: પ્રાણાયામના બહિર્-કુંભક પ્રકારમાં ઉચ્છ્વાસ છોડયા પછી બીજો શ્વાસ લેવાય ત્યાં સુધી શ્વાસ બહાર રોકીને સ્થિર રહેવાય છે.

વિવિધ યોગાચાર્યોએ પ્રાણાયામની વિવિધ પદ્ધતિઓ રજૂ કરી છે. આ બધી પદ્ધતિઓના અંતિમ આશય શ્વાસોચ્છ્વાસની ગતિનો ભાગ્યે જ ખ્યાલ રહે એવી

રીતે તેનો લય કરવાનો છે એ દર્શાવવા સારા પ્રમાણમાં વર્ણન કરાયું છે: વાચસ્પતિ મિશ્રના શબ્દોમાં કહીએ તો શ્વાસ એવો સૂક્ષ્મ થવો જોઈએ કે નાક આગળ કપાસનો તાંતણો ધરી રાખ્યો હોય તો પણ તે હાલવો ન જોઈએ. યોગસાર સંગ્રહના બીજા ભાગમાં કુંભકને વધુ મહત્ત્વ આપવામાં આવ્યું છે અને જણાવવામાં આવ્યું છે કે આવો કુંભક પૂરક અને રેચક સિવાય મહિનાઓ અને વર્ષો સુધી ચાલી શકે. આને કેવળ કુંભક અથવા ચતુર્થ પ્રાણાયામ કહેવાય છે અને તે સ્થળ, કાળ અને ગણનાથી પર હોય છે. કેવળ કુંભકનો ઉલ્લેખ યોગતત્ત્વ ઉપનિષદમાં પણ કરવામાં આવ્યો છે. એમ કહેવાય છે કે આવો પ્રાણાયામ સિદ્ધ કરનાર યોગી અવકાશગમનની તથા અન્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે. આ સાધના વિશે એક બાબત સ્પષ્ટ થાય છે કે આ સાધનાનો આશય શ્વાસોચ્છવાસને એટલા ધીમા કરવાનો છે કે શ્વાસોચ્છવાસ ચાલુ હોવાનું ભાન પણ રહે નહીં. અર્થાત્ આ કેવળ કુંભક છે અર્થાત્ શ્વાસોચ્છવાસ એમાં સ્તબ્ધ થઈ જાય છે. પૂરક, કુંભક અને રેચકના સમય એકસરખા રાખવામાં આવે કે એમના પ્રમાણમાં ફેરફાર કરવામાં આવે પરંતુ સાધકનો આશય શ્વાસોચ્છવાસને એકસરખા અને સાવ ધીમા કરી તે અનાયાસે જ ચાલે તેવા કરવાનો હોવો જોઈએ.

'યોગ, ઇમ્મોર્ટાલિટી એન્ડ ફ્રીડમ' નામના અંગ્રેજી પુસ્તકમાં મર્સિઆ ઇલીએઇડે પ્રાણાયામની કેટલીક અસરનું ધ્યાનપાત્ર આલેખન કરતાં જણાવ્યું છે કે: "ભારતના યોગીઓ ચેતનાના ચાર સ્વરૂપો ( સ્થિર સ્વરૂપ ઉપરાંત ) માને છે– દિવસે અનુભવાતી ચેતના, સ્વપ્ન સાથેની નિદ્રામાં ચેતના, સ્વપ્ન વગર નિદ્રામાં ચેતના અને ચેતનાની લય અવસ્થા. પ્રાણાયામ દ્વારા શ્વાસ અને ઉચ્છવાસને લાંબા બનાવી ( આમાં શ્વાસ અને ઉચ્છશ્વાસ વચ્ચેનો ગાળો લંબાવવાનો આશય રાખવામાં આવ્યો છે. ) યોગી ચેતનાના તમામ સ્વરૂપોને ભેદી શકે છે. જેમણે યોગની સાધના શરૂ કરી નથી તેમના માટે આ ચેતનાના વિવિધ સ્વરૂપો વચ્ચે સાતત્ય નથી. આથી તે પોતાને ખબર ન પડે તેમ જાગ્રત અવસ્થામાંથી નિદ્રાવસ્થામાં ચાલી જાય છે. યોગીએ ચેતનાનું સાતત્ય જાળવી રાખવાનું છે અર્થાત્ એણે આવી તમામ અવસ્થાઓને દઢતાથી તથા સફળતાથી ભેદવાની છે.

ઉપર જે લય અવસ્થા ગણાવવામાં આવી છે તે ઇલીએઇડના મતે ચેતનાની તુરીય અર્થાત્ ચોથી અવસ્થા છે. બાકીની ત્રણ અવસ્થાઓ તે જાગૃતિ, સ્વપ્ન તથા નિદ્રા અવસ્થા છે. ભારતીય ધર્મગ્રંથો અનુસાર તુરીય અવસ્થામાં આત્મજ્ઞાન થાય છે અને આત્મા અને બ્રહ્મનું, જીવ તથા ઇશ્વરનું અદ્વૈત સધાય છે. ઇલીએઇડના જણાવવા મુજબ આ અવર્ણનીય અવસ્થામાં સર્વોચ્ચ સમાધિનો અનુભવ થાય છે. આમાં ગૂંચવણ થવાનું કારણ એ જણાય છે કે આ લેખક સમાધિ અને તુરીય અવસ્થા વચ્ચે ભેદ પાડે છે જ્યારે હકીકત એ છે કે તુરીય અવસ્થામાં

ચેતનાનું સ્વરૂપ અસંપ્રજ્ઞાત, નિર્વિકલ્પ અથવા નિર્બીજ સમાધિમાં પણ હોય છે તથા તે જીવનમુક્તની ચેતનાની વિશેષતા દર્શાવે છે. આનું સમર્થન કરતાં માંડુક્ય ઉપનિષદમાં (૭) જણાવવામાં આવ્યું છે કે: "તેઓ જેને તુરીય અવસ્થા માને છે એમાં અંદરના કે બહારના જગતની પ્રતીતિ થતી નથી...એ જ આત્મા છે અને એ જ જ્ઞેય છે" વધુમાં તેમાં (૧૨) જણાવવામાં આવ્યું છે કે: "અખંડ ૐ એ ચોથી, તુરીય અવસ્થા છે અને તે તમામ ચાલુ સામાન્ય વ્યવહાર, માયામય જગતના ઇનકારની સીમાથી પર, મંગલ અને અદ્વૈત છે. આમ ૐ નિશ્ચિત આત્મા જ છે જે આ જાણે છે તે આત્મા વડે આત્મામાં પ્રવેશે છે." આ બાબતને વધુ સ્પષ્ટ કરતાં ગૌડપાદ પોતાની કારિકામાં (૧–૧૪–૧૫) જણાવે છે કે "આમાં અગાઉની બે અવસ્થામાં વિશ્વ તથા તેજસ અવસ્થામાં સ્વપ્ન અને નિદ્રા હોય છે પણ પ્રજ્ઞામાં સ્વપ્નરહિત નિદ્રા હોય છે. દૃઢ શ્રદ્ધા ધરાવનારા માનવીઓ તુરીય અવસ્થામાં નિદ્રાનો અથવા સ્વપ્નનો અનુભવ કરતાં નથી...મિથ્યાદર્શન થાય તેને સ્વપ્ન આવે છે અને જે સત્ય જાણતા નથી તેમને નિદ્રા આવે છે. આ બેના આ બે દોષોનું જ્યારે નિવારણ થાય છે ત્યારે તે તુરીય અવસ્થા પ્રાપ્ત કરે છે"

અહીં મુદ્દો એ છે કે ચેતનાના આ ચાર સ્વરૂપો જીવાત્માની વિશેષતારૂપ છે કે તેઓ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે? એવી દલીલ કરવાની ભાગ્યે જ જરૂર છે કે આમાંના પ્રથમ ત્રણ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતા નથી અર્થાત્ તેઓ જાગૃતિ, સ્વપ્ન તથા સ્વપ્નરહિત નિદ્રાની સૂક્ષ્મ અવસ્થામાં અસ્તિત્વ ધરાવતા નથી પણ માનવચેતનાની તેઓ વિવિધ અવસ્થાઓ દર્શાવે છે. તેઓ પરસ્પર ભિન્ન છે અર્થાત્ ગૌડપાદ દર્શાવે છે તેમ જ્યારે માનવી સ્વપ્ન નિહાળતો હોય ત્યારે જાગૃત હોઇ શકે નહીં અને જ્યારે મનુષ્ય સ્વપ્નરહિત નિદ્રામાં હોય ત્યારે તે સ્વપ્ન પણ નિહાળી ન શકે તથા જાગૃત પણ રહી ન શકે. આવી રીતે, મનુષ્ય જ્યારે જાગૃત હોય ત્યારે તે સાચા અર્થમાં સ્વપ્ન નિહાળી ન શકે અથવા તે સ્વપ્નરહિત નિદ્રામાં પણ ન હોઈ શકે. આના પરથી એ સ્પષ્ટ થાય છે કે જ્યારે યોગી સરળતાથી સ્વપ્ન–અવસ્થામાં–ચેતનાવસ્થામાં પ્રવેશ કરે ત્યારે સ્વપ્નનો તરત જ અંત આવે છે અને મનુષ્ય જ્યારે સ્વપ્નરહિત નિદ્રાની અવસ્થામાં દાખલ થાય ત્યારે તે પણ તરત અદૃશ્ય થાય જ. આનું સાદું કારણ એ છે કે જેમ પ્રકાશ અને અંધકાર એકી સાથે રહી શકતા નથી તેવી રીતે સ્વપ્નાવસ્થાની વિસ્મૃતિ અને સ્વપ્નરહિત નિદ્રા કોઇ પણ સમય માટે સરળતાથી સાથે રહી શકે નહી. એવી દલીલ કરી શકાય કે સમાધિ એ માનવીની ચેતનાથી પર અવસ્થા હોવાથી તે અન્ય ત્રણ અવસ્થાઓને ભેદી શકે. આના જવાબમાં એટલું જણાવવું પૂરતું થઇ પડશે કે જ્યારે આ માનવચેતનાથી પર એવી ચેતના માનવચેતનાના

કોઈ પણ સ્વરૂપને ભેદે તે જ ક્ષણે તેનામાં પરિવર્તન થતું ઘટે તથા પ્રકાશનો અનુભવ થવો જોઈએ. આવી ચેતના પોતે જે સ્વરૂપમાં દાખલ થાય એવું સ્વરૂપ ધારણ કરી ન શકે તથા તેની સાથે સહઅસ્તિત્વ પણ ધરાવી ન શકે.

ભારતમાં અને અન્યત્ર પ્રખ્યાત વિદ્વાનોમાં પણ સમાધિ અને ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થાની બાબતમાં ગંભીર ખોટા ખ્યાલો છે એ દર્શાવવા આ મુદ્દાની કંઈક લંબાણથી છણાવટ કરી છે આ આશ્ચર્યજનક છતાંય ખૂબ જ ઓછી સમજાયેલી માનસિક અવસ્થાની બાબતમાં સામાન્ય માનવીઓના મનમાં કેટલા પ્રમાણમાં ખોટા ખ્યાલો હશે તે સમજવાનું સરળ છે. પ્રાચીન લેખકોએ વાપરેલા શબ્દો ક્યારેક એટલા બધા ટેકનિકલ તથા અઘરા છે તથા ટીકાઓ એટલી બધી વિવિધ છે કે જેમને આવો અનુભવ ન હોય એમના માટે આનો સામાન્ય સાચો ખ્યાલ આવવાનું પણ મુશ્કેલ છે. એટલે આને પરિણામે ગૂંચવણો થાય એ સ્વાભાવિક છે. સમાધિનો અનુભવ કોઈ અકુદરતી તથા બહારની માનસિક પરિસ્થિતિથી થતો નથી, વિચારોને દબાવવાથી તે થતો નથી. આ વિચિત્ર લાગતા સમગ્ર અનુભવ દરમિયાન સાધક પોતે સ્વપ્નામાં છે અથવા સ્વપ્નરહિત નિદ્રામાં છે એ બાબતમાં સતત જાગૃત રહી શકે તે માટે, આ ક્રિયાની સભાનતા ચાલુ રાખીને સ્વપ્ન વગરની તથા સ્વપ્નની મનની સપાટી ભેદી શકે એવું આ જાદુઈ દર્શન પણ નથી. પરંતુ તે સમગ્ર વ્યક્તિત્વનું —સ્વપ્નની અવસ્થાનું, સ્વપ્નરહિત નિદ્રાનું, જાગૃતિનું અને તમામ અવસ્થાનું— પરિવર્તન દર્શાવે છે, ચેતનાના વધુ ઉચ્ચ સ્તરોમાં આશ્ચર્યજનક ઊર્ધ્વગમન દર્શાવે છે, પ્રકાશિત, ભવ્ય અંતરાત્માનું દર્શન કરાવે છે (પ્રાચીન ઋષિમુનિઓએ એને દિવ્ય દેહ કહેલ છે.) જે જાગૃતિ, સ્વપ્ન તથા સ્વપ્ન વગરની એમ ત્રણેય અવસ્થામાં વ્યક્તિના સામાન્ય વ્યક્તિત્વની માફક સતત જણાય છે.

**પ્રત્યાહાર:** પતંજલિએ પ્રત્યાહારની વ્યાખ્યા આપતાં જણાવ્યું છે કે મન દ્વારા મુકાયેલા નિયંત્રણો અનુસાર ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી ખેંચી લેવામાં આવે તે પ્રત્યાહાર કહેવાય છે. પોતાની ટીકામાં પ્રત્યાહાર વિશે વ્યાસ જણાવે છે કે: "ઇન્દ્રિયો જ્યારે પોતાના વિષયો સાથે જોડાયેલી ના હોય ત્યારે ઇન્દ્રિયો ચિત્તનું અનુકરણ કરે છે અને પોતે નિયંત્રણમાં આવી જાય છે. જ્યારે મન નિયંત્રણમાં આવે છે ત્યારે ચિત્ત પણ નિયંત્રણમાં આવે છે અને ઇન્દ્રિયો કાબૂમાં આવે તે રીતે એમને કશી સહાયની આવશ્યકતા રહેતી નથી. મધપૂડામાંથી મધમાખીઓની રાણી જ્યારે ઊડી જાય છે ત્યારે મધમાખીઓ તેની પાછળ ઊડી જાય છે અને મધમાખીઓની રાણી જ્યાં બેસી જાય ત્યાં આ બધી માખીઓ પણ બેસી જાય છે. એટલે જાણે ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય ત્યારે ઇન્દ્રિયોનો પણ નિરોધ થાય છે આમ ઇન્દ્રિયોનો પ્રત્યાહાર થાય છે. નારદપુરાણનું પ્રમાણ ટાંકીને યોગસાર

સંગ્રહમાં પ્રત્યાહારની વ્યાખ્યા આ પ્રમાણે આપવામાં આવી છે: " ઇન્દ્રિયો પોતે જે વિષયોમાં ગુંથાયેલી હોય તેમાંથી પાછી ખેંચાય તે પ્રત્યાહાર છે. " વધુમાં એમાં જણાવવામાં આવ્યું છે કે: " યોગનો જે સાધક પ્રથમ ઇન્દ્રિયોને કાબૂમાં લાવ્યા સિવાય ધ્યાન ધરવા લાગે છે તેને માત્ર અબુધ જ ગણી શકાય, કારણ કે આવા સાધકનું ધ્યાન નિષ્ફળ જાય છે." ઘેરંડ સંહિતા (૨-૫૭, ૫૮) પ્રત્યાહારની વ્યાખ્યા આપતાં જણાવે છે કે: મનને જ્યારે માનઅપમાનથી, કર્ણપ્રિય અને કર્ણકટુમાંથી ગંધ અને દુર્ગંધમાંથી, મધુર, ખાટા અને કડવા રસથી, અવાજ, વાસ તથા સ્વાદથી પર બનાવવામાં આવે અને પાછું આત્મામાં સ્થિર કરવામાં આવે તે પ્રત્યાહાર કહેવાય છે. ભગવદ્ ગીતામાં પ્રત્યાહારની અવસ્થાનું વર્ણન (૨-૫૭, ૫૮) આ શબ્દોમાં કરવામાં આવ્યું છે: "જે સર્વત્ર આસક્તિરહિત હોય અને સારું કે ખોટું જે કંઈ પ્રાપ્ત થાય એથી હર્ષ પામતો નથી કે ખેદ કરતો નથી. તેની બુદ્ધિ સ્થિર છે. જેમ કાચબો સર્વ અંગો સમેટી લે છે, તેમ આ (મનુષ્ય) જ્યારે સર્વ ઇન્દ્રિયોને ઇન્દ્રિયોના વિષયોથી ખેંચી લે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે."

યોગસાર સંગ્રહમાં જણાવવામાં આવ્યું છે કે: " યમથી પ્રત્યાહાર સુધીના યોગના પ્રથમ પાંચ અંગોનો આશય શરીર પર, પ્રાણ ઉપર તથા ઇન્દ્રિયો પર નિયંત્રણ રાખવાનો છે અને બાકીના ત્રણ અંગો—ધારણા, ધ્યાન અને સમાધિનો આશય ચિત્ત પર નિયંત્રણ કરવાનો છે" યોગના ગ્રંથોના કેટલાક લેખકો આ વિષય પર ગૂઢતાના તથા જાદુના જે રંગો ચડાવે છે એ દૂર કરીને જોઈએ તો ધારણા એ શરીરના કોઈ પણ ભાગ પરની ચિત્તની એકાગ્રતાની ક્રિયા છે. આમાં કોઈ વસ્તુ કે વિષયમાં દૈવી ગુણનું કે રહસ્યમય બાબતનું આરોપણ કરીને પણ ચિત્તને એકાગ્ર કરવામાં આવે છે ધ્યાન એ વધુ ઊંડી એકાગ્રતા છે અને તે લાંબા સમય સુધી ચાલે છે. સમાધિમાં પારા જેવા ચંચળ મનને આત્મચિંતનમાં આત્મસાત્ કરી લેવામાં આવે છે પતંજલિના મત અનુસાર (૧, ૨, ૩, ૪) જ્યારે ચિત્તવૃત્તિનો નિરોધ થાય છે ત્યારે ચિત્ત પોતાના સ્વરૂપમાં સ્થિર થાય છે એ સિવાયની સ્થિતિમાં ચિત્તવૃત્તિઓ વિષયોનો આકાર ધારણ કરે છે એક માનવી એકાગ્રતાથી અભ્યાસ કરતો હોય, ચિત્ર દોરતો હોય અથવા બીજી કોઈ ક્રિયામાં ડૂબેલો હોય ત્યારે તે એકાગ્રતાની અવસ્થામાં હોય છે. આવી એકાગ્રતાનું દૃષ્ટાંત આપતાં યોગસાર સંગ્રહમાં જણાવ્યું છે કે તીર બનાવનાર કારીગર પોતાના કામમાં એટલો બધો ડૂબી ગયો હોય કે નજીકમાંથી રાજા પણ પસાર થાય તો તેને ખબર પડે નહીં એવી અવસ્થા એકાગ્રતામાં હોય છે

ધારણા: પતંજલિ મુનિ યોગસૂત્રોમાં (૩-૧) કહે છે કે ચિત્તને માત્ર અમુક જ અવસ્થામાં રાખવામાં આવે તે ધારણા કહેવાય છે. આના ઉપર ટીકા કરતાં

વ્યાસ જણાવે છે કે: "ચિત્તની વૃત્તિઓને નિયંત્રણમાં રાખી નાભિકમળ, હૃદયકમળ કે મસ્તકમાંના પ્રકાશ, નાસિકાગ્ર કે રસનાગ્ર કે એવા કોઈ ભાગ પર અથવા કોઈ બહારના પદાર્થ પર કેન્દ્રિત કરવામાં આવે તો તે ધારણા કહેવાય છે." ધારણા, ધ્યાન અને સમાધિ ખરી રીતે તો એક જ સાધનાના ત્રણ ક્રમશઃ સોપાન છે અને તેનો આશય ચિત્તને એકધ્યાન બનાવવાનો છે ધારણામાં જ્યારે એકલીનતા, તન્મયતા આવે ત્યારે તે ધ્યાન કહેવાય છે. યોગસૂત્ર ૩.૨ની ટીકા કરતાં વાચસ્પતિ વિષ્ણુપુરાણમાંથી ધ્યાનને સમજાવતો નીચેનો ભાગ ટાંકે છે. "હે રાજન્, બીજી સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરીને (સાધક) જ્યારે પોતાના ઇષ્ટદેવતાના સ્વરૂપનું તન્મયતાથી સતત અને અખંડ ચિંતન કરે છે ત્યારે તે ધ્યાન કહેવાય છે." બીજા શબ્દોમાં કહીએ તો વિચારો જ્યારે સતત માત્ર એક જ બાબત તરફ વહેવા લાગે અને આડાઅવળા જાય નહીં તે ધ્યાન કહેવાય છે. સર્વસાર સંગ્રહના મત અનુસાર "વિચારો જ્યારે એક જ બાબત તરફ વહેવા લાગે, ધ્યેય પર જ સ્થિર થાય અને તમામ અસંગત વિચારો દૂર રાખી શકાય તેને ધ્યાન કહેવામાં આવે છે. યોગસાર સંગ્રહમાં જે મત દર્શાવવામાં આવ્યો છે.

આ બાબતનો બુદ્ધિપૂર્વક અભ્યાસ કરતાં જણાય છે કે: યોગ–સૂત્રો અને બીજા પ્રાચીન ગ્રંથોમાં ધારણા અને ધ્યાનને જે રીતે સમજાવવામાં આવ્યા છે એમાં કશું ગૂઢ, જાદુઈ કે રહસ્યમય નથી. ધ્યાન એ ઊંડી એકાગ્રતા છે જેમાં મન માત્ર એક જ બાબતને વળગી રહે છે અને આવો અર્થ ભારતમાં વૈદિક સમયથી એકસરખો ચાલ્યો આવે છે. આ સાધનામાં સફળતાનો આધાર કેટલી એકાગ્રતાથી કેટલા સંકલ્પબળથી તથા કેટલી ધીરજથી આવું ધ્યાન ધરવામાં આવે છે તેના પર રહેલ છે. આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર વગેરે યોગની સાધનાઓથી આવી એકાગ્રતા વધે છે જે બીજી કોઈ રીતે શક્ય નથી. આવી એકાગ્રતાની શક્તિ જ મગજમાં ચેતનાના અસામાન્ય કેન્દ્રને ઉત્તેજિત કરે છે. આ કેન્દ્ર સુષુમ્ણા નાડી પર નિયમન રાખે છે તથા જાગૃત થયેલ કુંડલિનીની પરાચેતનાની જ્યોત ત્યાં જલે છે. અહીં અગત્યનો એ મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે કે ધારણા અને ધ્યાન સાધ્ય નથી સાધન છે અને સાધ્ય છે મગજમાં ઇન્દ્રિયાતીત કેન્દ્રને ઉત્તેજિત કરવાનું. આ પ્રદેશને તથા સુષુમ્ણાને ઉત્તેજિત કરવા માટે નાભિ, હૃદય કે ભ્રૂમધ્ય, તાળવા કે મસ્તકની હોય જેવા નાડીતંત્રના કેન્દ્રો પર ધ્યાન ધરવાની ભલામણ યોગના પ્રાચીન લેખકોએ કરી છે. યોગ–સૂત્ર (૩.૧) પરની ટીકામાં વ્યાસ નાભિ, હૃદય કે મસ્તકમાંના પ્રકાશ પર એકાગ્રતા કરવાની ભલામણ આ જ કારણથી કરે છે.

જીવનનો આશય સંપૂર્ણ તથા સુંદર રીતે પૂરો કરવા માટે ધારણા, ધ્યાન અને સમાધિ એ અંતિમ ત્રણ સોપાન છે. સમાધિમાં ચિત્તવૃત્તિઓનો સંપૂર્ણ લય થાય છે અને વિચારોનો પ્રવાહ ધ્યેય સાથે તદાકાર થઈ જાય છે. તમામ

આધ્યાત્મિક સાધનાઓમાં ધ્યેય તરીકે કોઈ સાકાર કે નિરાકાર દેવને આત્માને, ગુરુને, કોઈ પદાર્થને દા. ત. કમળને કે કોઈ આકૃતિને રાખીને તેનું ધ્યાન ધરવામાં આવે છે. મન આવી બાબતોમાં સંપૂર્ણ તદાકાર થઈ જાય છે તે સ્પષ્ટતાથી દર્શાવે છે કે, સાધકમાં આંતરિક પરિવર્તન થયું છે બીજા શબ્દોમાં કહીએ તો એના પોતાના જ ચિત્તમાં કોઈ નવા પ્રકારનો વિકાસ થઈ રહ્યો છે અને તે ઇષ્ટદેવ, આત્મા, કમળ કે પ્રકાશનું સ્વરૂપ ધારણ કરે છે અને સાધકના ચિત્તને બહાર ભટકતું અટકાવે છે અને લોહચુંબક જેમ લોખંડના કટકાને ચોટી રહે તેમ ચિત્ત આવા સ્વરૂપમાં તન્મય થઈ જાય છે. યોગીએ ચેતનાનો આવો આકર્ષક ગુણ વિકસાવ્યો હોવાથી તે જરાય થાક વગર ધ્યાનમાં કલાકો સુધી તન્મય રહી શકે છે તથા એના વદન પર સમાધિની શાંત પ્રસન્ન આભા છવાયેલી રહે છે. સમાધિમાં ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવાનો કોઇ સવાલ જ ઊઠતો નથી, કારણ કે યોગીએ અગાઉ સંયમ કેળવ્યો હોય છે તે ઉપરાંત મન પોતાની જ અંદર એવું ખોવાઇ ગયું હોય છે કે આવી અવસ્થામાં યોગી પ્રત્યક્ષ ચેતનામાંથી વિશ્વચેતનાનો અનુભવ કરવા લાગે છે.

આ કારણને લીધે જ ભારતીય ધર્મગ્રન્થોમાં તથા યોગના ગ્રંથોમાં સમાધિના અનુપમ સુખદ અનુભવનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે વેદાંતના મુખ્ય સૂત્ર સચ્ચિદાનંદનો સતત વારંવાર ઉચ્ચાર કરવામાં આવે છે તે સમાધિમાં જે અલૌકિક ઇન્દ્રિયાતીત અનુભવ થાય છે એનાં પ્રતીકરૂપ છે તૈત્તિરીય ઉપનિષદ (૨–૭) કહે છે કે: "તે સ્વયંભૂ તથા આનંદસ્વરૂપ છે. આવો આનંદ પ્રાપ્ત કર્યા પછી તે સુખી થાય છે." સમાધિનો આશય વિરાટ ચેતનાની અનુભૂતિ છે એમ દર્શાવતા આત્મોપનિષદ જણાવે છે કે: "હવે પરમાત્મા વિશે ખરેખર વેદના આદેશ અનુસાર ઉપાસના કરવી જોઈએ. જેણે પ્રાણાયામ, પ્રત્યાહાર અને સમાધિના યોગ દ્વારા અથવા તર્ક દ્વારા અધ્યાત્મનું ધ્યાન ધર્યું હોય એને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. પરમાત્મા વડના બીજ જેવા અથવા શ્યામક (સામા)ના દાણા જેવા છે. તે વાળના છેડાના લાખમા ભાગ જેવા સૂક્ષ્મ હોવાની કલ્પના કરવામાં આવે છે, ઇત્યાદિ. તે અગમ્ય તથા અદશ્ય છે. તે અજન્મા તથા અમર છે. તેઓ સુકાતા નથી તથા બળતા નથી તે હલતા નથી, વીંધાતા નથી કે વિભિન્ન કરી શકાતા નથી તેઓ નિર્ગુણ, સાક્ષી, શાશ્વત, શુદ્ધ, અખંડ, એકાકી, સૂક્ષ્મ, નિરવયવ, દોષરહિત, અહંકારરહિત, અવાજરહિત, સ્પર્શરહિત, સ્વાદ, દર્શન તથા વાસથી પર તથા શંકાથી પર છે, વાંછારહિત છે. તેઓ સર્વવ્યાપક, અચિન્ત્ય તથા અવર્ણ્ય છે. તેઓ અશુદ્ધ અને અપવિત્રને શુદ્ધ કરે છે. તેઓ નિષ્ક્રિય તથા સંસ્કારરહિત છે. તેઓ પુરુષ તરીકે ઓળખાતા પરમાત્મા છે.

આત્માની અવર્ણનીય અવસ્થામાં આવો આનંદ રાજયોગ, લયયોગ, મંત્રયોગ, હઠયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ તથા કર્મયોગથી સિદ્ધ થતી સમાધિમાં કેન્દ્રસ્થાને છે તે ઉપરાંત વેદાન્તીઓ, શૈવો, શાક્તો, તાંત્રિકો, બૌદ્ધો, સાહજો, વૈષ્ણવો તથા બીજાઓની દૃષ્ટિએ પરમાત્માનો આ ગુણ છે; આમાંથી એ સ્પષ્ટ થાય છે કે પ્રાણાયામ, ધ્યાન, નિષ્કામ, કર્મ, જ્ઞાન, ભક્તિ અને કુંડલિની અન્તે તો એક જ પ્રકારની માનસિક અવસ્થામાં લઈ જાય છે. પ્રેમમય આલિંગનની પરાકાષ્ઠામાં જે આનંદનો અનુભવ થાય છે એનાથી સમાધિનો આ ઉત્કટ, ઘનસ્વરૂપ આનંદ શું ચઢિયાતો નથી? આવો સાક્ષાત્કાર અવર્ણનીય વિસ્મયજનક હોવાથી સમાધિના સમય દરમિયાન યોગીના ધ્યાનને જકડી રાખવા એક પ્રલોભનરૂપ નથી? આ અનુભવથી યોગી એક વાસ્તવિકતાથી પર બની અન્ય વાસ્તવિકતામાં સ્થિર થઇ જતો નથી? એક માનવી એક ખૂબ રોમાંચક નાટક અત્યંત ધ્યાનપૂર્વક જોઈ રહ્યો હોય ત્યારે તે ક્યારેક આસપાસની પરિસ્થિતિ સંપૂર્ણ રીતે ભૂલી જાય છે અને કોઈ બોલાવે તો તે સાંભળતો પણ નથી. નાટક સાથે તે એકાકાર થઈ જાય છે, શરીરનું પણ ધ્યાન રાખતો નથી, પોતાની ઇન્દ્રિયોના આવેગોને પણ ગણકારતો નથી. આવી જ રીતે અનેકગણી તીવ્રતાથી સમાધિમાં ડૂબેલો યોગી પોતાના શરીર, ઇન્દ્રિયો તથા જગતને એટલી હદ સુધી ભૂલી જાય છે કે ગમે તેવા મોટા અવાજ થાય અથવા બીજી કોઈ રીતે ડખલગીરી કરવામાં આવે તો પણ યોગીની સમાધિની આવી તન્મય અવસ્થામાં ખલેલ પડતી નથી યોગસાર સંગ્રહ અનુસાર ધ્યાન અને સમાધિ વચ્ચે આટલો તફાવત છે: ધ્યાનની અવસ્થામાં બહારથી આવતા તીવ્ર અવરોધોથી ખલેલ થાય છે પણ સમાધિમાં જરાય ખલેલ પડતી નથી. આવી સમાધિની સર્વોચ્ચ અવસ્થામાં જ્ઞાતા, જ્ઞેય તથા જ્ઞાન એકાકાર થઈ જાય છે એમ કહેવાય છે. આવી અવસ્થામાં 'અહં'નો અંશમાત્ર પણ રહી ગયો હોય તો પણ અને યોગી ઇચ્છે તોપણ, આવો સમાધિનો સમય પૂરો ન થાય ત્યાં સુધી તે સામાન્ય ભાવમાં આવતો નથી. એમ કહેવાય છે કે પરમહંસ રામકૃષ્ણ જ્યારે સમાધિમાં ઊતરી જતા ત્યારે એમના કાનમાં ભગવાનનું નામ લેવામાં આવે અથવા અમુક મંત્ર બોલવા આવે ત્યારે જ તેમની સમાધિ ઊતરી જતી.

સમાધિના સાચા સ્વરૂપને સમજવામાં બુદ્ધિને જે મુશ્કેલીનો અનુભવ થાય છે તે મર્સિયા ઇલેઇડે પોતાના અંગ્રેજી પુસ્તક 'યોગ, ઇમ્મોર્ટાલિટી એન્ડ ફ્રીડમ'માં આ પ્રમાણે દર્શાવેલ છે: "...જેમાં ચેતના સંપૂર્ણ રીતે એકમાત્ર બાકી રહી હોય એવી આત્માની આવી અવસ્થાને સમાધિની અવસ્થા માનવી એ ખોટું છે. અભેદનો અનુભવ કરાવતી સમાધિ એ 'નિર્વિકલ્પ શૂન્યતા' નથી. અહીં 'અવસ્થા' તથા 'જ્ઞાન'નો જે ઉલ્લેખ આ શબ્દથી એકીસાથે કરવામાં આવ્યો છે તે ચેતનામાં વિષયોનો સંપૂર્ણ અભાવ બતાવે છે પણ નિર્વિકલ્પ ચેતના દર્શાવતો નથી કારણ

કે આનાથી વિપરીત રીતે આવી ક્ષણે ચેતના આત્માની પ્રત્યક્ષ તથા સંપૂર્ણ અંતઃ પ્રેરણાથી સંતૃપ્ત થયેલી હોય છે માધવ કહે છે તે પ્રમાણે નિરોધનો અર્થ અસ્તિત્વનો અભાવ એવો કલ્પવો ન જોઈએ પરંતુ આત્માની અમુક અવસ્થાના ટેકારૂપે કરવો જોઈએ. આવી સમાધિની અવસ્થામાં સંપૂર્ણ શૂન્યતાના અનુભવનો આનંદ હોય છે, એમાં ઇન્દ્રિયજન્ય કે બુદ્ધિજન્ય કશું જ હોતું નથી. આ સ્થિતિ માત્ર કોઈ સામાન્ય અનુભવ નથી (કારણ કે ચેતના અને જગત વચ્ચે વધુ કોઈ સંબંધ હોતો નથી.) બુદ્ધિ પોતાનું કાર્ય પતાવીને પાછી ફરે છે. તે પુરુષથી અલગ થઈને પ્રકૃતિમાં લીન થાય છે. આત્મા મુક્ત તથા સ્વતંત્ર રીતે કાર્ય કરનાર બને છે. તે પોતે જ પોતાનુ ધ્યાન ધરે છે 'માનવ' ચેતનાનો નિરોધ થાય છે. અર્થાત્ એના કાર્યનો અંત આવે છે એના ઘટક તત્ત્વો આદિ તત્ત્વોમાં મળી જાય છે. યોગી મુક્ત થાય છે. જીવન સાથે એને મૃત્યુ પામેલા માનવીની માફક કોઈ સંબંધ હોતો નથી 'જીવનમાં તે મૃત્યુ' પામ્યો હોય છે. તે જીવનમુક્ત છે, જીવનમાં મોક્ષ પામેલો છે. તે સમયમાં રહેતો નથી, સમયના વર્ચસ્વ હેઠળ રહેતો નથી પરંતુ વર્તમાન શાશ્વતમાં જીવે છે"

સમાધિની અવસ્થા અથવા સંસારને ભૂલી જવાની અવસ્થા સમાધિની એક અફર વિશેષતા ગણવામાં આવે છે તેને પરિણામે આવી મુશ્કેલી ઊભી થાય છે તથા ખોટો ખ્યાલ આવે છે વળી આને લીધે એવો ખ્યાલ પણ જન્મે છે કે આવી અવસ્થા દરમિયાન માનવીની ચેતના તથા માનવીના વિચારો સંપૂર્ણ રીતે દબાઈ જાય છે તથા મન અને બુદ્ધિની પાછળ રહેલો જીવાત્મા તમામ અંતરાયો તથા વિક્ષેપોમાંથી મુક્ત થઈને પોતાના જ ધ્યાનમાં લીન થઈ જાય છે. એમ સમજાવવામાં આવ્યુ છે કે અહંની વૃત્તિઓને સંપૂર્ણ રીતે દબાવી દેવામાં આવે તો યોગી જ્યારે સામાન્ય અવસ્થામાં પાછો આવી જાય ત્યારે, તેને સમાધિમાં જે અનુભવ થયો હોય તે જરાપણ યાદ કરી શકે નહીં અને બીજી વધારે સ્પષ્ટ વાત એ છે કે ઉપરની વાત સાચી હોય તો જીવનમુક્ત જે સતત સમાધિનો અનુભવ કરે છે તે કદી શક્ય બની શકે નહી સમાધિમાં જો અનિવાર્ય રીતે માનવીની પોતે જીવે છે એવી ભાવનાનો લોપ થતો હોય તથા મન અને બુદ્ધિ દબાઈ જતા હોય તો જીવન મુક્ત સાધક પોતાનો જીવનવ્યવહાર કેવી રીતે ચલાવી શકે અને લાંબા સમય સુધી જીવી શકે? ઇલીએઇડે એવી ટકોર કરી છે કે: "યોગી મુક્તિ પ્રાપ્ત કરે છે; મૃત્યુ પામેલા માનવીની માફક જીવન સાથે એને કોઈ સંબંધ હોતો નથી. જીવનમાં તે મૃત્યુ પામ્યો હોય છે વાસ્તવિકતાથી તે પર હોય છે" ભારતમાં યોગના ક્ષેત્રમાં સિદ્ધપુરુષો ગણાય છે તે અભિનવગુપ્ત, શંકર, રામાનુજ, કબીર, નાનક અને બીજાઓ કર્મયોગીઓ હતા અપવાદરૂપ ગણાય એવી એમની માનસિક સિદ્ધિઓ તથા બૌદ્ધિક તેજસ્વિતા હતી. તેમણે માનવજાતિના આધ્યાત્મિક વિચારોનો અનુપમ ફાળો આપીને પોતાના વતનનું નામ રોશન કર્યું છે એટલે યોગને સાચી રીતે સમજવા

માટે નવી દૃષ્ટિ વિશેષતઃ પશ્ચિમમાં જરૂરી છે. સંસારના કાર્યોમાં યોગ્ય રીતે મગ્ન રહેવાથી તથા સંસારને યોગ્ય રીતે ભૂલી જવાથી તથા સંપૂર્ણ જાગૃત અવસ્થામાં પણ ચેતનાની વધુ ઉચ્ચ અવસ્થાના સામાન્ય અંગ તરીકે પણ સમાધિનો અનુભવ થઈ શકે. દેખીતી રીતે પરસ્પરવિરોધી જણાતી અવસ્થા ઊભી થાય છે તે બીજા એક ગ્રન્થમાં સમજાવવામાં આવશે. પરંતુ રામકૃષ્ણ પરમહંસ, ચૈતન્ય તથા અન્યની બાબતમાં તથા ખ્રિસ્તી સાધુઓની બાબતમાં બન્યું છે તેમ આવી સમાધિની અવસ્થાનો અનુભવ કરનાર માનવી સંસારની દૃષ્ટિએ મૃત્યુ પામતો નથી પરંતુ માનવજાતિના નૈતિક તથા આધ્યાત્મિક ઉત્થાનમાં સામાન્ય માનવી કરતાં પણ વધુ સક્રિય બની સેવા બજાવે છે.

૬

# કુંડલિની: વિરાટ ચેતનાની ચાવી

કુંડલિનીની જાગૃતિ દરમિયાન જે અવર્ણનીય ગૂઢ અવસ્થાનો અનુભવ થાય છે તે સમજાવવાનો પ્રયાસ કરવા અગાઉ આ અનુભવના વિવિધ સ્વરૂપોને આપણો પરમકૃપાળુ પરમાત્મા વિશેનો સામાન્ય રીતે સ્વીકારવામાં આવેલો ખ્યાલ કેવી રીતે આવરી લે છે તે આપણે જોઈએ. પયગંબરો, ગૂઢ જ્ઞાનીઓ અને સન્તોના ઉદ્ગારો પરથી જણાય છે કે કુંડલિનીની જાગૃતિ સિદ્ધ કરવામાં પરમાત્માની કૃપા અગત્યનો ભાગ ભજવે છે. આવી માન્યતા અત્યન્ત પ્રાચીન સમયથી ચાલી આવે છે અને તે ધાર્મિક અનુભવો જેટલી જ પ્રાચીન છે. વિશ્વના ધાર્મિક વાઙ્મયમાં વારંવાર એનો ઉલ્લેખ થયો છે. બૌદ્ધોમાં ભગવાન બુદ્ધને ભગવાન તરીકે સ્થાપવામાં આવ્યા છે. મનુષ્યે શરૂઆતથી જ પોતાને જે ન સમજાય તે કોઈ અલૌકિક અને દૈવી શક્તિ ધરાવનાર ભગવાન કે દેવીનું કાર્ય છે એમ માન્યું છે. એટલે આવા વધુ ગૂઢ અને રહસ્યમય અનુભવ માટે વધુ દૈવી કૃપાથી જરૂર હોય એમ માનવામાં આવે તો તેથી આપણને નવાઈ લાગવી જોઈએ નહીં. થોડાક સમય અગાઉ પણ યુરોપ અને એશિયામાં સુધરેલા લોકો કોઈ રોગ કે રોગચાળાનું કારણ ન સમજાય તો તે કોઈ આકાશના ગ્રહોના અમુક યોગથી કે કોઈ દેવ કે દેવીના કોપથી થાય છે એમ માનતા હતા અને એના નિવારણ માટે મંત્રતંત્ર તથા ક્રિયાકાંડનો આશ્રય લઈ ગ્રહશાંતિ કે દેવદેવીની ઉપાસના કરવામાં આવતી શીતળાની રસીની શોધ થયા પછી પણ અને શીતળાની રસીથી શીતળાનો રોગ થતો અટકાવી શકાય છે એવું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ ઘણા ભોળા લોકો શીતળાની રસી ટંકાવવા ઉપરાંત પણ શીતળા માતાને પ્રસન્ન રાખવા તેમની પૂજા કરે છે. બીજા દેશોમાં

પણ આવા રિવાજો ચાલે છે. અનિષ્ટ અને રોગોથી મુક્ત રહેવા માટે યુરોપમાં પણ લોકોની મોટી સંખ્યા હજી પણ તાવીજો પહેરે છે.

પરમાત્મા, કોઇ દેવ કે દેવી કે ગ્રહોની કૃપા કે કોપ અનુસાર જીવનમાં સુખ કે દુઃખ મળે છે એવી દૃઢ માન્યતા અંધકાર યુગમાં હતી આવી માન્યતાને પરિણામે કોઇ ગૂઢ દૈવી અવસ્થા પ્રાપ્ત કરવા માટે, કોઇ અસામાન્ય અવસ્થા પ્રાપ્ત કરવા માટે દૈવી કૃપાની આશા રાખવામાં આવતી હોય તો તે સ્વાભાવિક છે. આથી જ શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહ્યું છે કે: "તપ અને ઇશ્વરના અનુગ્રહને પ્રતાપે શ્વેતાશ્વતરને બ્રહ્મસાક્ષાત્કાર થયો " કઠોપનિષદ એક ડગલું આગળ વધીને જણાવે છે કે: "માત્ર અભ્યાસ કરવાથી અથવા ધર્મગ્રંથોનું શ્રવણ કરવાથી જ આત્માનો સાક્ષાત્કાર થતો નથી પરંતુ જીવ જ્યારે મુમુક્ષુ બને છે ત્યારે જ તેને આત્મસાક્ષાત્કાર થાય છે." ગીતામાં ઇશ્વરના અનુગ્રહ ઉપર સતત ભાર મૂકવામાં આવ્યો છે અને ગીતાના છેલ્લા અધ્યાયનમાં તો શ્રીકૃષ્ણ અર્જુનને વચન આપે છે કે, "તમામ પ્રયત્નો છોડી દઈ મારે શરણે આવીશ તો હું તારો ઉદ્ધાર કરીશ." અનુગ્રહના સિદ્ધાંતની સાથે ભારતના તમામ ગૂઢ સંપ્રદાયોમાં તથા તાંત્રિક બૌદ્ધોમાં અને સૂફીઓમાં ગુરુની યોગ્યતા અને ગુણો પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. તંત્રોમાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરાવનાર ગુરુ પાસે દીક્ષા લેવામાં આવે ત્યારે ગુરુની સ્તુતિ કરવામાં આવે છે. ગુરુને ભગવાન સાથે સરખાવવામાં આવ્યા છે અને ગુરુ એજ પરબ્રહ્મ છે એમ કહેવામાં આવ્યુ છે અને એમ માનવામાં આવ્યું છે કે ગુરુના કેવલ કૃપાકટાક્ષ માત્રથી જ જેમ એક દીવાથી બીજો દીવો પ્રગટે તેમ શિષ્યને ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત થઈ જાય છે.

આજના યુગમાં અસામાન્ય ભૌતિક પ્રગતિ થઇ છે ત્યારે પણ ધાર્મિક વૃત્તિ ધરાવનારાઓને કુદરતની ગૂઢ ઘટનાઓ માટે વૈજ્ઞાનિક કારણ મળી રહે છે છતાં પણ જ્યારે તેમને ભારે માનસિક પરિશ્રમ પડે છે, પરિતાપ થાય છે, ગભીર જોખમ ઊભું થાય છે તથા ગંભીર માંદગી આવે છે તથા પોતાના પ્રયત્નોમાં શંકા જન્મે છે ત્યારે તેઓ ભગવાનને પ્રાર્થના કરે છે તથા ભગવાનને શરણે જાય છે. વિદ્વાનો અને સામાન્ય માનવીઓ એમ બંનેય આ પ્રમાણે કરે છે માનવીના મનની આ તંદુરસ્ત વૃત્તિ છે. મનુષ્ય શા માટે આમ કરે છે તે હજી ગૂઢ છે. માનવી કુદરતના અત્યંત શક્તિશાળી બળોની દયા પર જીવે છે ભાંગી પડવાની અંતિમ પળ આવી પહોંચે તે અગાઉ આવેશપ્રધાન મન નિરાશામાં ડૂબી ન જાય તે માટે સલામતી જાળવવા શરીરમાં આ યુક્તિમય રચના કરવામાં આવી છે. સાધક જ્યારે સાક્ષાત્કારનો ભવ્ય તથા અવર્ણનીય અનુભવ પોતાની અંદર કરે છે ત્યારે તે માને છે કે ઇશ્વર અથવા કોઈ દેવના અનુગ્રહથી અથવા ગુરુની કૃપાથી આમ બને છે. આ મનુષ્યના મનના કુદરતી વલણનું સમર્થન કરે છે. પરમાત્માનો,

બ્રહ્મનો, આત્માનો અથવા કોઈ ઇષ્ટ દેવ–દેવીનો સાક્ષાત્કાર કરવાનો આશય હોવાથી એમની કૃપા સિવાય આવો સાક્ષાત્કાર થઇ જ ન શકે એવો સાર કુદરતી રીતે તારવવામાં આવ્યો છે.

એટલે તમામ પ્રકારની વિચારસરણી ધરાવનારાઓમાં, તમામ ધર્મોમાં, સંપ્રદાયોમાં અને યુગોમાં આવા ઇશ–અનુગ્રહને અત્યંત અગત્યનું સ્થાન આવો ઇન્દ્રિયાતીત અનુભવ કરનારા સાધકોમાં આપવામાં આવ્યું છે ધાર્મિક અનુભવની સમગ્ર ઘટના બુદ્ધિમાનોને સંતોષ થાય તેવી રીતે સમજાવવામાં આવે નહીં ત્યાં સુધી મનુષ્યોનાં મન ઉપર આવા અનુગ્રહનો ખ્યાલ સુધરેલા સ્વરૂપમાં વર્તમાન સમયમાં વર્ચસ્વ ધરાવ્યા જ કરશે. પરંતુ વેધક દૃષ્ટિ ધરાવનારા સહુ કોઇને એ સ્પષ્ટ જણાશે કે પ્રત્યેક પ્રકારના ગૂઢ અનુભવમાં જે વિવિધ બાબતો સ્પષ્ટ અને સતત રહેલી છે તે દર્શાવે છે કે આવા સર્વોચ્ચ અનુભવ માટે કૃપા ઉપરાંત અમુક ગૂઢ આધ્યાત્મિક અને માનસિક સિદ્ધાંતોનું પાલન પણ જરૂરી છે. દા. ત. આવી સાધનામાં સફળતા પ્રાપ્ત કરવા માટે સદાચાર, ઊંચી નીતિમત્તા, પરમાત્મા કે ઇષ્ટદેવ માટે ઊંડો પ્રેમ, ધ્યેયનું સતત ચિંતન તથા આવી અનુભૂતિ માટે તીવ્ર આવેગ જરૂરી છે. આવી જ રીતે ત્યાગ વૃત્તિ, આવેગો પર કાબૂ તથા અન્ય જીવો પ્રત્યે તીવ્ર અનુકંપા પણ જરૂરી છે. જે શાશ્વત છે, જેની પ્રાપ્તિ સામાન્ય માનવીઓ કરી શકે તેમ નથી એના સાક્ષાત્કાર માટે યોગ્ય સાધક માટે ઇશ–અનુગ્રહ એ અદૃશ્ય પરમાત્માનો પ્રતિભાવ છે દેવની સંમતિ સૂચવે છે અથવા સર્વશક્તિશાળી વિરાટ બળો તરફથી મળેલી અનુમતિ છે. પરંતુ પ્રત્યેક ધર્મ તથા સંપ્રદાયમાં સાધકના માર્ગદર્શન માટે સદાચારના અમુક નિયમો નિશ્ચિત કરવામાં આવ્યા છે તે સ્પષ્ટ દર્શાવે છે કે ઇશ્વરની કૃપા પણ અમુક બાબતો પર આધાર રાખે છે અને સાધકે તેના માટે પ્રયત્નો કરવા જ જોઇએ.

જીવનને વધુ ઉચ્ચ સ્તરમાં લાવવા માટે અમુક આધ્યાત્મિક નિયમોનું પાલન કરવું જોઇએ, અમુક તૈયારી કરવી જોઇએ અને અમુક પ્રયત્નો કરવા જોઇએ કે જેથી મન અને શરીર આવા ઉચ્ચ સ્તરના જીવન માટે તૈયાર થઈ શકે.

આવા દિવ્ય દર્શન માટે અસંખ્ય સાધકો પ્રયાસ કરતા હોવા છતાં બહુ જ ઓછા સાધકોને દિવ્ય દર્શન થાય છે. જેમને અણધારી રીતે દિવ્ય દર્શન થાય છે તેમના કરતાં સદાચારના ઊંચાં ધોરણો ધરાવનારને આવા વધુ અનુભવ થાય છે. વળી કેટલાકને જન્મથી જ પરમાત્માએ આની ભેટ આપેલી હોય છે પરિણામે આપણી પાસે હાલ જે જ્ઞાન છે તે જોતાં એમ લાગે છે કે આવા ઇન્દ્રિયાતીત અનુભવ માટે ઇશ્વરના અનુગ્રહની જરૂર છે જ. આ સમસ્યાની વિચારણા કરતાં જણાય છે કે મુક્તિ માટે ઇશ્વરનો અનુગ્રહ આવશ્યક છે. આમાં અપવાદરૂપ હકીકત એ છે કે જે બુદ્ધિમાન મનુષ્ય ઉચ્ચ બુદ્ધિમત્તા અને અસામાન્ય માનસિક

સિદ્ધિ ધરાવે છે એ સર્વ જન્મથી જ નિશ્ચિત ધ્યેય ધરાવતા હોય છે; પરંતુ જેઓ આને માટે પુરુષાર્થ કરે છે એમને વધુ ઝડપથી વધુ ઊંચા પ્રકારની સિદ્ધિ આ બાબતમાં મળે છે.

કોઇ પણ આધ્યાત્મિક સાધનામાં સફળતા માટે આપણે અનુગ્રહને એકમાત્ર કારણ માનીએ તો આપણે એમ પણ માનવું પડશે કે જેમને સાંસારિક બાબતોમાં સફળતા મળે છે એનું કારણ દૈવી કૃપા અથવા પૂર્વજન્મનાં કર્મો હોવાં જોઇએ. શ્રીમંત અને સમૃદ્ધ કુટુંબમાં જન્મ થયો હોય તેથી સુખ અને સમૃદ્ધિ માટે વધુ તકો મળતી હોય અથવા જન્મથી શરીર ખડતલ હોય અને તેથી રમતગમતોમાં ચમકી શકાતું હોય અથવા ભારે સ્પર્ધાઓમાં આગળ આવી શકાતું હોય તો આ પણ આપણે દૈવી કૃપા અથવા તો પૂર્વજન્મનાં કર્મને લીધે જ છે એમ માનવું પડે. કોઇ અકસ્માતમાંથી સહેજ માટે બચી જવું, અસાધ્ય ગણાયેલા રોગમાંથી મુક્ત થઇ જવું, અચાનક કિસ્મત ખૂલી જવું, જુગારમાં અને લોટરીમાં મોટી રકમો મળવી અથવા આવા કોઇ આશ્ચર્યજનક બનાવો જીવનમાં બને અને એમને માટે જ્યારે બુદ્ધિગમ્ય કારણો રજૂ કરી ન શકાય ત્યારે પણ આપણે એને દૈવી કૃપા કે પૂર્વ જન્મના કર્મના ફળરૂપે જ માનવા પ્રેરાઇએ છીએ. એટલે જે કોઈ જીવનની ઘટના માટે આપણે બુદ્ધિગમ્ય કારણ આપી ન શકીએ ત્યારે આપણે ઇશ્વરેચ્છા બલિયસી—એમ જ માનવું પડે છે. અત્યંત ધાર્મિક વૃત્તિ ધરાવનાર માનવીનું સામાન્ય વલણ આ પ્રમાણે જ હોય છે. ઇશ્વરની મરજી સિવાય એક પાંદડું પણ હલી શકતું નથી એવો ખ્યાલ જગતના લગભગ તમામ મહાન ધર્મો માટે સામાન્ય હોય છે.

આ દૃષ્ટિએ જોતાં વાજબી રીતે એમ કહી શકાય કે બ્રહ્માંડમાં સૂક્ષ્મ અણુથી માંડીને વિરાટ કદના જે સૂર્યો અને આકાશગંગાઓ વગેરે છે તેમને ગતિમાન રાખનાર એવી કોઈ શક્તિ છે કે જેણે આ વિરાટ બ્રહ્માંડનું પણ સર્જન કર્યું છે. માનવી આ સમગ્ર બ્રહ્માંડ પર ચાલી રહેલા નાટકનો એક અસહાય પ્રેક્ષક છે. આ સમગ્ર બ્રહ્માંડમાં માનવજાતિ સૂક્ષ્મ જંતુઓની એક વસાહતથી વિશેષ કંઇ જ નથી, એક છેડાથી બીજા છેડા સુધી ખડકો અને પથ્થરોથી ભરેલા એક વિશાળ મહાસાગરને તળિયે પડેલા એક નાના કાંકરા જેવી છે, પોતાની આસપાસ ઝડપથી વહેતા વિરાટ વિશ્વવ્યાપી બળો સમક્ષ માનવી તાકાતહીન છે એની સામે કોઇ પસંદગી કરવાનો સવાલ જ ઊઠતો નથી. પોતાની આસપાસની જે પરિસ્થિતિ છે એને તે બે રીતે સમજાવે છે એક માન્યતા એવી છે કે આ સમગ્ર નાટક એ જડ બળોની વિરાટ લીલા છે અને આ બળો પોતાના જ નિયમો અનુસાર કામ કરે છે. આમાં જીવન એ કેવળ અકસ્માત છે બીજી એક માન્યતા એવી છે કે આ સૃષ્ટિનું ભવ્ય સંચાલન કોઈ શક્તિશાળી બુદ્ધિ પોતાના સંકલ્પ અનુસાર કરે છે. આ

દિષ્ટએ આ વિશ્વમાં જે કંઈ બને છે, આપણે જે કોઈ કાર્ય કરીએ છીએ, આપણે જે શ્વાસ લઈએ છીએ, જે પીડા સહન કરીએ છીએ, જે આનંદનો આસ્વાદ માણીએ છીએ તથા જે સફળતા અને નિષ્ફળતાનો અનુભવ કરીએ છીએ તે સર્વનો કર્તા ઈશ્વર છે.

ઉપરની બે માન્યતામાંથી આપણે ગમે તે માન્યતા ધરાવતા હોઈએ છતાંપણ સંસારમાં કે આધ્યાત્મિક ક્ષેત્રમાં સફળતા મેળવવામાં આપણને કશો અવરોધ નડતો નથી સંસાર અને અધ્યાત્મ એ બંનેય દૈવી અનુગ્રહ છે પરંતુ જે માનવી રહસ્યોના ઊંડાણમાં ઊતરી ખોજ કરવા ચાહે છે, જે પોતાની બુદ્ધિની ઝંખનાને સંતોષવા ચાહે છે એને માટે આ દિવ્ય પ્રકાશના સાક્ષાત્કારની ઘટના કુદરતની બીજી કોઈ પણ ઘટનાની માફક જ અગત્યની જણાશે કોઈ પહેલવાનના ખડતલ શરીર માટે માબાપનું ખડતલ શરીર હોવું મોટે ભાગે જરૂરી મનાય છે છતાં નિયમિત વ્યાયામ તથા યોગ્ય આહારવિહારને પરિણામે એની ભુજાઓ, છાતી તથા પગનો યોગ્ય વિકાસ થઈ તેને અંગસૌષ્ઠવ પ્રાપ્ત થાય છે તથા તેનામાં ચપળતા આવે છે એ હકીકતનો કોઈથી ઇનકાર થઈ શકે તેમ નથી. તાલીમ વગર આમ બની શકે નહીં. સામાન્ય માનવી ન કરી શકે તેવા અંગબળના અદ્ભુત પ્રયોગો તે કરી બતાવે છે. બળવાન માનવીના શરીરના સ્નાયુઓને ઘડવા જ્ઞાનતંતુઓ તથા સ્નાયુઓ સાથે મળીને કેવી ક્રિયા કરે છે તે હજી આપણે સમજતા નથી, પરંતુ યોગ્ય વ્યાયામ, પોષક આહાર તથા આરોગ્યદાયક જીવનવ્યવહાર આવી સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે જરૂરી છે એ વિશે આપણને શંકા નથી.

આવી જ રીતે આપણે એ પણ જાણીએ છીએ કે સન્ત જ્ઞાનેશ્વરે માત્ર સોળ જ વર્ષની વયે ગીતા પર જ્ઞાનેશ્વરી ટીકા લખી હતી, અસંખ્ય માનવીઓની આધ્યાત્મિક જરૂરત સંતોષી હતી તથા ૨૧ વર્ષની વયે તેઓ મોક્ષ પામ્યા તે અગાઉ પ્રેરણાદાયી અભંગો રચ્યાં હતાં. આમ કેટલાકને જન્મથી જ આધ્યાત્મિક સિદ્ધિ હોય છે. પરંતુ એ સિવાયની વ્યક્તિઓએ પોતાની આધ્યાત્મિક ખોજમાં સફળતા પ્રાપ્ત કરવા માટે જરૂરી એવો માનસિક સંયમ પાળ્યો છે, અમુક પ્રકારની આધ્યાત્મિક સાધના કરી છે, નીતિમત્તા પર ધ્યાન આપ્યું છે, તિતિક્ષા અપનાવી છે તથા સાક્ષાત્કાર માટે તીવ્ર ઝંખના રાખી છે, સત્કાર્યો કર્યાં છે અને સદાચાર સેવ્યો છે-દૈવી સાક્ષાત્કાર માટે ભાગ્ય સાથે જન્મેલા ગૂઢ જ્ઞાનીઓ અને સન્તોમાં મોટે ભાગે સામાન્ય રીતે આવા ગુણો બાળપણથી જ જોવામાં આવ્યા છે (જે આવા ગુણોનું મહત્ત્વ સમજાવી જાય છે) પહેલવાનની તાકાતનો વિકાસ કરવા માટે જે વ્યાયામ વગેરે પર ધ્યાન આપવાની-જરૂર પડે છે એ ધ્યાનમાં લીધા વગર એમ કહેવું કે અમુક વ્યક્તિ તો જન્મથી જ પહેલવાન છે તે અયોગ્ય છે તેમ આ

હકીકતો જોતાં એમ લાગે છે કે માત્ર ઈશ્વરના અનુગ્રહથી જ આધ્યાત્મિક સાધનામાં સફળતા મળે છે એમ કહેવું તે પણ અયોગ્ય છે.

પૂર્વ અને પશ્ચિમના મધ્યકાલીન સંતો અને ગૂઢ જ્ઞાનીઓના જીવનનો અભ્યાસ કરવાથી એ તદ્દન સ્પષ્ટ થાય છે કે આવી તમામ વ્યક્તિઓમાં અપવાદ સિવાય અમુક ચોક્કસ સદાચાર તથા વર્તન, અમુક માનસિક વલણો અને વિચારસરણી વિશેષ રૂપે જોવામાં આવે છે પણ કમનસીબે આની પાછળ કયા જીવનનાં કારણો રહેલા છે તે હજી સુધી સમજાયું નથી, એના વર્ગીકરણ ઉપર ધ્યાન આપવામાં આવ્યુ નથી તથા આવા માનવીઓનો અભ્યાસ પણ કરવામાં આવ્યો નથી જો આવી તપાસ કરવામાં આવી હોત તો એમની માનસિક સિદ્ધિનાં કારણો સમજાવવામાં જરાય મુશ્કેલી પડી ન હોત. આ ઉપરાંત વિવિધ ધાર્મિક માન્યતાઓ ધરાવતા તથા આજે પૃથ્વીના વિવિધ ભાગોમાં રહેતા લાખો માનવીઓમાં વત્તાઓછા પ્રમાણમાં આવા જે ગૂઢ વલણો જન્મથી જ રહેલા છે તેનો પણ અભ્યાસ થઈ શકયો હોત. દિવ્ય સાક્ષાત્કારની અંતિમ અવસ્થા પ્રાપ્ત કરવા માટે કોઈ ગૂઢ બળો નિર્ણયાત્મક ભાગ ભજવે છે એ હકીકત નકારી શકાય તેમ નથી. છતાં પણ મનુષ્ય જન્મ સમયે કયા ગુણો કેવી રીતે સાથે લઈને જન્મે છે તે હજી સમજાયું નથી પરંતુ એટલી વાત સ્પષ્ટ છે કે આવો દિવ્ય સાક્ષાત્કાર કરનાર માનવીઓના સ્વભાવ તથા વર્તન વચ્ચે તથા અંતિમ અવસ્થા વચ્ચે પણ અમુક પ્રકારનું સામ્ય હોય છે,.એમનાં દર્શન અને ખુમારી વચ્ચે પણ અમુક સામ્ય હોય છે. નીતિ વિશેના અત્યંત ચુસ્ત ખ્યાલો ધરાવતા કુટુંબમાં અમુક વ્યક્તિ પુખ્ત વયની થાય ત્યારે અચાનક એનામાં કામવાસના જાગે ત્યારે તેને જેટલુ આશ્ચર્ય થાય છે એવું જ આશ્ચર્ય કેટલીક વ્યક્તિઓ જે આધ્યાત્મિક બાબતોથી સાવ અજાણ હોય એમના માનસિક તંત્રમાં આ ફેરફારથી થાય છે.

આના પરથી એ સ્પષ્ટ થાય છે કે આવા આધ્યાત્મિક સાક્ષાત્કાર પાછળનો નિયમ પૂરેપૂરો સમજાય નહી ત્યાં સુધી ઈશ્વરના અનુગ્રહનો આવા સાક્ષાત્કારમાં શો ફાળો હોય છે તે સમજાય નહીં દૈવી સાક્ષાત્કારની ખોજમાં જો ઈશ્વરનો અનુગ્રહ જ મહત્ત્વનો ભાગ ભજવતો હોય તો કેટલાકને આવી સિદ્ધિ જન્મથી જ શા માટે હોય છે અને કેટલાક અનેક વર્ષો સુધી ભારે સાધના અને તપશ્ચર્યા બાદ જ શા માટે આવી સિદ્ધિ પ્રાપ્ત કરે છે? આને માટે આપણે એવી દલીલ કરીએ કે જેનાં જેવાં કર્મ તો પછી ઈશ્વરના અનુગ્રહની જરૂર જ કયાં રહે છે? કારણ કે કર્મથી જ આવી સિદ્ધિ મળી શકે છે. જો પરમાત્માની ઈચ્છાથી જ આવું દર્શન થાય છે એમ માનીએ તો આપણે પરમાત્મા પર સ્વેચ્છાચાર અને પક્ષપાતનો આક્ષેપ કરીએ છીએ. કેટલાક વિદ્વાનો કહે છે કે આવો ગૂઢ અનુભવ એ સુષુપ્ત મનમાં ડૂબકી મારવા બરાબર છે. આ માન્ય રાખીએ તો એનો એવો

અર્થ થાય કે આવું દર્શન તે માત્ર દિવાસ્વપ્નની વાસ્તવિક અવસ્થા છે. એ હકીકત જાણીતી છે કે વર્તમાન માનસશાસ્ત્રીઓ સુષુપ્ત મનનો ઉપયોગ કરે છે પણ ક્યારેક એમાંથી કોઈ ભવ્ય અને ઉદાત્ત અનુભવ પ્રાપ્ત થતો નથી. સુષુપ્ત મનનું દર્શન કરવાથી એમાં કેટલીય અણઘડ, કઢંગી તથા પશુસહજ બાબતો જણાય છે. એમાં હલકા આવેગો તથા ઝંખનાઓ સાવ નગ્ન બનીને ફરતી જણાય છે. હિપ્નોસીસ દ્વારા કેટલાકના મનની સુષુપ્ત અવસ્થાની ઊંડાણની તપાસ કરવામાં આવે ત્યારે પણ એમાં સામાના મનને જાણવાની, આવનાર બનાવોની આગાહીની, પૂર્વજન્મની સ્મૃતિની અથવા આ જન્મમાં કોઈને અચાનક ઓળખી કાઢવાની સુષુપ્ત શક્તિઓ જણાય છે પણ એમાં ક્યાંય વ્યક્તિત્વમાં પ્રતિભા ઘડાતી નથી, જીવનના ચેતનમય સુખદાયી ઝરણાં જોવા મળતાં નથી, અમરતાનો અનુભવ થતો નથી, સનાતન સત્યોના અંતઃપ્રેરણાના ચમકારા થતા નથી આ ખોજ મનના ઊંડા ખૂણાઓની છે પણ તે એવા મનની ખોજ છે કે જે આપણા બંધન તથા મોક્ષનું કારણ છે, આપણા વિચારો, આવેગો અને કલ્પનાઓ પરનું પારદર્શક પાતળું પડ છે, માયાનો પ્રપંચમય પડદો છે અને તે અહંરહિત તથા અમર ચેતનાનો ભવ્ય અને એકાકાર સાગર છે ઉપનિષદના દૃષ્ટાઓએ એને બ્રહ્મ અથવા માત્ર તત્ શબ્દથી ઓળખાવેલ છે: ભારતના સર્વોચ્ચ કક્ષાના લગભગ તમામ યોગનિષ્ણાતો પરમ બુદ્ધિમાન હતા એ એક ઐતિહાસિક હકીકત છે. એમની આવી બુદ્ધિને પરિણામે જે યાદગાર સાહિત્ય તેઓ પોતાની પાછળ મૂકી ગયા છે એને લીધે તેઓ જાણીતા છે એમનુ જીવન જો અકુદરતી હોત તથા એમની સાધના વિચારશૂન્યતા પ્રાપ્ત કરવાની હોત તો એમની ઉચ્ચ મેધાશક્તિનો આવો સર્વોત્તમ વિકાસ થયો જ ન હોત.

પતંજલિ પોતે જ કહે છે કે જ્યારે ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવામાં આવે છે ત્યારે સ્વરૂપમાં સ્થિરતા પ્રાપ્ત થાય છે. (૧–૨, ૩) આવો નિરોધ અભ્યાસ તથા વૈરાગ્યથી થઈ શકે છે. આનો ઉપર ટીકા કરતાં વ્યાસ કહે છે: "મનના વિચારોની નદી બંનેય દિશામાં – ઇષ્ટ તરફ અને અનિષ્ટ તરફ વહે છે જ્યારે તેને કૈવલ્ય તરફ લઈ જવામાં આવે અથવા વિવેક તરફ નીચે લઈ જવામાં આવે ત્યારે તે ઇષ્ટ તરફ વહે છે પરંતુ જ્યારે તે સંસારના વમળ તરફ વહે છે તથા અવિવેક તરફ વહે છે ત્યારે તે અનિષ્ટ તરફના વહેણ ઉપર જ્યારે વૈરાગ્યનો બંધ બાંધવામાં આવે અને વિવેક તરફના વહેણના દરવાજા વિવેકજ્ઞાનથી ખોલવામાં આવે ત્યારે તે સાચી દિશામાં વહે છે." પતંજલિના યોગને યોગ્ય સ્વરૂપમાં સમજવા માટે અર્થાત્ કોઈપણ યોગની પદ્ધતિ કે ધાર્મિક સાધનોને યોગ્ય સ્વરૂપમાં સમજવા માટે, ચેતનાના વધુ ઊંચા ક્ષેત્રોમાં પહોંચવામાં એકાગ્રતાનો ઉપયોગ કરવામાં આવે ત્યારે એ યાદ રાખવુ અત્યંત અગત્યનું છે કે વિચારોની પ્રક્રિયાને સંપૂર્ણ રીતે અટકાવીને શૂન્યતા સર્જવી એ

આશય નથી પરંતુ એની દિશા બહારની સ્થૂલ દુનિયામાંથી બદલીને અંદરની સૂક્ષ્મ દુનિયા તરફ વળવાનો આશય છે. આવા દિશાપરિવર્તનનો આશય મનને તરંગો, કલ્પનાઓ તથા દિવાસ્વપ્નમાં મગ્ન કરવાનો નથી પરંતુ ચેતનાના, આત્માના ઝરણાં સાથે એકીકાર બનવાનો તથા વિચારોમાં ડૂબી જવાનો છે. આ ચૈતન્ય, આત્મા સ્વયંપ્રકાશી છે અને સાધના દ્વારા તે પોતાની વધુ પ્રતીતિ કરે છે અને અંતમાં ઇન્દ્રિયો દ્વારા જે જગતનો અનુભવ થાય છે એને સંપૂર્ણ રીતે વિલીન કરે છે. પછી ઇચ્છાઓ અને ઇન્દ્રિયોની છાપોના વર્ચસ્વમાંથી મુક્ત બનેલું મન અંદરની આશ્ચર્યજનક તથા અત્યંત રોમાંચક દુનિયાના ધ્યાનમાં મગ્ન રહે છે.

હકીકતો આવી હોવાથી એમ કેવી રીતે કહી શકાય કે તીવ્ર એકાગ્રતાથી અથવા મગજ તરફ રક્તનું ભ્રમણ ઘટવાથી અથવા શ્વાસોચ્છ્વાસ ધીમા કરવાથી કે અટકાવવાથી સમાધિમાં વિચારો અટકી જાય છે ? ધ્યાનયોગ અથવા હઠયોગમાં જ આમ બને છે એમ કહીએ તો પણ બુદ્ધિમાન મનુષ્ય માટે એનો સ્વીકાર કરવામાં ભારે મુશ્કેલી રહી છે. પરંતુ જ્યારે આપણને જણાય છે કે બુદ્ધિપૂર્વક વિવેક કરવાથી, નિષ્કામ કર્મયોગ કરવાથી ઇશ્વરનું સતત ચિંતન કરવાથી, ભાવપૂર્ણ ભક્તિથી અને ઇશ્વરના સૌથી વધુ અગત્યના અનુગ્રહથી, કેવળ કૃપાકટાક્ષથી જ સમાધિની ગૂઢ અવસ્થા પ્રાપ્ત થઇ જાય છે તો આ સમગ્ર સમસ્યાની સાવ જુદી જ બાજુ ખડી થાય છે. આવી અવસ્થા માટે આવી પરિસ્થિતિમાં જે બધા ચાલુ સ્પષ્ટીકરણો કરવામાં આવે છે તે આ સમસ્યાનુ સંતોષજનક રીતે નિરાકરણ કરતા નથી એ સ્પષ્ટ થાય છે આવો દૈવી આશય સિદ્ધ કરવા માટે આવી બધી સાધનાની નીચે કોઈ સર્વસામાન્ય બાબત હોવી જોઇએ.

સામાન્ય રીતે એમ જોવામાં આવ્યું છે કે મનુષ્યની સામાન્ય ચેતના એક જ સમયે માત્ર અમુક જ મર્યાદિત ક્ષેત્રમાં પ્રવૃત્તિ કરી શકે છે. નિદ્રામાં અને હિપ્નોટીઝમની અસર નીચે પણ આમ જ બને છે. દા. ત જ્યારે આપણે એક કાગળ વાંચતા હોઇએ ત્યારે અમુક એક ક્ષણે આપણે એક શબ્દ કે વાક્ય પર જ ધ્યાન આપી શકીએ છીએ. પણ આપણા મન સમક્ષ બધા શબ્દો તથા બધી લીટીઓ આવે નહી. આવી જ રીતે સૂર્યના ભવ્ય સ્વરૂપની કલ્પના કરતી વખતે આપણા મન સમક્ષ જે ચિત્ર ખડું થાય છે ને એક વધુમાં વધુ વિશાળ દૃશ્ય જેટલું હોય છે તે પણ આપણી માનસિક ક્ષિતિજની મર્યાદા કરતાં મોટું હોઈ ન શકે. સૂર્ય આપણી પૃથ્વી કરતાં લાખો ગણો મોટો હોવા છતાં આપણે ક્ષિતિજો સુધી જે કંઈ જોઇએ છીએ તે તો પૃથ્વીનો એક અત્યંત નાનો ભાગ જ છે. યોગીઓ અને સન્તોએ સમાધિના અનુભવનું વર્ણન કરતાં જણાવ્યું છે કે સમાધિ એ અનન્તમાં ડૂબકી છે ચેતનાના અસીમ સાગરની અગાધ ઊંડાઇમાં નિમજ્જન છે, સર્વવ્યાપી, સર્વ શક્તિશાળી પરમાત્માનું દર્શન છે, સગુણ સાકાર પરમાત્માનો

સાક્ષાત્કાર છે, પૃથ્વી પર ક્યાંય જોવા ન મળે એવા અનંત પ્રકાશના બિંબનું, તેની અસીમ શકિતનું દર્શન છે.

આવા પ્રકારનો સાચો અનુભવ જ્યારે જ્યારે થાય છે ત્યારે ત્યારે સાધક હંમેશા સ્તબ્ધ બની જાય છે અને આવો અનુભવ થોડા ઘણા ફેરફાર સાથે ચાલુ રહે છે પણ મન પર એની ભારે અસર પડે છે પણ સવાલ એ ઊભો થાય છે કે ચેતનાનું આવી રીતે પ્રસંગોપાત્ત જે વિલીનીકરણ થાય તેને આવા સૂચનોથી કેવી રીતે સમજાવી શકાય? આ સમગ્ર વિષય ભ્રામક છે અને આ સમગ્ર સાક્ષાત્કાર માત્ર એક જોરદાર ભ્રમણા છે એમ માનીએ તો પછી આમાં કશી વધુ તપાસ કરવાની જરૂર જણાતી નથી અથવા આવો અનુભવ ચેતનામાં થતા પરિવર્તનને કારણે થાય છે અને મગજની કામગીરીમાં થતા ફેરફારથી આમ બનવા પામે છે. વિચારોનો અવરોધ કરવામાં આવે તો વધુમાં વધુ એટલો સમય ચેતના શાંત જણાય. બીજા શબ્દોમાં કહીએ તો ઇન્દ્રિયો તરફથી જે છાપો આવે તેમને અટકાવી શકાય અને અમુક સમય સુધી જાગૃતિની જ્યોતને તદ્દન સ્થિર રાખી શકાય, પરંતુ તે ચેતનાની શકિતને એટલી વિશાળ કરી ન શકે જેથી વ્યકિત પર સ્તબ્ધ બનવા જેટલી અસર થાય, વ્યકિતને ચૈતન્યના નવા સ્તર પર લઈ જવાય, અનંતતામાં તથા શાશ્વતતામાં લઈ જવાય. જ્યાં સુધી દૃષ્ટાની દર્શન કરવાની શકિતમાં ક્રાંતિકારક પરિવર્તન કરવામાં ન આવે અને તેને પોતાની અગાઉની સ્થિતિ અને પછી દર્શનની અવસ્થાની વચ્ચે તુલના કરવા દેવામાં ન આવે તો મહાન યોગીઓએ જે ગૂઢ અવસ્થાનું વર્ણન કર્યું છે તે શકય નથી વિચારોને જ્યારે શાંત કરવામાં આવ્યા હોય ત્યારે પણ ચેતના પોતાની શકિત મગજ જેટલા પ્રમાણમાં પ્રગટ કરવા દે તેટલા જ પ્રમાણમાં પ્રગટ કરી શકશે

એવી દલીલ કરવામાં આવે છે કે સમાધિની અવસ્થામાં ચેતના મગજથી અલગ થાય છે અને તેના ભવ્ય તથા વિરાટ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. આ વાત પણ બરાબર નથી કારણ કે જે ગૂઢ અવસ્થા સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે તથા યોગ દ્વારા જે સમાધિ પ્રાપ્ત થાય છે તે બંનેયમાં ઘણીય વાર ઇષ્ટદેવનું સ્વરૂપ સાકાર થાય છે એવો વૈષ્ણવ સંતો, સૂફીઓ તથા પશ્ચિમના ગૂઢ જ્ઞાનીઓનો અનુભવ છે. મગજની કામગીરી વગર આવો અનુભવ શકય જ નથી. નિર્વિકલ્પ સમાધિ ચેતનાની સર્વોચ્ચ અવસ્થા ગણાય છે તેમાં પણ યોગી આવા અનુભવ બાદ જ્યારે સામાન્ય સ્થિતિમાં આવી જાય છે ત્યારે તેને અલૌકિક અનુભવોની સ્મૃતિ જાગૃત રહેતી ન હોય તો આમ બની શકે નહીં. આનો સાર એ છે કે મગજની પ્રવૃત્તિ સતત ચાલુ હોય છે. આવો સર્વોચ્ચ સાક્ષાત્કાર જેમને થયો છે એમણે આવા સાક્ષાત્કારનું જે સ્તબ્ધ કરી મૂકે એવું વર્ણન કર્યું છે તે તો ત્યારે જ શકય બને કે જ્યારે મગજ એની સ્મૃતિ જાળવી શકયું હોય. આના પરથી જણાય છે કે

સમાધિમાં જે અનુભવ થાય અને જે સામાન્ય જાગૃતિ હોય તે બ ને વચ્ચે (સ્મૃતિની) સાંકળ રહેલી છે. આના પરથી એમ પણ જણાય છે સપાટી પરથી ચેતના આ બ નેય અવસ્થામાં પ્રવૃત્તિ કરતી હોય છે જો આમ ન હોત તો આવા અનુભવની કોઇપણ છાપ યોગીનાં મન ઉપર રહી ગઈ ન હોત માત્ર મનુષ્ય જ્યારે બેભાન બને છે અથવા ગ ઢ નિદ્રામાં હોય છે ત્યારે તેને જે અનુભવ થાય છે તે અનુભવ તે જાગૃત દશામાં આવે ત્યારે તેને યાદ આવતા નથી.

કેટલાક લોકો એમ માને છે કે જ્યારે સમાધિનો અનુભવ થાય છે ત્યારે હું છું એવો ખ્યાલ પણ અદૃશ્ય થઈ જાય છે. પર ંતુ ગૂઢ જ્ઞાનીઓએ, યોગીઓએ અને સન્તોએ પોતાના અનુભવોનું જે વર્ણ ન કર્યું છે તેના પરથી આ બાબત સાચી જણાતી નથી. આના પરથી એ સ્પષ્ટ જણાય છે કે સમાધિની અવસ્થામાં શરીર સ્થિર અને નિશ્ચેષ્ટ જણાતુ હોય ત્યારે પણ આતરિક જાગ્રતિ અનુભવાય છે જ અને તેને લીધે જ સાધક જ્યારે સામાન્ય સ્થિતિમાં પાછો આવે છે ત્યારે આવા અસામાન્ય અનુભવ તેને યાદ આવી શકે છે. એવીલાના સન્ત ટેરેસા પોતાના અ ગ્રેજી ગ્રન્થ–ધી વે ઑફ પરફેક્શનમાં (ન્યુમેન બુક શોપ, વેસ્ટમિન્સ્ટર, મેરીલેન્ડ, ૧૯૪૮) જણાવે છે કે: "આવી સમાધિની અવસ્થા દરમિયાન જીવાત્મા કંઈ જ જોતો નથી, સાંભળતો નથી, સમજતો નથી પર ંતુ સામાન્ય રીતે આમ માત્ર થોડા જ સમય માટે બને છે અને આ સમય પણ આત્માને ખરેખર હોય તેનાં કરતાં પણ ટૂ કો જણાય છે. જ્યારે મનુષ્યને લાગે છે કે તે પરમાત્મામાં છે અને પરમાત્મા તેનામાં છે ત્યારે જ આત્માને પોતાનું સાચુ ં સ્વરૂપ સમજાય છે અને તેની શ ંકાનો અન્ત આવે છે, અને આ સત્ય તેને એવી દૃઢતાથી સમજાય છે કે આવી અવસ્થા આવતાં વર્ષો પણ નીકળી જાય છતાં પણ જીવાત્મા આવો અનુભવ ભૂલી શકતો નથી તથા આવા અનુભવની સત્યતા વિશે એને શ ંકા થતી નથી... પર ંતુ તમે કહેશો કે જ્યાં સુધી પરમાત્મા સાથેના તાદાત્મ્ય દરમિયાન આવો અનુભવ ન થાય ત્યાં સુધી જીવાત્મા એમ કેવી રીતે માની શકે કે પોતે પરમાત્મામાં છે અને પરમાત્મા પોતાનામાં છે? મારો જવાબ એ છે કે શરૂઆતમાં જીવાત્માને આમ જણાતું નથી પણ પાછળથી તેને આમ સ્પષ્ટ રીતે જણાય છે પણ તે સ્વપ્નરૂપે નહી પણ પરમાત્માની કૃપાથી હૃદયમાં આની નિશ્ચિત પ્રતીતિ થાય છે શ્રીરામકૃષ્ણ પરમહ ંસે પોતાને થતી એક સમાધિનુ વર્ણ ન આ પ્રમાણે કર્યું છે "સમાધિમાં એક દિવસ મને લાગ્યું કે મારુ ં મન એક પ્રકાશમય માર્ગે ઊંચે ઉડી રહ્યુ ં હતું. જોતજોતામાં મારુ ં આ મન તારાઓથી ભરેલા બ્રહ્માંડથીય ઉપર ચાલી ગયું અને વિચારોના સૂક્ષ્મ પ્રદેશમાં પ્રવેશ્યું મારુ ં મન જેમ જેમ ઊંચે ને ઊંચે જતું ગયુ. તેમ તેમ મને લાગ્યું કે મારા માર્ગની બ ંને બાજુઓએ દેવો તથા દેવીઓનાં આદર્શ સ્વરૂપો છે. પછી મારુ ં મન એ પ્રદેશની બહારની સીમા પર પહોંચી ગયું જ્યાં એક પ્રકાશની વાડ સ્થૂલ જીવનને સૂક્ષ્મ જીવનથી અલગ પાડતી હતી.

આ વાહને ઓળંગીને મન એવા ઇન્દ્રિયાતીત પ્રદેશમાં પ્રવેશ્યું કે જ્યાં કોઈ સાકાર સ્વરૂપ દેખાતું ન હતું એ ભવ્ય પ્રદેશ પ્રત્યે દેવો પણ દૃષ્ટિ નાખી શકતા ન હતા અને પોતાના આસનો જે ઘણે નીચે હતા તેનાથી સંતોષ માનતા હતા. પણ બીજી જ ક્ષણે મેં ત્યાં સાત ઋષિઓને સમાધિમા બિરાજેલા જોયા મને લાગ્યું કે આ ઋષિઓ માત્ર મનુષ્યોના કરતાં જ નહી પણ દેવો કરતાં પણ જ્ઞાનમાં, પવિત્રતામાં, ત્યાગમાં અને પ્રેમમાં ચડિયાતા હોવા જોઈએ એમની સ્તુતિ કરવામાં હું મગ્ન હતો અને એમની મહત્તા પર વિચાર કરતો હતો ત્યારે મને પ્રકાશનો સમગ્ર પ્રદેશ સંકોચાઈ જઈને એક દૈવી બાલસ્વરૂપમાં દેખાયો....”

એ હકીકતનો ઇનકાર થઈ શકે તેમ નથી કે હઠયોગમાં શ્વાસોચ્છ્વાસની ગતિમાં વત્તાઓછા પ્રમાણમાં વિચ્છેદ થવાથી જે સમાધિ થાય છે તેમાં શરીરને મૃતાવસ્થા જેવું કરવામાં આવે છે. આવી મૃત્યુદશા જેવી સમાધિ કેટલાક સિદ્ધો માટે સ્વાભાવિક હોય છે. પરંતુ આવા કિસ્સાઓમાં પણ થોડા ઘણા અંશે પણ આવા દિવ્ય અનુભવની સ્મૃતિ રહે છે કારણ કે જો આમ ન હોય તો હઠયોગી પોતાને થયેલાં દર્શનની સ્મૃતિ જાળવી શકે નહી. એટલે એ દેખીતું છે કે ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા લાવવા માટે મગજ સક્રિય રીતે ભાગ લે છે પણ તે કેવી રીતે ભાગ લે છે તે હાલ રહસ્યમય છે. હઠયોગની કેટલાક પ્રકારની સમાધિમાં યોગી તમામ ચેતનાથી શૂન્ય બની જાય છે અને તે જ્યારે પાછો સામાન્ય સ્થિતિમાં આવે છે ત્યારે તે સમાધિમાં પોતાને શો અનુભવ થયો હતો તે યાદ કરી શકતો નથી. આવા યોગીઓ જમીનમાં અનેક દિવસો અને અઠવાડિયાઓ સુધી પણ દટાઈ રહીને શરીર પરનુ પોતાનું વર્ચસ્વ દર્શાવે છે. આવી આશ્ચર્યજનક સિદ્ધિ જોઇને હાલના કેટલાક વિદ્વાનો આવી ચેતનાતીત અવસ્થાને શરીરની બેભાન થવાની ક્રિયા સાથે સાંકળી લે છે અને એમની માન્યતા એવી છે કે આવા હઠયોગીઓ ચેતનાની આવી માનવાતીત અવસ્થામાં પોતાનો શ્વાસ અટકાવી શકે છે, હૃદયની ક્રિયાનું સ્થંભન કરે છે, શરીરને જડ કરે છે, ઠંડુ કરે છે અને શરીરને દેખાવમાં શબ જેવું પણ કરી નાખે છે. આ માન્યતા કેટલી ખોટી છે તેની ચર્ચા આપણે અન્યત્ર કરીશું. અહીં માત્ર એટલું કહેવું બસ થઈ પડશે કે હઠયોગીઓમાં પણ માત્ર કેટલાક હઠયોગીઓ જ આવી મૃતદેહ જેવી અવસ્થા પસંદ કરે છે પરંતુ સામાન્ય રીતે યોગીઓ આવી અવસ્થા પસંદ કરતા નથી હઠયોગીઓમાં પણ માત્ર કેટલાક હઠયોગીઓ જ સર્વોચ્ચ ઇન્દ્રિયાતીત અવસ્થા પસંદ કરે છે.

વિચારોને બંધ કરવાથી જાદુઈ રીતે દૈવી સાક્ષાત્કારનો દરવાજો ઊઘડી જશે એવા ખોટા ખ્યાલ પ્રત્યે અગાઉ ધ્યાન દોરવામાં આવ્યુ છે ઇન્દ્રિયાતીત પ્રદેશોને ઓળખી શકે, સમજી શકે એટલી હદ સુધી માનવીની ચેતનાનો વિકાસ કરવામાં ન આવે ત્યાં સુધી ઇન્દ્રિયાતીત સત્યના દર્શનની અનુભૂતિ કરવા માટે

કોઇપણ પદ્ધતિ અપનાવવામાં આવે તે કદી સફળ થઈ શકે નહીં. ભારતમાં લાખો સાધુઓ દરરોજ લગભગ બાર બાર કલાક સુધી ધ્યાન ધરે છે અને રાત્રે પણ યોગના આસનમાં બેસે છે અને પવનપાવડી તરીકે ઓળખાતા લાકડાના એક ત્રિકોણાકાર ચોકઠા પર હાથ તથા મસ્તક રાખીને મેરુદંડને ટટાર રાખીને શરીરને ટટાર રાખે છે. વર્ષો સુધી આવી સાધના કરવા છતાંપણ તેમને સમાધિની અવસ્થા પ્રાપ્ત થતી નથી. યોગની સાધના સફળ થાય તે માટે અમુક એક મહત્ત્વની બાબતની જરૂર પડે છે. ભૂતકાળના નિષ્ણાતો તથા આજના વિદ્વાનો આ બાબતને સમજી શક્યા નથી પ્રાચીન યોગાચાર્યો સારી રીતે સમજતા હતા કે આવી સાધના કરનારાઓમાં હજારમાંથી ભાગ્યે જ એકાદને સફળતા મળે છે.આવી સફળતા અથવા નિષ્ફળતા માટે તેઓ પૂર્વનાં કર્મોને જવાબદાર ગણતા હતા. જીવનમાં જે બીજી અસમાનતાઓ છે એને માટે પણ તેઓ પૂર્વના કર્મોને જ જવાબદાર ગણતા હતા. કર્મના નિયમને આપણે કબૂલ રાખીએ તો પણ આપણે એ શક્યતા સ્વીકારવાની છે કે ચેતનાની વધુ ઊંચી અવસ્થા પ્રાપ્ત કરવા માટે જીવનભર કઠિન સાધના કર્યા પછી પણ જેમને નિષ્ફળતા મળે છે એનું કારણ મનોદૈહિક તંત્રની કોઈ ખામી પણ હોઈ શકે. જેઓની બુદ્ધિ મંદ હોય અથવા શરીર નબળાં હોય એમને તેજસ્વી અને નીરોગી બનાવવા માટે સતત પ્રયાસો કરવામાં આવે છતાં કંઈ વળતું નથી ત્યારે કર્મના નિયમમાં માનનારાઓ પણ એવી દલીલ કરે છે કે મગજ નબળું છે અથવા શરીરમાં કોઇ ખામી છે. સ્થૂળ દૃષ્ટિએ જોઇએ તો મગજની સ્થિતિ નબળી હોય ,અથવા શરીરની રચનામાં કોઈ ખામી હોય અને નિષ્ફળતા મળે એમ જો કર્મના નિયમ ઉપરાંત માન્ય રાખવામાં આવે તો પછી આધ્યાત્મિક સાધનામાં નિષ્ફળતા મળે તો એનું કારણ કોઈ માનસિક અથવા શારીરિક રચના કે કાર્યની ખામીને શા માટે ગણાવી ન શકાય ? આવી સાધકની ખામી વિશે હાલ આપણે અજાણ પણ છીએ.

ભારતના પ્રાચીન ધર્મગ્રંથોમાં જણાવવા મુજબ આધ્યાત્મિક સાધનામાં સફળતા માટે સત્ત્વગુણનું પ્રાબલ્ય કારણરૂપ ગણવામાં આવ્યું છે આ સત્ત્વગુણ શરીર અને મન વચ્ચે લયબદ્ધતા–સમતા સર્જે છે. આના પરથી સ્પષ્ટ સમજાય છે કે દૈવી સાક્ષાત્કારનો અનુભવ મન અને શરીરના તંત્રની અમુક અનુકૂળ સ્થિતિ પર આધાર રાખે છે. આવા સાત્ત્વિક સાધકોમાં પણ સોમાંથી એકાદને સફળતા મળે છે. પ્રાચીન ગુરુઓ શિષ્યોની પસંદગી અત્યંત કાળજીથી કરતા અને પોતાની પાસે માર્ગદર્શન માટે આવનારાઓમાં પણ જેઓ પવિત્ર તથા નિષ્ઠાવાન હોય એમને જ શિષ્ય તરીકે પસંદ કરતા. આવા શિષ્યોમાંથી એકાદ શિષ્યને પણ આવો દૈવી સાક્ષાત્કારનો અનુભવ થતો ત્યારે શિષ્ય ઉપરાંત એમના ગુરુ પણ અમર થઈ જતા. ગીતામાં સત્ત્વગુણના પ્રાબલ્યનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે પણ સત્ત્વગુણની પ્રબળતા ધરાવનારાઓમાં પણ બહુ ઓછાને શા માટે સફળતા મળે છે તે સમજાવવામાં આવ્યું નથી. તો પછી સાચા ગૂઢ અનુભવ માટે કઇ બાબતો

આવશ્યક છે? ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા કયા કારણથી થાય છે તે સમજી શકાતું નથી અને છતાં પણ આવો અનુભવ ખરેખર થાય છે જ એવા પ્રબળ પુરાવાઓ હોવાથી ધર્મ અને ઇન્દ્રિયાતીત ધાર્મિક અનુભવને નક્કર પાયા પર મૂકવાની જરૂર છે જેથી આજની માફક એના ઉપર અનિશ્ચિનતા તથા શંકાના ઓળા ન પડે અને પ્રાગૈતિહાસિક કાળથી વર્તમાન સમય સુધીના તમામ ભવ્ય આવિષ્કારના કારણરૂપે જે રહસ્ય છે તે કયાં છે તે સમજી શકાય.

કેટલાક લોકોને એવો ભય છે કે ધાર્મિક અને ઇન્દ્રિયાતીત સત્યોનું સંપૂર્ણ પૃથક્કરણ ઇચ્છવાયોગ્ય નથી, કારણ કે ધાર્મિક ગ્રંથોમાં જે જ્ઞાન છે તે બુદ્ધિગમ્ય તર્કથી પર છે અને એમાં ભેદબુદ્ધિ ન થાય તે માટે તે આવા તર્કથી પર રહેવું જોઇએ. જેઓ આમ માને છે તેઓ જે બાબતથી ડરે છે તે અધઃપતન જ આવા વલણથી એમની સામે આવીને ઊભું રહે છે. શ્રદ્ધા એ માત્ર જરા ટાંકણી ઘોંચવાથી ફૂટી જાય એવો પરપોટો હોય તો આવો પરપોટો ફાવે તેટલા સમય સુધી નભ્યા કરે અને ગમે ત્યારે ફૂટીને આસપાસ વિનાશ વેરે તેના કરતાં તો તેને જલ્દી ફોડી નાખીને એની જે અસર થાય તેનું નિરીક્ષણ કરવું તે વધુ યોગ્ય ગણાય. માનવજાતિના વિવિધ ધર્મોના રક્ષક આચાર્યો પોતાના ધાર્મિક નિયમો અને સિદ્ધાંતોની મુક્ત તથા નિખાલસ ચર્ચા થાય તે સામે અણગમો દર્શાવે છે કારણ કે આવા ધર્મની સ્થાપના કરનારને જે ભવ્ય અનુભવ થયો અને જે અનુભવને આધારે આવા ધર્મની સ્થાપના થઈ એવો અનુભવ આવા ઘણાખરા આચાર્યો અને ધર્મધુરંધરોને હોતો નથી. તેમને આવો અનુભવ એકાદવાર પણ થયો હોત તો પરિસ્થિતિ સાવ જુદી જ હોત અને તેમને પોતાની સ્થિતિ વિશે શ્રદ્ધા પ્રગટી હોત, કારણ કે સાચા ગૂઢ અનુભવથી એવી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે કે જે ગમે તેટલી ખામી શોધવામાં આવે છતાંય અડગ રહે છે. આમ બને તો તેઓ તંદુરસ્ત ટીકાને આવકાર આપશે અને પોતાના જીવનવ્યવહાર દ્વારા તમામ મહાન ધર્મોના મૂળભૂત સિદ્ધાંતોમાં રહેલા સત્યનું સમર્થન કરશે. પરંતુ હાલ તો આવું સત્ય વહેમોના કાટમાળ નીચે દટાઇને નિરુપયોગી સ્વરૂપમાં પડ્યું છે. એના ઉપર ક્રિયાકાંડો, વિધિઓ, રીતરિવાજો વગેરેનાં જાળાં બાઝી ગયાં છે આ દુનિયામાં આવેલા પ્રત્યેક પયગંબરે, ગૂઢ જ્ઞાનીએ અને દ્રષ્ટાએ આવા તમામ જાળાંઓ તોડી સત્યને બહાર લાવવાનો પ્રયાસ કર્યો હતો પરંતુ આ પૃથ્વી ઉપરથી તેમણે વિદાય લીધી ત્યારબાદ એમના જ સિદ્ધાંતો ઉપર પાછાં વધુ જોરદાર જાળાં બાઝી ગયા છે અને એમણે જે આવરણ દૂર કર્યું હતું એનાથી ય વધુ ગાઢ આવરણે પાછું સત્યને ઢાંકી દીધું છે.

કેટલાક લોકો એમ માને છે કે એમના ધર્મના સ્થાપક કે સ્થાપકોએ, એમના ગૂઢ જ્ઞાનીઓ અને સંતોએ દિવ્ય દર્શન કર્યાં હતાં અને ભગવાન પાસેથી

વિશિષ્ટ હક પ્રાપ્ત કરી માનવજાતિનો ઉદ્ધાર કરવાની પવિત્ર કામગીરી બજાવી છે, એમને ખાસ કામગીરી સોંપીને આ પૃથ્વી ઉપર મોકલવામાં આવ્યા હતા. જે મહાનુભાવોએ પયગંબરો બનીને પોતાના જીવનવ્યવહાર તથા ઉપદેશથી માનવજાતિનો ઉદ્ધાર કર્યો એમને આવી માન્યતા ધરાવનારાઓ અન્યાય કરી રહ્યા છે. આ ઉપરાંત આ જગતમાં જે આદિ કારણરૂપ ભગવાન છે તેઓ સ્વેચ્છાચારી, પક્ષપાતી તથા આપખુદ છે એવા આક્ષેપો કરી એમને આવી માન્યતા ધરાવનારાઓ અન્યાય કરી રહ્યા છે. પરંતુ જગત અને જીવન સર્વત્ર નિયમોને આધીન છે.સામાન્ય રીતે પરમાત્મામાં માનવસહજ વિશેષતાઓનું આરોપણ કરીને એમ માનવામાં આવે છે કે ભગવાન ગમે તેના પર કૃપા કરે છે, કડક પિતાની માફક તે પોતાના બાળકોની પ્રવૃત્તિઓ પર ધ્યાન રાખે છે, યાદ કરવાથી તથા ભેટ ધરવાથી પ્રસન્ન થાય છે, પોતાની વિરુદ્ધ વર્તન કરનારને અથવા અમુક રીતે પોતાની પૂજા ન કરનારને સજા કરવા તે તૈયાર જ હોય છે. આવી માન્યતાથી માનવીની ભારે વિકાસ પામેલી કલ્પના પણ સંકુચિત થઈ જાય છે અને એની વેધક બુદ્ધિ પણ કુંઠિત થઈ જાય છે એટલે આપણે યોગ અને એના રહસ્ય સાથે સંકળાયેલ અગમ્ય અનુભવ માટે તથા પૃથ્વીના રકતભીના વિસ્તાર ઉપર પ્રેમ, ભાઈચારો તથા શાન્તિના ઉદાર ખ્યાલોનો પ્રચાર કરવા માટે વિવિધ રીતે પ્રયાસ કરનારા અસામાન્ય આધ્યાત્મિક મહાનુભાવો વખતોવખત પ્રગટ્યા છે તે માટે આપણે હાલના સ્પષ્ટીકરણ કરતાં બીજાં જ સ્પષ્ટીકરણ શોધવા પડશે.

આજે પણ એવા કેટલાક માનવીઓ છે કે જેઓ આવા દિવ્ય ધાર્મિક અનુભવો મનની માંદગી અથવા કોઈ વિચિત્ર સ્થિતિને લીધે થાય છે એમ માને છે પણ આવા માનવીઓની સંખ્યા ઘટતી જાય છે. ધ્યાનમગ્ન માનવી જે પ્રેરણાદાયક અનુભવ કરે અને માનસિક માંદગીથી પીડાતા માનવીને જે ભ્રમ થાય એ બેની વચ્ચે તેઓ કશો ભેદ જોતા નથી. આપણે એ કબૂલ કરવું પડશે કે આધ્યાત્મિક અનુભવ માટે જે અનુકૂળ કારણો છે એ જ કારણો, જો શરીર કે મન અસ્વસ્થ હોય અથવા વંશવારસાગત યોગ્ય ગુણોનો અભાવ હોય તો વિવિધ પ્રકારની માનસિક માંદગીઓ પણ લાવે છે. શરીર રોગિષ્ઠ હોવાથી સગર્ભાવસ્થા આવે છે અથવા બાળકનો જન્મ થાય છે એવી દલીલ જેમ હાસ્યાસ્પદ ગણાય એમ મનની રોગિષ્ઠ સ્થિતિને કારણે આવો આધ્યાત્મિક વિકાસ થાય છે એવી દલીલ પણ હાસ્યાસ્પદ બની રહે છે. સાચા ધાર્મિક અનુભવને અમુક પ્રકારનું ગાંડપણ ગણવો તે સાહિત્ય, કલા, તત્ત્વજ્ઞાન નીતિશાસ્ત્ર એ સર્વના ક્ષેત્રમાં માનવીના મને જે સર્વોચ્ચ સર્જનો કર્યાં છે તે પાગલ માનવીના તરંગી પ્રયાસોથી થયા એમ કહેવા બરાબર છે. અમુક ઘટનાને આપણે સમજી ન શકીએ તો એને સમજાવવા માટે નિષ્ફળ પ્રયાસો કરવા ન જોઈએ વધુ સારો રસ્તો તો એ છે કે આ સમસ્યાનું નિરાકરણ કરવા વધુ પ્રયાસો કરવા અને જ્યાં સુધી આપણા

જ્ઞાનનો પૂરતો વિકાસ ન થાય અથવા સફળ તપાસ શક્ય ન બને ત્યાં સુધી આપણે સ્પષ્ટીકરણ કરવાનું માંડી વાળવું જોઈએ. જે કારણથી ઈતિહાસના અર્ધા બનાવો બન્યા છે અને જે માનવીની પ્રગતિ માટે ભારે પ્રેરણાત્મક બની રહેલ છે એ કારણની અવગણના કરવી તે હોંશિયાર સંશોધકો માટે અગત્યની કડી ખોઈ નાખવા બરાબર બની રહેશે. આવા અત્યંત નોંધપાત્ર, દૂરગામી તથા વ્યાપક, ધર્મની માફક અત્યંત ગૂઢ તથા રહસ્યમય અનુભવ સામે જે પડકાર ફેંકવામાં આવે છે એમને જવાબ આપવામાં ન આવે તો માનવીની અત્યારની સ્થિતિ જોતાં એના ત્રણ અર્થ તારવી શકાય—આવી ખોજ શરૂ કરવામાં આવે તે અગાઉ જ એમાં પરાભવનો ખ્યાલ રહેલો છે અથવા ધર્મ તથા દૈવી બાબતો પ્રત્યે નિષ્કારણ દ્વેષબુદ્ધિ છે અથવા મન વર્તમાન ક્રમશ: વિકાસ—આધ્યાત્મિક તથા ભવ્ય અનુભવ તરફ વળવાને બદલે ભૌતિક તથા સ્થૂળ અનુભવ તરફ વળી રહેલ છે.

કેટલાક વિદ્વાનો અત્યંત ધાર્મિક છે અને ઈશ્વરનો ડર રાખે છે છતાંપણ આ બાબતમાં ખોજ કરતા નથી કારણ કે તેઓ માને છે કે આવી ધાર્મિક તથા પવિત્ર બાબતો બુદ્ધિથી–તર્કથી પર હોવી જોઈએ અને પરમાત્માની તથા પયગંબરોની લીલાનો પાર બુદ્ધિપૂર્વક તપાસ કરવાથી પણ પામી શકાય નહી. મનનું આવું વલણ તે શરણાગતિનું વલણ નથી પરંતુ પરમાત્માના નિયમોથી વિરુદ્ધનું વલણ છે, કારણ કે પરમાત્માએ જો એવો આદેશ આપ્યો હોત કે ધર્મની બાબતમાં બુદ્ધિએ માથું મારવું જોઈએ નહીં તો ધર્મ માત્ર આત્મા પૂરતો જ મર્યાદિત રહ્યો હોત અને દેહની બાબતમાં એમાં કશું જ કહેવામાં આવ્યું ન હોત. પરંતુ સાંસારિક જીવન આધ્યાત્મિક નિયમો અનુસાર ચાલે તેટલા માટે દરેક ઋષિએ શરીરની ક્રિયાઓ પર નિયમન સ્થાપવા પ્રયાસ કર્યો હોવાથી એમ લાગે છે કે પરમાત્માએ બુદ્ધિનો ઉપયોગ કરવાનું આમંત્રણ આપ્યું છે, આદેશ આપ્યો છે કારણ કે બુદ્ધિ એ શરીરનો જ એક ભાગ છે. પરમાત્માએ શરીર અને બુદ્ધિ વચ્ચેનો સુમેળ સ્થાપવા માટે માત્ર સહાય કરવાનો જ નહીં પણ બુદ્ધિને સાર્થક કરવા માટે પણ આદેશ આપ્યો છે. કેટલાક કારણોને લીધે આધુનિક બુદ્ધિશાળીઓએ ધાર્મિક અનુભવોની તપાસની બાબતમાં ઉપેક્ષા દાખવી છે જ્યારે એથી વિરુદ્ધ બીજા ક્ષેત્રોમાં ખોજ કરવા માટે ભારે ઉત્સાહ દાખવ્યો છે આનું પરિણામ એ આવ્યું છે કે ઘણી બાલીશ માન્યતાઓ, સિદ્ધાંતો તથા સાધનાઓ માટે ઘણી મોટી સંખ્યા ધરાવતા માનવીઓમાં ઘેલછા ચાલુ રહી છે. માનવીની બુદ્ધિનો જે વિકાસ થયો છે તેની સાથે આ અસંગત છે એટલું જ નહીં પણ માનવજાતિના અસ્તિત્વ માટે પણ તે જોખમકારક છે. ધાર્મિક બાબતોના બચાવ માટે છૂટાછવાયા બુદ્ધિશાળીઓ ધાર્મિક ખ્યાલો અને માન્યતાઓને બુદ્ધિપૂર્વક સમજાવવાનો પ્રયાસ કરે છે એનાથી માનવીના મનની ધર્મ વિશે સાચી હકીકતો જાણવાની ઝંખનાના માર્ગમાં જે શંકાનું સામાન્ય વાતાવરણ છે તે બદલાતું નથી.

કેટલાક નિષ્ણાતો કહે છે કે યોગમાં જે સાક્ષાત્કાર થાય છે અથવા જે ગૂઢ અનુભવ થાય છે તે પોતે પોતાના ઉપર કરેલ હીપ્નોટીઝમનું અને આત્મસૂચનનું પરિણામ છે. અમુક કિસ્સાઓમાં આ લાગુ પાડી શકાય પરંતુ તેનાથી સાચા આધ્યાત્મિક સાક્ષાત્કારને સમજવામાં જરાય સહાય થતી નથી. એનાથી દૈવી ખુમારી, અમુક દર્શન તથા જે દૈવી મસ્તી પ્રગટે છે તે સમજાવી શકાય પણ સમગ્ર જીવનને ઉદાત્ત બનાવનાર જે અસર થાય છે તે સમજાવી શકાય નહીં. પરંતુ આવી સાધનાથી પોતે અમર આત્મસ્વરૂપ છે એવી જે પ્રતીતિ થાય છે, બીજાઓ પર જે પ્રભાવ પાડી શકાય છે, મનની અસામાન્ય સિદ્ધિઓ વ્યક્ત થાય છે એ બધાનાં કારણો શોધી શકાતાં નથી. પ્રાચીન સમયથી કેટલાક મનુષ્યોમાં અસામાન્ય પ્રતિભા પ્રગટી છે અને તારાઓના સમૂહમાં અત્યંત પ્રકાશથી ઝગહળતા આવા તારાઓએ જે પ્રકાશ રેલાવ્યો છે એમ શાથી બન્યુ છે તે તો હજી સમજાવી શકાયું જ નથી. ઉપનિષદો, બાઈબલ, કુરાન, બુદ્ધના સંવાદો તથા ગીતાના ઉપદેશમાં જે ભવ્યતા છે તેની સાથે તુલના કરી શકાય એવું વિશ્વના સાહિત્યમાં ક્યાંય કંઈક પણ છે ખરું? બીજા કોઈ ગ્રંથોમાં આવા શબ્દોની અદ્વિતીય રચના, આવી ઊંડાઈ, આવી સમજાવટની શક્તિ અને આવી અસર જોવા મળે છે ખરી?

આનો જવાબ જો નકારમાં હોય તો આવા ધાર્મિક ઉપદેશકો દૈવી કાર્ય સિદ્ધ કરવા આવ્યા હતા તે ઉપરાંત એમણે જગતના મહાન બુદ્ધિશાળીઓએ સર્જેલા વાંગ્મયની તુલનામાં ઊંચું રહે એવું એક વાંગ્મય પણ રચ્યું છે એવો શું એનો અર્થ નથી થતો? આ સિદ્ધિ વધુ અદ્‌ભુત ગણાય છે કારણ કે આમાંના કેટલાક સર્જકો નિરક્ષર હતા, કેટલાક મહાન વિદ્વાન હતા અને માત્ર થોડાક જ સામાન્ય વિદ્વાન હતા. આ ઉપરાંત એકંદરે ઓછા પ્રખ્યાત થયા હોય એવા સેંકડો સિદ્ધ પુરુષો અને સ્ત્રીઓ છે કે જેઓ માત્ર અમુક પ્રદેશ તથા પરિસ્થિતિની મર્યાદામાં રહ્યા હોવા છતાં તેમણે પોતાની આસપાસ મર્યાદિત વિસ્તારમાં પોતાનો આધ્યાત્મિક પ્રકાશ રેલાવ્યો છે. એમણે પોતાની જ ભાષામાં પોતાના વાંગ્મયની રચના કરી હોવા છતાં એમના વાંગ્મયની મૂલ્યવત્તા મહાન ધર્મોના વિખ્યાત સ્થાપકો તથા સર્વોચ્ચ સિદ્ધ દ્રષ્ટાઓએ રચેલા વાંગ્મય જેટલી જ છે.

એટલે વધુ ઊંચી કક્ષાના ધાર્મિક આચાર્યોની માનસિક અવસ્થા સમજવા તથા સમજાવવા માટે આપણે જ્યારે પ્રયાસ કરીએ છીએ ત્યારે આપણી સામે મહાન સમસ્યા ઊભી થાય છે. આપણે ઊંચી કક્ષાના તથા ગૂઢ અનુભવ ધરાવતા મનીષિઓની એક નહીં પણ ચાર વિશેષતાઓ સમજવાની તથા સમજાવવાની છે. આ ચાર વિશેષતાઓ છે–(૧) દૈવી ખુમારી, (૨) નૈતિક ઉત્થાન, (૩) મનની અસામાન્ય શક્તિ અને (૪) બુદ્ધિપ્રતિભા. આ ચારેય વિશેષતાઓ આવી દૈવી

સાક્ષાત્કાર પામેલી વ્યક્તિઓમાં જ અસામાન્ય સ્વરૂપમાં જોવા મળે છે. આ સિવાય બહુ જૂજ વ્યક્તિઓમાં ક્યારેક આમાંની એકાદ વિશેષતાનું સંયોજન પણ ભાગ્યે જ થયેલું જોવામાં આવે છે: એક મનુષ્ય બુદ્ધિપ્રતિભા ધરાવતો હોય પણ એનામાં દૈવી ખુમારી, નૈતિક ઉત્થાન કે મનની અસામાન્ય શક્તિ ન હોય એમ બને. પોતાના શરીરમાં અન્યના આત્માને બોલાવનારમાં નીતિમત્તા, દિવ્ય દર્શન કે બુદ્ધિ-પ્રતિભા ન હોય એમ પણ બને દિવ્યદર્શન કરનાર ઘણામાં સાચા સિદ્ધના જેવી નીતિમત્તા, મનની અસામાન્ય શક્તિઓ તથા બુદ્ધિપ્રતિભા હોતી નથી. એટલે પયગંબર, ગૂઢ જ્ઞાની તથા સાચા સંત વિશેનો નિર્ણય કરતી વખતે આપણે આ નોંધપાત્ર હકીકત ધ્યાનમાં રાખવાની છે કે એનામાં આ ચારેય ઊંચા પ્રકારની વિશેષતાઓ હોવી જરૂરી છે, કારણ કે આમાંની એકાદ વિશેષતા હોય તો પણ એવો માનવી અસામાન્ય બની જાય છે. સાચા પયગંબર, ગૂઢ જ્ઞાની, સિદ્ધ યોગી, દ્રષ્ટા અને ઋષિ વચ્ચે આવી વિશેષતાઓના પ્રમાણનો જ ભેદ હોય છે. આ ચારેય વિશેષતાઓ જેમનામાં પૂરેપૂરી પ્રકાશે તે આ બધામાં સર્વોચ્ચ ગણાય છે અને એના મુગટમાં આ ચારેય વિશેષતારૂપી રત્નો પ્રકાશે છે.

વર્તમાન સમયમાં અથવા પ્રાચીન સમયમાં આ બાબતમાં જે સ્પષ્ટીકરણ કરવામાં આવ્યાં છે એનાથી આ સમસ્યાનું સંતોષકારક નિવારણ થતું નથી એ દેખીતું છે. જેમણે કદી કોઈપણ પ્રકારની સાધના કરી ન હોય, જેઓ ધાર્મિક વૃત્તિ ધરાવતા ન હોય અને જેઓ પરમાત્માના અસ્તિત્વમાં પણ માનતા ન હોય એવા કેટલાક માનવીઓને પણ દિવ્ય અનુભવ થયા હોવાથી આવી ઘટના વધુ રહસ્યમય બની રહે છે. આવા કેટલાક માનવીઓ માટે કુદરતે દૈવી સ્વરૂપ ધારણ કર્યું છે અને એમને ભવ્યતાનો, દિઙ્મૂઢતાનો, ચેતનાના વિસ્તરણનો, સર્જન સાથેના તાદાત્મ્યનો, પોતાની અમરતાનો તથા અસીમ જ્ઞાનનો અનુભવ થયો છે. આવો અનુભવ વારંવાર કે એકાદ-બે વાર થયો હોય એ બાબત અગત્યની નથી પણ ઉપરના કથન પરથી એ હકીકત સિદ્ધ થાય છે કે કેટલાક મનુષ્યોએ કોઈપણ પ્રકારની સાધના કદી કરી ન હોય અથવા તાલીમ લીધી ન હોય તો પણ આ દિવ્ય ચેતના પોતાનામાંથી વિસ્તાર પામતી હોય એવો અનુભવ કર્યો હોય એમ પણ બન્યું છે તો બીજી તરફ ગૂઢ જ્ઞાનીઓ, યોગીઓ અને સંતોને પણ આવા અનુભવ થયા છે. આવા અનુભવનું મૂલ્યાંકન કરતી વખતે આ બાબત મહત્ત્વની બની જાય છે. આના પરથી એમ પણ લાગે છે કે મનુષ્યના શરીરમાં જે શક્તિઓ રહેલી છે તેમનો વિકાસ વિવિધ પદ્ધતિઓ દ્વારા કરી શકાય. ચેતનાનો આવો અસામાન્ય સાક્ષાત્કાર થઈ શકે તેવી માનસિક કે શારીરિક પ્રવૃત્તિનાં બીજ સુષુપ્ત અવસ્થામાં માનવીમાં રહેલા હોય છે.

આવી દૈવી ખુમારી વિશે લખતાં વિલિયમ જેમ્સ જણાવે છે કે: "સંત ઇગ્નીશીયસ ગૂઢ જ્ઞાની હતા પણ એમના આવા ગૂઢ જ્ઞાનને કારણે તેઓ એક

અપૂર્વ અને અસામાન્ય શક્તિશાળી અગ્રણી બની ગયા. (સેંટ જહોન ઑફ ધી ક્રૉસ કલેકટેડ વર્કસ, ટ્રાન્સલેટેડ બાય ઓટીલીઓ રોડરીગ્ઝ, ડબલ ડે, ન્યુયોર્ક. ૧૯૬૪) જીવાત્માને અંતઃપ્રેરણાથી તથા સ્પર્શથી પરમાત્માનો જે અનુભવ થાય છે તે વિશે જણાવે છે કે : "પરમાત્માની આવી અનંત કૃપા જીવાત્માને અજબ રીતે પુષ્ટ કરે છે. પરમાત્માની માત્ર આવી એકાદ કૃપા થાય તો પણ તો જીવાત્મા જીવનભર જે અપૂર્ણતાઓ દૂર કરવા નિષ્ફળ પ્રયાસો કરી રહ્યો હોય એવી બધી જ અપૂર્ણતાઓ એકી સાથે દૂર થઈ જાય છે અને માનવી સદ્ગુણોથી શોભી ઊઠે છે તથા તેને અલૌકિક સિદ્ધિઓ મળે છે. જીવનભર જે અસંખ્ય સાધનાઓ કરી હોય એ બધી પાછળનો પુરુષાર્થ સાર્થક થઈ જાય છે જીવાત્મા પાસે અડગ હિમ્મત હોવાથી તથા પરમાત્મા માટે બધું જ સહન કરવાની તાલાવેલી હોવાથી જીવાત્મા વિચિત્ર તલસાટ અનુભવે છે અને એને એમ લાગે છે કે પ્રભુમિલન કાજે પોતે કંઈ પૂરતા પ્રમાણમાં સહન કર્યું નથી.

આધ્યાત્મિક શક્તિનું આ નવું કેન્દ્ર ક્યાં રચાયું છે? સન્ત ટેરેસા કહે છે તે પ્રમાણે 'અસ્થિના અંદરના ભાગ સુધી પહોંચી જાય એવા દિવ્ય આનંદ તથા દર્શન ક્યાંથી થાય છે? વિશ્વના પાયા જોઈ શકે એવી સરળતા તથા વિશ્વ સાથે તાદાત્મ્ય અનુભવવાની ભાવના ક્યાંથી આવે છે? બિનસાંપ્રદાયિક જ્ઞાન આ સવાલનો જવાબ આપી શકે તેમ નથી. વિલિયમ જેમ્સ જણાવે છે કે : "તબીબી નિષ્ણાતોને લાગે છે કે આવો દિવ્ય સાક્ષાત્કારનો અનુભવ માત્ર હીપ્નોટીઝમ જેવી અસર જ છે અને બુદ્ધિના પાયા પર રહેલો વહેમ દર્શાવે છે, હીસ્ટીરીયાની અસર તથા માનસિક અને શારીરિક જીર્ણતાની અસર દર્શાવે છે. લગભગ ઘણાખરા કિસ્સામાં આવી રોગિષ્ઠ અસર હોય છે એ નિઃશંક છે પરંતુ આવા દિવ્ય દર્શનમાં જે ચેતનાનું જ્ઞાન થાય છે એનાં મૂલ્ય વિશે આવા તબીબી નિષ્ણાતો કશું જ કહેતા નથી. આવી અવસ્થાઓનું આધ્યાત્મિક મૂલ્યાંકન કરતી વખતે આપણે માત્ર અછડતી તબીબી ચર્ચા કરવી ન જોઈએ પણ જીવનમાં એનાથી શો લાભ થાય છે તેની તપાસ કરવી જોઈએ."

પરંતુ આનો જવાબ તંત્રોમાં, ઉપનિષદોમાં, સૂફી સાહિત્યમાં, ખ્રિસ્તી સન્તોના આત્મદર્શનમાં તથા પ્રાચીન અને આધ્યાત્મિક લગભગ તમામ ધર્મોના આધ્યાત્મિક સિદ્ધાંતોમાં રહેલો છે. પ્રાગૈતિહાસિક કાળથી ધર્મની જે ચિંતનમય રચના થતી જાય છે એમાં આ સવાલનો સચોટ જવાબ રહેલો છે. માનવીમાં પોતાના સર્જનહારની ખોજ કરવાની ઝંખના હોય છે. ભૌતિક જગતના અનિવાર્ય નિયમોને ઓળંગીને તે જાદુઈ શક્તિઓ શોધે છે, અમરતા ઇચ્છે છે, જીવનની આદર્શ અવસ્થા માટે ઝંખના રાખે છે. આ બધી બાબતોના વિચારો જન્મથી જ મનુષ્યના મનમાં કાચી સામગ્રીરૂપે રહેલા હોય છે. પરંતુ આ બધાનું મૂળ તો માનવીના મનના તંત્રની અંદર જ હોવું જોઈએ. એમાંથી જ આ પ્રથમ બીજનો

પ્રાદુર્ભાવ થયો હશે અને માનવજાતિ હજારો વર્ષ દરમિયાન અનેક આપત્તિઓમાંથી પસાર થઈ તે દરમિયાન આ બીજમાંથી છોડના વિકાસ માટે એને પોષણ મળ્યું હશે.

ભૂતકાળના યુગો દરમિયાન આ બાબતમાં માનવીની ઝંખના પર અગ્રગણ્ય બુદ્ધિમાન પુરુષોએ વધુમાં વધુ ધ્યાન આપ્યું હતું એજ બાબત ઉપર આજના બુદ્ધિપ્રધાન યુગમાં બુદ્ધિને બાજુએ મૂકીને એના પ્રત્યે અણગમો દર્શાવવામાં આવે છે તથા એને માન્યતા આપવાનો પણ ઇનકાર કરવામાં આવે છે. માનવીના મનના અંતસ્તલમાંથી ઉદ્ભવતી મૂળભૂત ઝંખનાની આવી કઢંગી પરિસ્થિતિ આજે ધ્યાનપાત્ર બની છે. પરમાત્મા પાસે પહોંચવાની ઝંખના જાદુઈ શક્તિઓ મેળવવાની ઇચ્છા, અમરતા અથવા આદર્શ અવસ્થા પ્રાપ્ત કરવાની ઝંખના માત્ર કાલ્પનિક નથી પણ કુદરતે માનવજાતિના રચેલા સંગીન પાયા પર આવી ઝંખના રહેલી છે એવી માન્યતા આધુનિક બુદ્ધિશાળી માનવીને એક સૌથી મોટા તુક્કા જેવી જણાય છે. સત્તરમી કે અઢારમી સદીના આગેવાન વિચારકો માટે તારાએ વચ્ચેના અવકાશમાં માની ન શકાય એટલી ઝડપે પ્રવાસ કરવો એની કલ્પના સ્વપ્નમાં પણ શક્ય ન હતી એવી જ રીતે આપણા સમયના વિચારકોની જ્યાં કલ્પના પણ ન પહોંચે એવી હકીકત એ છે કે માનવીની તમામ ઝંખનાઓ અને ઇચ્છાના મૂળમાં જે આશ્ચર્યજનક આધ્યાત્મિક શક્તિનો પ્રવાહ છે એની શોધ થવાથી આગામી સદીઓમાં પ્રબુદ્ધ માનવીઓના હાથમાં નવા પ્રકારનું જ્ઞાન આવશે અને નવા જ પ્રકારની શક્યતાઓ ખડી થશે.

# ૭

# કુંડલિનીની ચેતનમય અવસ્થા

સામાન્ય રીતે જ્યારે આપણે ધર્મની અને વિવિધ ધર્મોના આદેશોની ચર્ચા કરીએ છીએ ત્યારે આપણે માનવીના ઇતિહાસના તાજેતરના સમયમાં જ્યારે માનવજાતિના પ્રખ્યાત ધર્મો અસ્તિત્વમાં છે એ સમયનો ખ્યાલ કરીએ છીએ અને એ અગાઉના સમયમાં પણ માનવી જ્યારે બુદ્ધિમાન પ્રાણી તરીકે રહેતો હતો, શિકાર કરવા માટે પથ્થરના સામાન્ય ઓજારોનો ઉપયોગ કરવા જાગૃત રહેતો, ઝૂંપડામાં, ગુફામાં તંબુમાં કે બખોલમાં પડ્યો રહેતો અને પોતાના કુટુંબ તથા સામાજિક વર્તનનું નિયમન કરવા એની પાસે જંગલી સંસ્કૃતિ પણ પ્રાથમિક અવસ્થામાં હતી એવા અગાઉના યુગોને આપણે સાવ જ ભૂલી જઈએ છીએ. આવી રીતે રહેતા માનવીઓમાંથી વિવિધ જૂથો રચાયા અને તેઓ દુનિયાના વિવિધ પ્રદેશોમાં વસવાટ કરવા લાગ્યા ત્યારે કુદરતના બળોની દયા પર નભતા અને પૃથ્વી ઉપર એક સમયે હિમયુગ આવ્યો હતો અને લાંબા સમય સુધી પૃથ્વી બરફથી ઢંકાઈ ગઈ હતી ત્યારે કુદરતની આવી ભયાનકતા સામે માનવજાતિ મહામુશ્કેલીએ જીવંત રહી શકી હતી. આ સમય દરમિયાન પણ માનવી પાસે ધર્મ હતો. આવો ધર્મ સામાન્ય અને પ્રાથમિક પ્રકારનો હોવા છતાંપણ ધર્મ તો હતો જ. આવા ધર્મે ઘણીવાર ઘૃણાસ્પદ તથા વિચિત્ર સ્વરૂપો ધારણ કર્યાં હતાં, ક્યારેક આવા ધર્મને નામે ભયંકર બલિદાન દેવાતા અને કઠણ તપશ્ચર્યા કરવામાં આવતી પરંતુ હાલના ધર્મોનો જન્મ થયો તે અગાઉ વિવિધ સ્થળોએ તથા વિવિધ યુગોમાં માનવીના મનમાં અમુક પ્રકારનો ધર્મ અસ્તિત્વ ધરાવતો હતો જ.

આધુનિક ધર્મો તથા જે ધર્મો વિશે અમુક પ્રકારની નોંધો આપણને મળી શકે છે એ બધાનો કુલ સમય પાંચ છ હજાર વર્ષથી વધારે નથી પરંતુ તે અગાઉના આદિકાળના માનવીઓનો ધર્મ ઉપર જણાવેલા વર્ષો કરતાં પાંચથી છ ગણા વર્ષોથી ચાલ્યો આવતો હતો. આવા પ્રાથમિક સ્વરૂપના ધર્મમાં જાતજાતના તુક્કા, વહેમો, જાદુઈ ક્રિયાવિધિઓ, મેલી વિદ્યા, યજ્ઞમાં લોહીનાં બલિદાન, ગૂઢ ક્રિયાકાંડ વગેરે હોવાથી આપણા સંસ્કારી મનને એમ લાગે છે કે આ બધી પવિત્ર ધાર્મિક ક્રિયાઓની વિકૃતિઓ છે. પરંતુ માનવી પોતાના જીવનનો કોઈ અલગ આશય છે તે શોધી કાઢવા માગતો હતો તથા માનવીની સ્થૂલ તથા સૂક્ષ્મ જીવનની બાબતોને અલગ પાડવા માગતો હતો તે આ બધી પ્રાચીન ધાર્મિક ક્રિયાઓ પરથી સમજાય છે—પછી ભલે એના ઉચ્ચારણોમાં ઢંગધડો ન હોય અને એમાં અસંયમ અને જંગલીપણું વ્યક્ત થતું હોય.

પ્રાથમિક કાળના માનવીએ દૃશ્ય જગત તથા અદૃશ્ય જગત વચ્ચે, સ્થૂલ શરીર અને આત્મા વચ્ચે, જાગૃત અવસ્થા અને સ્વપ્નાવસ્થા, આ લોક અને પરલોક, પવિત્ર અને અપવિત્ર વચ્ચે ભેદરેખા દોરી હતી. માનવી કુદરતના ગૂઢ બળો સામે ભય તથા વિસ્મયથી જોઈ રહેતો અને આવા બળો પર કાબૂ રાખનાર અથવા આવા બળોને સક્રિય કરનાર ચેતન સાથે સંબંધ સ્થાપવાની એને સતત ઇચ્છા થતી. આવી કોઈ અગમ્ય શક્તિની છાયા હેઠળ તે ખાતોપીતો, ખેલતો, લડતો, પુરુષાર્થ કરતો તથા નિદ્રાધીન થઈ જતો. તે માનતો કે આવી કોઈ અગમ્ય શક્તિ તેને સમૃદ્ધિ આપે છે, રંક બનાવે છે, અછત ઊભી કરે છે, આરોગ્ય અને રોગ આપે છે અને બીજી રીતે આ અગમ્ય શક્તિ જ એની ભાગ્યવિધાતા છે. એક યા બીજા સ્વરૂપે ધાર્મિક ઝંખનાની તમામ વિશેષતાઓ તથા જે અલૌકિક તથા ઇન્દ્રિયાતીત છે એની તમામ વિશેષતાઓ હજારો વર્ષો સુધી માનવીમાં અત્યંત પ્રાથમિક તથા કાચા સ્વરૂપમાં હતી. ઋષિઓ, ઉદ્ધારકો તથા પયગંબરો તો ત્યાર બાદ એક પછી એક આવ્યા તેમણે અગાઉની કઢંગી અને વિકૃત જણાતી માન્યતાઓમાં સુધારો કર્યો અને ઘણા લાંબા સમયથી ચાલતી આવેલી ઘાતકી તથા ઘૃણાસ્પદ ક્રિયાવિધિઓમાં ફેરફાર કરી માનવતા દાખલ કરી.

ભારતમાં યોગનું સ્વરૂપ નિશ્ચિત થયું તે અગાઉ પ્રાથમિક સ્વરૂપમાં યોગ હજારો વર્ષથી દુનિયાના લગભગ તમામ ભાગોમાં પ્રચલિત હતો. માનવીના સ્વભાવના ઊંડાણમાં શા માટે આવી અગમ્યને પામવાની ઇચ્છા રહેલી છે એ સમસ્યા હવે ઊભી થાય ત્યારથી ઝંખના ચાલી આવે છે, અનેક યુગોથી આ ઝંખના ચાલી આવે છે. કદાચ માનવીમાં બુદ્ધિનો ઉદય થયો છે. આ ઝંખનાએ માનવીના મન પર એવો કાબૂ જમાવ્યો છે કે એ ઝંખનાને આધારે જ માનવી વિચારે છે અને પ્રવૃત્તિઓ કરે છે. મૃત્યુની પળ સુધી અને કદાચ મૃત્યુ પછી પણ એની આ ઝંખના ચાલુ રહે છે.

આવી ઝંખનાને કારણે જ પોતાની અંતિમ ક્રિયા વિધિસર થાય તથા મૃત્યુ પછીની ક્રિયાવિધિઓ પણ બરાબર કરવામાં આવે એવી ઇચ્છા પણ આ ઝંખનાને કારણે જ થાય છે. અગમ્યને પામવાની માનવીની આવી ઝંખના કોઈ ક્ષણિક કલ્પના અથવા કોઈ ક્ષણિક અસર અસર નથી. અપૂરતો વિકાસ પામેલ તથા અજ્ઞાની મન કુદરતી ઘટનાઓના પ્રથમ સંપર્કમાં આવ્યુ અને માનવીનું મન આને સમજવા લાગ્યું એને લીધે આમ બન્યું હોવાનું પણ શક્ય નથી. કુદરતનાં બળો તોફાને ચડ્યાં હોય, ગાજવીજ થતી હોય, વંટોળિયો આવે, મોજાં ઊછળે, વરસાદ પડે અને કુદરતના તોફાનો થાય એ બધામાંથી જન્મતા ડરને પરિણામે પણ આવી ઝંખના જાગતી હોવાની શક્યતા નથી, કારણ કે લાખો વર્ષો અગાઉ માનવી આ પૃથ્વી ઉપર પ્રવૃત્તિ કરવા લાગ્યો ત્યારથી તે આવા કુદરતી બળોથી ટેવાઈ ગયો છે અને એમની સાથે તે અનુકૂળ થઈ ગયો છે. આદિકાળથી માનવીના જીવનનું નિયમન કરનાર એક શક્તિશાળી ઝંખનાને બુદ્ધિથી સમજાવવા માટે આવા અસંગત કારણો પ્રખ્યાત વિદ્વાનો રજૂ કરે છે તે આશ્ચર્યજનક છે

આપણી સમક્ષ જે સંગીન પુરાવા પડેલા છે તેના ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે માનવી પોતાના યુગોથી ચાલ્યા આવતા પોતાના જીવન દરમિયાન ક્યારેય પોતાની ધાર્મિક ઝંખનાથી મુક્ત ન હતો. આજના ઘણા ભોળા તથા અત્યંત વહેમી માનવીઓ કરતાં પણ કોઈ ગૂઢ શક્તિ વિશેનો એનો ખ્યાલ, કેટલાક અપવાદો બાદ કરતાં વધુ દૃઢ હતો. પ્રાથમિક જરૂરતો સંતોષવા ઉપરાંત બીજી આવી કોઇ બાબત એના મનમાં આવી ઝંખના જેટલી પ્રબળ ન હતી. શારીરિક જરૂરતોને સંતોષવા માટે જે ઝંખના હોય એને આ ઝંખના સાથે કશો સંબંધ ન હતો. આવી ગૂઢ શક્તિને પામવા તે પ્રવૃત્તિઓ પણ કરતો હતો આવી પ્રવૃત્તિઓ સિવાય પણ તે જીવતો રહી શક્યો હોત, બુદ્ધિનો ઉદય થયા પછી પણ તે આવી પ્રવૃત્તિઓ સિવાય જીવતો રહી શક્યો હોત કારણ કે માનવીથી નીચી કક્ષામાં તથા પશુની અવસ્થામાં પણ માનવી આવી પ્રવૃત્તિઓ સિવાય લાખો વર્ષથી જીવંત રહી શક્યો છે. કેવળ બુદ્ધિની દૃષ્ટિએ જોતાં એમ કહી શકાય કે ધાર્મિક ઝંખનાએ બુદ્ધિના વિકાસમાં સહાય કરવાને બદલે મનને વહેમના અને ભયના ઘનઘોર વાદળથી ઢાંકી દીધેલ છે અને આજે પણ અવિકસિત સમાજના નીચલા થરમાં આમ જ બની રહેલ છે. સાથેસાથે એ હકીકતનો પણ ઇનકાર કરી શકાય તેમ નથી કે બુદ્ધિની સાથેસાથે પોતાની આસપાસના અગમ્ય બુદ્ધિશાળી બળોને શરણે જવાની ગૂઢ ઝંખના તથા આ લોક અને પરલોક વચ્ચે, મંગળ અને અમંગળ વચ્ચે, પવિત્ર અને અપવિત્ર વચ્ચે ભેદરેખા દોરવાની એક ઝાંખી ભાવના એના મનમાં આકાર ધારણ કરવા લાગી. પ્રકાશ આવતાં જેમ પડછાયા અદૃશ્ય થઈ જાય છે તેમ બુદ્ધિનો વિકાસ થતાં ગૂઢ શક્તિને પામવાની આ ઇચ્છા અદૃશ્ય થઈ નહીં પરંતુ આ ઝંખના વધુ

બુદ્ધિગમ્ય બની અને બુદ્ધિ હજારો વર્ષ અગાઉ શૈશવ અવસ્થામાં હતી ત્યારે એના પર આ ઝંખના કાબૂ ધરાવતી હતી એવો જ કાબૂ બુદ્ધિ પર આજે ય આ ગૂઢ શક્તિને પામવાની ઝંખના ધરાવે છે.

ધર્મ શું છે તે સમજાવવા માટે આધુનિક વિદ્વાનો તથા વૈજ્ઞાનિકો જે ધારણાઓ રજૂ કરે છે એમાં રહેલા સત્યનું મૂલ્ય સમજવા માટે થોડાક શબ્દો જરૂરી છે. આવા એક સિદ્ધાંત પ્રમાણે જડ પ્રકૃતિમાં ચેતનનું આરોપણ કરવામાં આવે છે અને એમાંથી ધર્મની શરૂઆત થઈ હોવાનું માનવામાં આવે છે આવા સિદ્ધાંતની સ્થાપના ૧૯મી સદીના માનવવંશ વૈજ્ઞાનિક ઇ બી. ટેલરે તથા ફિલસૂફીના વિષયોના પ્રખ્યાત લેખક હર્બર્ટ સ્પેન્સરે કરી હતી. આ સિદ્ધાંત અનુસાર અત્યંત પ્રાચીન સમયના માનવીઓનું મન માનતુ હતુ કે તમામ જડ પદાર્થોમાં પણ જીવ હોય છે તથા તમામ કુદરતી બળોમાં ચૈતન્ય હોય છે. આ ઉપરાંત બીજા પણ અનેક અદૃશ્ય જીવો હોય છે. ત્યાર પછીના યુગોમાં વ્યવસ્થિત ધર્મની શરૂઆત થઈ એમાં આ માન્યતા પાયારૂપે છે આદિ કાળના માનવીઓને લાગતું કે માનવી મૃત્યુ પામે છે ત્યારે તેના શરીરમાંથી એને જીવંત રાખનાર કંઈક અર્થાત્ આત્મા નીકળી જાય છે. આવો માનવી સ્વપ્નાં જોતો, ભ્રમમાં પડતો તથા સ્તબ્ધ થઈ જતો ત્યારે પણ એને લાગતું કે આ દેહમાં આત્મા જેવું કંઈક છે. જે પિંડમાં હોય તે બ્રહ્માંડમાં હોય એ ન્યાયે એણે માન્યું કે પ્રકૃતિને પણ પોતાનો આત્મા—પરમ આત્મા પરમાત્મા છે. પ્રકૃતિના બળોમાં પણ આવું જ ચૈતન્ય હોવાનું એણે માન્યું.

મૃત્યુ પામેલા માનવીઓના આત્માઓને પૂજવાની પ્રથા જગતભરમાં ફેલાયેલી નથી. ઉપર જે ચૈતન્યવાદ દર્શાવ્યો છે એટલા જ માત્રથી ધર્મની શરૂઆત પાછળના આશયને સંપૂર્ણ રીતે સમજાવી શકાય તેમ નથી, કારણ કે આવો ચૈતન્યવાદ શરૂ થયો તે અગાઉના માનવીઓ પણ વિવિધ આકારો ધરાવતા પદાર્થો, પ્રાણીઓ તથા વૃક્ષો વગેરેની પણ પૂજા કરતા હતા આ ઉપરાંત આપણને આજે ખબર પણ ન હોય એવી અનેક પ્રકારની પૂજાઓ ચાલતી હતી. મનુષ્યના મનની અસામાન્ય અવસ્થામાં જ માનવીને શરીર અને આત્મા વચ્ચેનો ભેદ, આ જગત અને પરલોકનો ભેદ, મૃત્યુને આધીન તથા અમર વચ્ચેનો ભેદ, સ્વેચ્છાચાર તથા સંયમ વચ્ચેનો ભેદ, પવિત્ર અને અપવિત્ર વચ્ચેનો ભેદ સમજાવા લાગ્યો ત્યારથી ધર્મની શરૂઆત થઇ એમ આ ચૈતન્યવાદમાં માનવામાં આવે છે. જગતના ધાર્મિક સાહિત્યમાં હાલ જે ઉચ્ચ ખ્યાલો વ્યાપેલા છે એનો વિકાસ આવા ખ્યાલોમાંથી થયો છે એટલે બુદ્ધિપૂર્વક વિચાર કરતાં લાગે છે કે ધાર્મિક ભાવનાના વિકાસમાં ચૈતન્યવાદ એ સમગ્ર વિકાસક્રમનો એક ભાગ છે પણ આવો ચૈતન્યવાદ જ ધર્મનું મૂળ નથી.

ધર્મના ઉદ્દય વિશે બીજો સિદ્ધાંત મનોવૈજ્ઞાનિકોનો છે એમાં માનસપૃથક્કરણને મહત્ત્વ અપાય છે. આ માનસપૃથક્કરણની વિચારધારાની શરૂઆત ફ્રોઇડે કરી હતી. ફ્રોઇડના ખ્યાલોને બીજા કેટલાક માનસશાસ્ત્રીએ આજે સંપૂર્ણ રીતે સ્વીકારતા નથી. બીજા એક પ્રખ્યાત માનસશાસ્ત્રી મેકડુગલ માનવીના શરીરમાં આત્મરૂપી કોઈ ચૈતન્ય હોવાનું માને છે. માનવી એવી ઇચ્છા રાખે છે કે પોતાના રક્ષણ માટે પિતા હોવો જોઇએ આના ઉપરથી એવી કલ્પના આવી કે આકાશમાં (પરમાત્મારૂપે) કોઈ પિતા છે તે માનવજાતિ પ્રત્યે કૃપાની દૃષ્ટિએ જુએ છે અને તેમની જરૂરતો પૂરી પાડે છે. આમ ચૈતન્યવાદમાંથી પરમાત્માની આવી જે કલ્પના જન્મી છે એનો પણ ઊંડો અભ્યાસ કરતાં જણાય છે કે આવો સિદ્ધાંત પણ ટકી શકે તેમ નથી. આનું સાદુ કારણ એ છે કે કોઇ અલૌકિક પરમાત્મા છે, તે આકાશમાં રહે છે, દૈવી ગુણો ધરાવે છે. તથા પ્રકૃતિના બળો પર કાબૂ ધરાવે છે એવી આમાં માન્યતા હોય છે પરંતુ આવો કોઈ પ્રત્યક્ષ અનુભવ થતો નથી પરંતુ માનવીના મનમાં આવો ખ્યાલ આવવાનું કારણ એ છે કે માનવી પોતાના મનના વલણ અનુસાર લૌકિક તથા અલૌકિક વચ્ચે, આ લોક અને પરલોક વચ્ચે ભેદ પાડે છે માનવીમાં ઊંડા મૂળ ઘાલીને પડેલી જે લાગણી છે તેની આ અસર છે. તદુપરાંત આપણે જો આદિ કાળના માનવીના સામાન્ય ધાર્મિક ખ્યાલો તથા ક્રિયાકાંડ પર એક દૃષ્ટિ નાખીશુ તો જણાશે કે એમાં અને ઇચ્છાપૂર્તિ કરતાં અમુક કરવું જ પડે, અમુક આપવા પડે એવો ખ્યાલ વધુ હતો અને આદિકાળના માનવીના મનના ઊંડાણમાંથી આવું દબાણ ઉપર આવતું હતું.

વધુ સ્પષ્ટતા માટે એ દર્શાવવું જરૂરી છે કે મનુષ્યના શરીરમાં જે અસામાન્ય માનસિક શકિત છે, જે શક્તિ શરીરની તમામ મહત્ત્વની પ્રવૃત્તિનું મૂળ છે અને જેની પ્રવૃત્તિમાં વિચારો તથા જ્ઞાનતંતુઓના આવેગોના ઝડપથી પરસ્પર અસર કરતા આવેગોનો જેમાં સમાવેશ થાય છે એ શકિતના સ્વરૂપ વિશે વર્તમાન વિદ્વાનો હજી અંધકારમાં છે. પદાર્થની ચાલુ વ્યાખ્યા અનુસાર વિચાર અને ચેતના ભૌતિક પદાર્થોની કક્ષામાં આવતા નથી એ દેખીતી હકીકત સામે કોઇને દલીલ કરવાનું ગમશે નહીં. આમ છતાં સાંખ્યયોગ તથા શૈવ મત અનુસાર ભારતીય વિચારધારામાં ત્રણ સિદ્ધાંતોનો સ્વીકાર કરવામાં આવ્યો છે જેમાં પ્રકૃતિને સત્ય માનવામાં આવી છે જ્યારે વેદાંતમાં પ્રકૃતિને અસત્ માયારૂપ માનવામાં આવી છે વળી એમ પણ માનવામાં આવ્યું છે કે બુદ્ધિ અને અહં પણ પદાર્થના સૂક્ષ્માતિસૂક્ષ્મ આવિષ્કાર છે.

આવું વર્ગીકરણ અત્યંત વેધક, ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા અથવા સમાધિમાં વિચારોના પૃથક્કરણ તથા જ્ઞાનતંતુઓના સ્પંદનના આંતરિક દર્શનના અભ્યાસ પર રચાયેલ છે. આવી રીતે જે ખોજ કરવામાં આવે છે એનું વૈજ્ઞાનિક

મૂલ્ય સામાન્ય માનવીના સ્વપ્નોનું પૃથક્કરણ કરીને, વિવિધ પ્રકારની માનસિક માંદગીથી પીડાતા અથવા હિપ્નોઝમની અસર હેઠળ આવેલા માનવીની માનસિક તથા શારીરિક પીડાઓનું નિદાન કરીને વૈજ્ઞાનિકો જે રીતે તપાસ કરે છે એના કરતાં આવી તપાસનું મૂલ્ય ઘણું જ વધારે છે. જ્ઞાનતંતુઓનું તંત્ર તથા જ્ઞાનતંતુઓના બે પ્રકારના પ્રવાહોનું વહન જેના વિશે આજે પણ વિજ્ઞાન પાસે ચોક્કસ માહિતી નથી એવું આશ્ચર્યજનક જ્ઞાન પણ આવી જ રીતે મળે છે. ફિલસૂફીની આવી બે વિચારધારાઓના સ્થાપકોએ આવા સિદ્ધાંતો સંગીન પાયા પર સ્થાપ્યા હતા. કારણ કે ચેતનાથી ય પર અવસ્થામાં મનની અસામાન્ય શક્તિ અથવા પ્રાણ ઉપર કાબૂ મેળવવામાં આવે કે ન આવે તો પણ શરીરમાં તેનું અત્યન્ત સૂક્ષ્મરૂપે અણુપરમાણુના સ્વરૂપમાં, ભૌતિક તંત્ર તથા સૂક્ષ્મ જીવનને જોડનાર તરીકે સ્પષ્ટ રીતે દર્શન થાય છે.

ભૌતિક પદાર્થ તથા ચૈતન્ય વચ્ચે વચ્ચેની કોઈ સાંકળ સિવાય પ્રવૃત્તિ ચાલે એ અશક્ય છે અને ફિલસૂફીની તે જૂની સમસ્યા છે. આ મુશ્કેલીનું નિવારણ કરવા માટે અદ્વૈતવાદ, અનેકવાદ, વેદાંત વગેરેએ વિવિધ સ્વરૂપે પ્રયત્ન કર્યો છે. આ વિષયની ફિલસૂફીની બાજુ અલગ રાખીએ તો અમે માત્ર એટલી જ હકીકત પર ભાર મૂકવા ઇચ્છીએ છીએ કે કોઈ અત્યંત સૂક્ષ્માતિસૂક્ષ્મ ચેતન વિચારોની પ્રવૃત્તિને બળતણ પૂરું પાડે છે અને એને પરિણામે જ્ઞાનતંતુઓના સ્પંદનોનું તંત્ર ચાલે છે. આ ચેતન કાચના બલ્બમાં ધાતુના સૂક્ષ્મ તાર જેમ વીજળીનો પ્રકાશ કરવા માટે જરૂરી છે એમ જીવન અને વિચારનો આવિષ્કાર કરવા જરૂરી છે એવા જ્ઞાનનો આજે અભાવ હોવાથી શરીર અને ચેતન વચ્ચેના પરસ્પર સંબંધ પર રચાયેલ માનસશાસ્ત્રના ઘણાખરા વર્તમાન ખ્યાલોને ખોટા ઠરાવે છે. આ માધ્યમનો સ્વીકાર કરવામાં આવે તથા મનની પ્રવૃત્તિ માપવા માટે અત્યંત સચોટ સાધનો ઉપયોગમાં આવવા માંડ્યાં છે તેનો વિચાર કરવામાં આવે તો એનું સ્થળ નક્કી કરવામાં વાર નહીં લાગે કોઈપણ પ્રકારની માનસિક અવ્યવસ્થા કે રોગિષ્ઠ સ્થિતિ—ગાંડપણ, હીસ્ટીરીયા, સ્વપ્ન, ધાર્મિક અનુભવ એ સર્વ માત્ર સુષુપ્ત મનની પ્રવૃત્તિને કારણે જ થાય છે એમ માનવાનું જે જડ વલણ છે તે પણ દૂર થશે. આમ થતાં બુદ્ધિપૂર્વક એમ માની શકાશે કે આત્મા સૂક્ષ્મ, વિશ્વવ્યાપી સત્‌માંથી બનેલો હોવાથી, ભૌતિક સંસર્ગથી દૂષિત કે રોગિષ્ઠ બને તેવો ન હોવાથી એના પર કશી અસર થતી નથી પરંતુ આ ચેતના બંનેને જોડનાર માધ્યમ છે અથવા વિચારો માટે બળતણરૂપ પ્રાણ છે અને આ ચેતનમાં જરાક પણ ખલેલ પડે અથવા અવ્યવસ્થિત બને તો એનાથી મન પર ખરાબ અસર થવાથી વ્યક્તિત્વ વિચ્છિન્ન તથા વિકૃત બને છે.

પોતાના પિતાની પત્નીઓ તથા રખાતો પર માલિકી જમાવવા માટે પુત્રો ભેગા થઈ પોતાના પિતાને મારી નાખે પરંતુ પિતાને મારી નાખ્યા બાદ એમને એટલો બધો પશ્ચાત્તાપ થાય કે તેઓ આ બધી પિતાની પત્નીઓ તથા રખાતો પર કબજો જમાવવાને બદલે અમુક ધાર્મિક વિધિઓ દ્વારા પોતાના કૃત્યો માટે પશ્ચાત્તાપ કરે એવી કેટલીક પ્રાથમિક પરિસ્થિતિઓમાંથી ધર્મનો ઉદ્ભવ થયો છે એવી ફ્રોઇડની માન્યતા હતી. દેખીતી રીતે જ આ માન્યતા બરાબર જણાતી નથી. આવો એકાદ બનાવ બને અથવા આવા થોડા બનાવો બને તો પણ પ્રાથમિક અવસ્થામાં રહેલા સમાજમાં આવી ફરજિયાત પ્રણાલિકા કેવી રીતે સ્થપાઈ શકે? અને આજ સુધી તે માનવજાતિના આચારવિચાર અને ઇતિહાસ પર આટલા મોટા પ્રમાણમાં શી રીતે વર્ચસ્વ જમાવી શકે? વળી જો પિતાનું ખૂન કરનારા સંતાનોના સમયમાં જો ધર્મ કોઇ સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવતો ન હોય અથવા મૃત્યુ પછી પણ માનવીના આત્માનું અસ્તિત્વ રહે છે એવો ખ્યાલ આ પુત્રોના મનમાં ન હોય તો પછી પિતાના મૃત્યુ પછી ધાર્મિક ક્રિયાઓ કરવાનો વિચાર પણ એ પુત્રોના મનમાં કેવી રીતે આવી શકે? જો આવો ખ્યાલ એ સમયે પ્રચલિત હોય તો એનો અર્થ એ થાય છે કે આવા બનાવ અગાઉ જ ધર્મનો જન્મ થઈ ગયો હતો.

ધર્મના ઉદ્ભવની બાબતમાં બીજો એક સિદ્ધાન્ત વિલહેમ શ્મીટે રજૂ કર્યો છે. આ સિદ્ધાન્ત અનુસાર શરૂઆતમાં એક જ પરમાત્માની અથવા થોડાક મહાન દેવોની ઉપાસના હતી. પરંતુ ત્યારબાદ એમાંથી આદિકાળના માનવીઓમાં અનેક દેવ દેવીઓ, ભૂતપ્રેત વગેરેની કલ્પના અને ઉપાસના શરૂ થઈ. માનવીનું મન જે કંઇ પોતાની સામે આવે તેનું કારણ શોધવાનું કુદરતી વલણ ધરાવે છે એવા આદિકારણ રૂપે પરમાત્મા વિશેનો ખ્યાલ મનુષ્યના મનમાં ઉદ્ભવ્યો હોઈ શકે. પોતાની આસપાસની જે સૃષ્ટિ હતી એના સર્જનહાર તરીકે પરમાત્માની કલ્પના આ આદિકાળના માનવીના મને કરી હતી. એનો આવો ખ્યાલ ગમે તેટલો અણઘડ પણ હોઇ શકે અને એની કલ્પના કરવાની શક્તિનો વિકાસ ત્યારે અપૂર્ણ હોવાથી સમગ્ર સૃષ્ટિ એને અત્યન્ત સાંકડી તથા મર્યાદિત જણાઇ હશે. આમ આ સૃષ્ટિના સર્જનહાર વિશે શરૂઆતમાં જે કામચલાઉ કલ્પના કરવામાં આવી હતી એ વિશે બેમત છે જ નહીં. પરંતુ આ સ્વયંભુ પરમાત્માની ઉપાસના કરવાનો ખ્યાલ આવે છે ત્યારે, પ્રકૃતિનાં બળો ઉપર એનો સતત કાબૂ હોવાનો ખ્યાલ કરવામાં આવે છે ત્યારે, તેઓ સૂક્ષ્મ સ્વરૂપવાળા, સર્વશક્તિશાળી તથા અમર છે એવો ખ્યાલ આવે છે ત્યારે પરિસ્થિતિ સાવ બદલાઈ જાય છે. અત્યન્ત પ્રાચીન સમયથી ધર્મની સાથે સંકળાયેલ ભાવનાના તથા બુદ્ધિના તમામ ઝડપી વિકાસનું કારણ શોધવા અણસુધરેલા કે સુધરેલા મનુષ્યના મનમાં વધુ ઊંડાણમાં તપાસ કરવાની જરૂર પડે છે.

ડરખીમ નામના વિદ્વાને એવો ખ્યાલ રજૂ કર્યો છે કે પ્રતીકપૂજા એ ધર્મનું અત્યંત પ્રાચીન તથા વિશ્વવ્યાપી સ્વરૂપ હતું અને માનવજાતિની અમુક ટોળીના ભગવાન તરીકે એ જ ટોળીની નિશાનીને જે સ્વરૂપ અપાતું હતું તે આવી ટોળીનું જ પ્રતીક હતું આનો અર્થ એવો થાય છે કે સમાજની પાસે શકિત હોવાથી તે આદિ કાળના માનવીના મનમાં દૈવી અનુભવ કરાવતો. આમ સમાજ એવી માગણી કરતો કે માનવીએ પોતાના હિતો ભૂલી જવા અને જેના વિના સામાજિક જીવન અશક્ય બને એને માટે પોતે સમાજના સેવક બનવું, તમામ પ્રકારની અગવડ ઉઠાવવી, તમામ ચીજો વગર ચલાવી લેવા તૈયાર રહેવું તથા ભોગ આપવો. જૂથની સામાજિક રચના આમ આધ્યાત્મિક રીતે વ્યક્ત થતી હોવાથી માનવી માનવા લાગ્યો કે પોતે ધાર્મિક કે આધ્યાત્મિક સાધના કંઈક પોતાની બહાર છે તેની કરવાની છે. પરંતુ પ્રતીકપૂજાનો આ ખ્યાલ પોતે કેવી રીતે જન્મ્યો તે આ સિદ્ધાંત સમજાવતો નથી આદિકાળના માનવીના મને એવી કલ્પના શા માટે કરી હોય કે પોતાની તથા કોઈ પ્રાણી કે છોડ વચ્ચે અમુક ઘનિષ્ઠ સંબંધ છે? આવા પ્રાણી કે છોડને પોતાની જાતિ માટે ખાસ મહત્ત્વનું શા માટે માન્યું હોય? પરંતુ માનવસમાજમાં વધુ અણઘડ સ્વરૂપોમાં આવા પ્રકારની સંસ્થા સ્થપાઈ હોય તથા એને ગંભીર ગણવામાં આવી હોય એ હકીકત પરથી એવો પુરાવો મળી રહે છે કે આદિકાળના માનવીના મનમાં એક વિશિષ્ટ ખ્યાલ હતો એને પરિણામે કોઇ પશુ કે પ્રાણી અથવા પ્રકૃતિના કોઈ પદાર્થ કે બળ અને પોતાની વચ્ચે કોઈ અદૃશ્ય સંબંધ બંધાયો આદિકાળના માનવીના મને એમાં ચેતનનું આરોપણ કર્યું, તે પોતાને પોતાના સમગ્ર કુટુમ્બને કે જાતિને લાભ કે નુકસાન કરે છે એવા ખ્યાલનુ આરોપણ કર્યું. આવા આદિકાળના માનવીઓ માનવા લાગ્યા કે આવી કોઈ પરમ શકિત પ્રત્યે ગંભીરતાથી જોવું જોઈએ, એને સંતોષ આપવા યત્ન કરવો જોઈએ. જો યોગ્ય ક્રિયાવિધિથી એની પૂજા કરવામાં આવે તો તે સિદ્ધિ તથા શક્તિ આપે છે

બીજી એક વિચારધારા ધરાવતા વિદ્વાનો માને છે કે ધર્મનો ઉદ્‌ભવ જાદુમાંથી થયો છે. જગતભરમાં આદિકાળના માનવીઓમાં એક યા બીજી સ્વરૂપે જાદુમાં માન્યતા અત્યંત વ્યાપક છે એમ સારી રીતે જોવાય છે. આથી અદૃશ્ય આત્માઓ, ભૂતપ્રેતો, રાક્ષસો અને પ્રકૃતિના અન્ય અદૃશ્ય બળોને સંતોષવા માટે આવી માન્યતામાંથી મંત્રો, યંત્રો અને ક્રિયાવિધિઓના ઉદ્‌ભવ થયો. રોગને મટાડવા માટે, કૃપા પ્રાપ્ત કરવા માટે, દુશ્મનને નુકસાન કરવા માટે, વશીકરણ કરવા માટે કે બીજો કોઈ આશય સિદ્ધ કરવા માટે સામાન્ય ઇલાજો અસરકારક ન નીવડે ત્યારે ઉપરના જાદુઈ ઇલાજો અજમાવવામાં આવતા. જેવી રીતે અમુક પ્રતીકમાં અમુક ગુણોનું આરોપણ કરવામાં આવતુ તેમ આમાં કોઈ કુદરતી પદાર્થ, કોઈ આકૃતિ, કોઈ કાંકરા, હાડકાના કટકા,

અમુક પંખીના પીંછા અથવા આવી કોઈ નાની ચીજ પોતાની પાસે રાખવાથી ઇષ્ટની પ્રાપ્તિ થાય છે તથા અનિષ્ટની નિવૃત્તિ થાય છે એવી માન્યતા પ્રચલિત બની હતી. શામન સંપ્રદાય આજે પણ ઉત્તર અમેરિકાના એસ્કીમોમાં, ઉત્તર એશિયામાં તથા પ્રશાંત મહાસાગર અને આફ્રિકાના પ્રદેશોમાં ફેલાયેલો છે. વિશાળ વિસ્તાર પર ફેલાયેલ આ સંપ્રદાયમાં પણ આવું જાદુનું સ્વરૂપ રહેલું છે. આ શામન લોકોમાં કેટલાક જ્યારે દૈવી ખુમારીમાં આવી જાય છે ત્યારે એમનામાં કોઈ આત્માનો પ્રવેશ થાય છે, કોઈ અસામાન્ય માનસિક શક્તિઓ પ્રવેશે છે ત્યારે તેમનામાં રોગીને સાજા કરવાની શક્તિઓ પ્રગટે છે, ગૂઢ રહસ્યો જાણવાની શક્તિ તથા જાદુઈ શક્તિઓ પ્રગટ થાય છે એમ માનવામાં આવે છે. ડો. જે. જી ફ્રેઝરના શબ્દોમાં કહીએ તો જાદુરૂપી મૂળ પદાર્થમાંથી બનતા સુધી ધર્મનો વિકાસ થયો છે. આશયોને સિદ્ધ કરવામાં જ્યાં જાદુ નિષ્ફળ ગયો ત્યાં આવા આશયોને સિદ્ધ કરવા પ્રાચીન સમયના માનવીઓનું મન ધાર્મિક ઉપાસનાઓ તરફ વળ્યું.

જાદુ ધર્મની અગાઉ નથી આવ્યો પણ ધર્મની સાથે આવ્યો છે. આજે ઉપાસનાના સ્વરૂપોમાં તથા માનવજાતિના મુખ્ય ધર્મોના ક્રિયાકાંડોમાં જાદુ જોવા મળતો નથી પરંતુ આવા ધર્મોના સ્થાપકોના જીવનમાં તથા એમના ઉપદેશોમાં તથા આવા ધર્મોના મૂળમાં આ જાદુનું તત્ત્વ વણાઈ ગયેલું જોવામાં આવશે. ભગવાન બુદ્ધે અસામાન્ય સિદ્ધિઓનો ઉપયોગ કરવા સામે કડક ચેતવણી આપી હતી છતાં એમણે કબૂલ કર્યું હતું કે આવી જાદુઈ સિદ્ધિઓ છે ખરી તથા વધુ ઊંડી અંતરદૃષ્ટિ કેળવનારનાં આવી સિદ્ધિઓનો વિકાસ થઈ શકે છે. ભગવાન બુદ્ધને જ્ઞાન પ્રાપ્ત થયું અને પહેલી જ વાર તેઓ પોતાના રાજ્યમાં પાછા ફર્યા ત્યારે તેમણે પણ આવી જાદુઈ સિદ્ધિઓ બતાવવી પડી હતી એવી એક પ્રણાલિકાગત કથા છે. આ સિદ્ધિઓ એ દૈવી સ્વરૂપ પામેલો જાદુ જ છે. યોગમાં જે આઠ પ્રકારની સિદ્ધિઓ છે તે માત્ર જાદુઈ કરામતોનાં વિકાસ પામેલા સ્વરૂપો જ છે. શામન લોકોની જાદુઈ સિદ્ધિઓ જેવી જ સિદ્ધિઓ સુધરેલા સમાજમાં પણ અમુક વ્યક્તિના શરીરમાં આવેલા કોઈ આત્માની સહાયથી અથવા દિવ્ય શક્તિથી થાય છે તે બતાવવામાં પણ આવે છે. ધાર્મિક વૃત્તિ ધરાવતા એવા કેટલા માનવીઓ છે કે જેઓ કોઈપણ જાતના ખરાબ આશય, ઐહિક કે આધ્યાત્મિક આશય સિદ્ધ કરવાની દાનત રાખ્યા સિવાય કેવળ માન અને ભક્તિથી પોતાના ઇષ્ટદેવની ઉપાસના કરતા હોય? સાંસારિક પ્રવૃત્તિઓમાં સફળતા માટે, પીડાઓમાંથી મુક્ત થવા માટે, પરમાત્માની ખાસ કૃપાથી અસાધ્ય રોગમાં સાજા થવા માટે અથવા આશ્ચર્યજનક રીતે પરમાત્મા વચ્ચે પડી સહાય કરે તો તે માટે મોટા ભાગના મનુષ્યો શું પરમાત્મા કે પોતાના ઇષ્ટ દેવ સમક્ષ ધાર્મિક વ્રતો તથા પ્રાર્થના એમને સંતોષવા અને પ્રસન્ન કરવા માટે શું નથી

કરતા? જાદુ તથા આશ્ચર્યજનક ઘટનાઓ સિવાયનો ધર્મ ક્યારેય અસ્તિત્વ ધરાવતો ન હતો. જાદુમંતર, મેલી વિદ્યો, હાણુ ફેંકવા, મૂઠ મારવી, જાદુઈ ગોળામાં મૃતાત્માઓ દર્શાવવા, આગાહી કરવી એવા જાદુના તથા તમામ દૈવી સ્વરૂપોનું મૂળ અને ધાર્મિક ખ્યાલ જેમાંથી જન્મે છે એમ બંનેયનું મૂળ એક જ છે.

શરૂઆતના અણઘડ સ્વરૂપો ધરાવતા ધર્મો તથા પ્રતીકો અને નિશાનીઓની પૂજા કરવાની પદ્ધતિઓ વચ્ચે સ્પષ્ટ સમાનતા છે – પછી ભલે આવા આદિકાળના માનવીઓ એકબીજાથી ઘણે દૂર રહેતા હોય – અને એમને અલગ રાખનારા વચમાં અવરોધો હોય. પરંતુ આ બધા પરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે જ કે માનવીનો હૃદયની અંદરનો આશય તો લગભગ સમાન જ હોય છે માત્ર પરિસ્થિતિની વિવિધતાને લીધે તથા આવી વિવિધ જાતિઓના માનવીઓના મનની વિકાસની સ્થિતિમાં વિવિધતા હોવાને લીધે આમાં ફેરફારો જોવા મળે છે. સુમેર, ઇજિપ્ત, કેલ્ડીઆ, બેબીલોન, ક્રીટ તથા સિન્ધુ નદીની ખીણની અદૃશ્ય થયેલી સંસ્કૃતિઓમાં આવા જાદુમંત્રની ક્રિયાવિધિઓ, ધાર્મિક ખ્યાલો તથા ક્રિયાકાંડોમાં પ્રાથમિક કક્ષા પછીનો વિકાસ જોવા મળે છે. ત્યારબાદ ઇતિહાસમાં જેમની નોંધ કરવામાં આવી છે એવા પયગંબરો, ઉદ્ધારકો તથા ઋષિમુનિઓના ઉપદેશો વળી આ સમય પછીનો નોંધપાત્ર વિકાસ દર્શાવે છે પરંતુ ઊંડું નિરીક્ષણ કરતાં સ્પષ્ટ જણાય છે કે આ સર્વમાં એક સામાન્ય ખ્યાલનું વહેણ વહી રહ્યું છે આના પરથી સ્પષ્ટ જણાય છે કે માનવીમાં ધાર્મિક ખ્યાલનો વિકાસ જોઈ શકાય એવી પ્રક્રિયા એકસરખી રીતે શરૂઆતના યુગોથી આજસુધી ચાલી રહેલ છે આનો સાર એવો છે કે હાલના ધર્મોના અનુયાયીઓ જેઓ એમ માને છે કે માત્ર પોતાના જ ધર્મના ઉપદેશોમાં જ અંતિમ કલ્યાણ રહેલું છે તથા ધાર્મિક સત્યો વિશે માનવીએ એ સિવાય કંઇ જ શીખવાનું નથી તેઓ ધાર્મિક આવેગના કુદરતી વિકાસનો સામનો કરવાનું વલણ ધરાવે છે.

ધર્મ વિશે બીજા પણ કેટલાક ખ્યાલો છે. હેગલ ધર્મને આત્માની કાયમી તથા સ્વતંત્ર પ્રવૃત્તિ ગણે છે તથા ફિલસૂફી પછી તેનું અગત્યનું સ્થાન ગણાવે છે. કેન્ટના મત અનુસાર ધર્મ એટલે આપણી તમામ ફરજોને દૈવી આજ્ઞા સમજવી તે. નીતિ અને ધર્મ એક છે એમ પણ મનાવી શકાય તેમ નથી, કારણ કે ધર્મના પણ સ્વરૂપો વિવિધ છે. નીતિ સાથે ધર્મનો ગાઢ સંબંધ છે, શું કરવા જેવું છે. શું કરવા જેવું નથી તેની સાથે ગાઢ સંબંધ છે પણ નીતિ અને ધર્મ એક જ તો નથી જ. જંગલી જાતિઓમાં જેમને આપણે "દૈવી આજ્ઞાઓ" ગણીએ છીએ એને પરિણામે ભયંકર રીતે માનવીઓના બલિદાનો પણ દેવાયા છે. આવા કૃત્યોને કલ્પનાને ગમે તેટલી લંબાવીએ તો પણ નીતિમાં ગણાવી શકાય નહી–પછી ભલે

આવા હિંસક યજ્ઞો તથા બીજા અત્યાચારો તરફ લઈ જનાર મનનું વલણ ધાર્મિક હોય. રૂડોલ્ફ ઓટોના મત અનુસાર ધર્મનું મૂળ માનવીની વૃત્તિમાં રહેલું છે. અર્થાત્ ધર્મમાં આપણે ડરથી કે બીકથી નહી પણ કોઈ દૈવી વૃત્તિને પરિણામે 'અગમ્ય'ને માન આપીએ છીએ. કંઇક વિચિત્ર, વિસ્મયકારક તથા ગૂઢ જણાય એનાથી જે ઉત્તેજના થાય એને પરિણામે શરૂઆતમાં આવી જે માનની લાગણી જન્મે છે એમાંથી તેઓ ધર્મનો ઉદ્દય થયો હોવાનું માને છે. આવી મનની લાગણીમાં ગૂઢતાની ભાવના ભળે છે જે કદી સાચા ધર્મમાં ગેરહાજર હોતી નથી.

ધર્મના ઉદ્‌ભવ માટે ગમે તે સ્પષ્ટીકરણ કરવામાં આવે તો પણ એ બાબતમાં બે મત નથી કે મનની આ લાગણી, આવેગ કે વલણ વ્યક્તિઓમાં એકસરખી રીતે વહેંચાયેલ નથી પણ એની તીવ્રતામાં ભારે ફેરફાર જોવામાં આવે છે. કયારેક આવા ધાર્મિક લોકો સંસારમાં પૂરેપૂરા અટવાઈ જાય છે અથવા કયારેક સંસારથી સદંતર વિમુખ થઈ જાય છે. એમ જ કયારેક લાગે છે કે જાણે એમનામાં આવી લાગણીનો સદંતર લોપ જ થયો છે. આપણી આસપાસ આપણે આવા બંને ય પ્રકારના માનવીઓ જોઇએ છીએ. એવા કેટલાક માનવીઓ છે કે જેમનામાં ધાર્મિક ભાવના અત્યંત પ્રબળ સ્વરૂપમાં જોવા મળે છે અને આવી તીવ્ર ધાર્મિક ભાવનાને સંતોષવા માટે તેઓ દરેક વસ્તુનો ત્યાગ કરતાં જરાય અચકાતા નથી તો બીજી તરફ એવા માનવીઓ પણ હોય છે કે દિવ્ય, ધાર્મિક કે પવિત્ર બાબતોની જેમના પર કશી જ અસર થતી નથી. આમાંના પ્રથમ પ્રકારના સંગીન પુરાવા આપણને તમામ મહાન ઉદ્ધારકો, પયગંબરો, ગૂઢ જ્ઞાનીઓ, ઋષિમુનિઓ તથા આવી મહિલાઓના જીવનમાંથી મળી રહે છે. આધ્યાત્મિક તથા દૈવી અશક્ય સિદ્ધ કરવા માટે એમનામાં તીવ્ર આવેગ હોય છે. આને પરિણામે તેઓ એવા ભારે બલિદાન આપે છે, એટલું સહન કરે છે, એવા શૌર્ય અને હિંમતભર્યાં કાર્યો કરે છે, એવી ઉદારતા તથા પરોપકાર કરે છે કે માનવપ્રવૃત્તિના બીજા કોઈ ક્ષેત્રમાં ભાગ્યે જ એવું જોવામાં આવે. આમાંના ઘણાએ પોતે પસંદ કરેલા માર્ગ પરથી જરાય ડગ્યા કે અચકાયા સિવાય મૃત્યુ અને શહીદી તથા ભયંકર શારીરિક ત્રાસ પણ સહન કર્યો છે. કોઈ સર્વશક્તિશાળી સત્તા અથવા પરમાત્માએ–સામાન્ય માનવીના સંકલ્પ તથા પસંદગીથી પર એવી સત્તાએ એમને આદેશ આપ્યો હોય એવી રીતે એમણે આવો કપરો પંથ અપનાવ્યો છે.

અમુક ધર્મના અથવા તમામ આધુનિક ધર્મો અને સંપ્રદાયોના અનુયાયીઓની આધ્યાત્મિક ઝંખના સંતોષવા માટે સચોટ સાધન તરીકે ધર્મ ગ્રંથોમાંના આદેશો, વિધિઓ તથા ક્રિયાકાંડો ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવે તે ધર્મના અનુભવનો યોગ્ય અભ્યાસ કરવાનો સાચો માર્ગ નથી, પરંતુ સાચો માર્ગ અત્યંત પ્રાચીન સમયથી વર્તમાન સમય સુધી ધાર્મિક આવેગ કેવા

સ્વરૂપે વ્યક્ત થયો છે એના પર ધ્યાન કેન્દ્રિત કરવાનો છે. આવો અભ્યાસ સફળ રીતે કરવો હોય તો, આવો ધાર્મિક આવેગ જેમનામાં પૂરેપૂરો વ્યક્ત થયો હોય એવા માનવીઓની માનસિક સ્થિતિ, વર્તન તથા ઉદ્ગારોની પરીક્ષા કરવી જોઇએ.

કમનસીબે હાલ દુનિયા પરસ્પરવિરોધી એવા બે સ્પષ્ટ વર્ગોમાં વહેંચાઇ ગઇ છે. આમાંનો શ્રદ્ધાળુ વર્ગ પોતાના ધર્મની માન્યતાઓ અને સિદ્ધાન્તોમાં ઊંડો વિશ્વાસ ધરાવે છે જ્યારે બીજો અશ્રદ્ધાળુ વર્ગ આવી માન્યતાઓમાં રહેલા સત્ય તથા તથ્યનો જરાય મચક આપ્યા સિવાય ઇનકાર કરે છે. પરિણામે આ સમગ્ર મુદ્દો વિવાદાસ્પદ બન્યો છે અને ધર્મને માત્ર વ્યક્તિની પસંદગી તથા અભિપ્રાયની બાબત ગણવામાં આવેલ છે. તથા મનની કોઈ અનિવાર્ય પ્રવૃત્તિ અથવા અંતરાત્માની કોઇ ઊંડી ઝંખનાને બદલે માત્ર કોઈ શોખનો વિષય કે ઘેલછા જ ગણી કાઢવામાં આવે છે. આને માટે શંકાવાદીઓ જેટલી જ જવાબદારી શ્રદ્ધાવાદીઓની છે. આનું સાદું કારણ એ છે કે તેઓ પોતાના ધર્મના સ્થાપકો અને ઋષિમુનિઓની આસપાસ અલૌકિક ચમત્કારો અને દૈવીપણાની પૂર્વભૂમિકા રચે છે અને તેને પરિણામે આવા અસામાન્ય માનવીઓને સામાન્ય હાડચામના બનેલા માનવીઓ નહીં પણ કોઈ દૈવી તત્ત્વમાંથી ઘડાયેલા ગણાવવામાં આવે છે. આમ આપણા જેવા જ માનવીઓમાં જેઓ કોઇ ખાસ અસામાન્ય સિદ્ધિઓ ધરાવતા હોય તેવા માનવીઓને દૈવી ગણવામાં આવ્યા આપણી અને એમની વચ્ચે તફાવત માત્ર એટલો છે કે દૈવી અનુભ। માટે એમનામાં પારાવાર ઝંખના હોય છે તથા સમગ્ર જીવન દરમિયાન તેઓ કોઇ ગૂઢ અવસ્થામાં રહે છે. પરિણામે ઘણીવાર તેઓ સાંસારિક સુખોનો ત્યાગ પણ કરે છે. માનવીના બીજા કોઇ અનુભવ કરતાં આવા આધ્યાત્મિક અનુભવોમાં માનવજાતિની એકતા સાધવા માટે તથા તેનો પુનરુદ્ધાર કરવા માટે જે ભવ્ય શક્યતાઓ રહેલી છે એને આવા અસામાન્ય માનવીઓના આવા વલણથી નુકસાન પહોંચે છે.

ધાર્મિક અનુભવની અસંખ્ય બાજુઓને આવરી લઇ શકે એવું સ્પષ્ટીકરણ કરવામાં કોઇ વૈજ્ઞાનિક કે શ્રદ્ધાળુ માનવી સફળ થયો નથી તે આના ઉપરથી સહેલાઇથી સમજાય છે. સ્પષ્ટીકરણ કરવા માટે બે પ્રકારના પ્રયત્નો મુખ્યત્વે થયા છે. આવા અનુભવનું વર્ણન એટલી બધી વિદ્વત્તાભરી રીતે થાય છે કે વાંચીને કે સાંભળીને સામાન્ય માનવી ઊલટો વધુ ગૂંચવાય છે જે હકીકતો મળી હોય એમની બુદ્ધિપૂર્વક તપાસ થાય એ બીજો માર્ગ છે. સત્યને પામવા માટે આ બંનેય પદ્ધતિઓ અસંતોષજનક છે: ધર્મમાંથી ઊઠતી સમસ્યાને સાચી રીતે સમજવા માટે સમજાવનારને પોતાને આવો અનુભવ થયો હોય તે જરૂરી છે.

જીવવિજ્ઞાન, જીવરસાયણવિજ્ઞાન તથા માનસશાસ્ત્ર જેવી જ્ઞાનની વિવિધ શાખાઓમાં અભ્યાસમાં પ્રયોગોને મહત્ત્વનું સ્થાન આપવામાં આવે છે પણ આટલી

જ કે આથી વધુ અગત્ય ધરાવતા ધર્મના ક્ષેત્રને લેભાગુઓ, માથાફોડિયાઓ તથા દંભીઓ માટે—એમના લાભ અને આનંદ માટે ખુલ્લુ મૂકી દેવામાં આવ્યું છે.

આપણે ક્યારનાય એવા સાર ઉપર આવી ગયા છીએ કે મનુષ્યમાં ધાર્મિક ભાવના શા માટે હોય છે એનું ગમે તે સ્પષ્ટીકરણ કરવામાં આવે પણ જેઓ ઊંચા આધ્યાત્મિક શિખરો સર કરી શક્યા છે તથા તેને પરિણામે પ્રેરણા પામેલા પયગંબરો તથા દિવ્ય પ્રકાશ પામેલા ઋષિમુનિઓ બન્યા છે એમનામાં જીવનની શરૂઆતથી જ આવી સ્પષ્ટ ધાર્મિક ભાવના હતી અથવા જીવનમાં અમુક સમયે તેમણે આવી ભાવના વિકસાવી હતી એ બાબતમાં જરાય શંકા હોઇ શકે નહીં.

અનધિકાર ચેષ્ટા કરનાર અથવા દંભી એવા કોઇપણ માનવીએ અન્ય સિદ્ધ મહાપુરુષોની માફક ઉચ્ચ આધ્યાત્મિક શિખરો સર કર્યાં નથી. ધાર્મિક અનુભવની બનાવટ કરનાર અથવા ધાર્મિક અનુભવનો અભિનય કરનાર માનવી વધુમાં વધુ તો જંતરમંતર કરનાર અથવા જાદુગર તરીકે જ કોઇને ઈર્ષા ન આવે એવી ખ્યાતિ પામ્યા છે. પૃથ્વીના પ્રત્યેક ભાગમાં આવી આધ્યાત્મિક સાધના કરી સિદ્ધિ પામનારાઓ પવિત્રતા તથા ઉદારતા માટે જે ખ્યાતિ પ્રાપ્ત કરે છે એવી ખ્યાતિ મનુષ્યોના બીજા કોઈ વર્ગને મળતી નથી.

સર્વોચ્ચ કક્ષાના પયગંબરો, ગૂઢ જ્ઞાનીઓ ઋષિમુનિઓ તથા દ્રષ્ટાઓ જેઓ ખ્રિસ્તી, મુસ્લિમ, હિંદુ, બૌદ્ધ, તાઓવાદી કે પારસીઓમાં થઈ ગયા છે એમની સંખ્યા સેંકડોની છે. એ સર્વનો અભ્યાસ કરતાં જણાય છે કે એ સર્વમાં વિવિધ પ્રમાણમાં ઇન્દ્રિયાતીત ગુણો હતા. તટસ્થ દૃષ્ટિએ જોઇએ તો આવા પ્રતિભાશાળી ધાર્મિક અગ્રણીઓમાં આવી વધુ ઊંચી માનસિક શક્તિઓનું આવું અસામાન્ય સંયોજન અત્યંત મહત્ત્વનું છે અને એનો સાર માત્ર એટલો જ છે કે ધાર્મિક આવેગ ન સમજાય તેવી રીતે આવે છે પરંતુ એને પરિણામે આવો આવેગ અનુભવનાર વ્યક્તિનું વ્યક્તિત્વ આપણે સામાન્ય રીતે સ્વીકારેલા આપણા વ્યક્તિત્વનાં ધોરણો કરતાં અલગ હોય છે અને તે અત્યંત ઉચ્ચ કક્ષાનું હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો આનો અર્થ એ થાય છે કે ધાર્મિક આવેગ જ્યારે સ્પષ્ટ અને શક્તિશાળી સ્વરૂપમાં વ્યક્ત થાય ત્યારે માનવી ચેતનાની વધુ ઉચ્ચ અવસ્થા અનુભવે છે, માનસિક રીતે વધુ દક્ષ બને છે, ઉચ્ચ નૈતિક ખ્યાલ ધરાવે છે તથા અસામાન્ય માનસિક સિદ્ધિઓ તેનામાં જણાય છે.

માનસશાસ્ત્રી યુંગે લખેલ, 'ઇન્ટ્રોડક્શન ટુ ઝેન બુદ્ધિઝમ' નામના પુસ્તકની પ્રસ્તાવનામાં લખેલ નીચેનો ફકરો અમારા કથનને સ્પષ્ટ કરી જાય છે : " એવો વાંધો ઉઠાવી શકાય કે ચેતના પોતે બદલાઈ છે—જાણે કે કોઇએ એક પુસ્તકનું પાનું બદલ્યું અને હવે એ જ આંખોથી એને ત્યાં જુદું જ ચિત્ર જણાયું. મને લાગે

છે કે આ સ્પષ્ટીકરણ બરાબર નથી કારણ કે તે હકીકતો સાથે સુસંગત નથી. હકીકત એ છે કે પુસ્તકના લખાણમાં જેનું વર્ણન કરવામાં આવ્યું છે તે જુદું ચિત્ર કે પદાર્થ નથી પણ માત્ર અનુભવમાં ફેરફાર થયો છે. આવો ફેરફાર ઘણીવાર મનમાં અચાનક આંચકા સાથે થતી પ્રવૃત્તિથી પણ થાય છે. એક ચિત્ર ભુંસાઈ જાય અને એને સ્થાને બીજુ ચિત્ર આવે એ તો દરરોજની ઘટના છે પણ એમાં જુદા અનુભવનો એકેય ગુણ નથી. કંઈક જુદી જ બાબત જોવામાં આવી હોય એવું નથી પણ એ જ દૃશ્યને જુદી રીતે જોવામાં આવ્યું છે. એમાં જાણે કે દૃષ્ટાની દૃષ્ટિનો વિસ્તાર વધ્યો છે. ગુરુ પ્રશ્ન કરે છેઃ "તમને ઝરણાનો મર્મરધ્વનિ સંભળાય છે?" ગુરુ અહીં જે સાંભળવાની ક્રિયાનો ઉલ્લેખ કરે છે એ સાંભળવાનું સાવ જુદા જ પ્રકારનું છે. ચેતના તે અમુક પ્રકારનું દર્શન છે. આવા દર્શનની માફક તેને પણ અમુક શરતો અને મર્યાદાઓ લાગુ પડે છે. દા. ત. તમે વિવિધ કક્ષાએ, સંકુચિત કે વિશાળ ક્ષેત્રમાં વધુ પ્રમાણમાં સપાટી પર કે ઊંડાણમાં ચેતના અનુભવી શકો. આવા અનુભવમાં જે પ્રમાણનો ભેદ હોય છે તે પ્રકારનો પણ ભેદ હોય છે, કારણ કે સમગ્ર રીતે એમનો આધાર વ્યકિતત્વના વિકાસ પર રહેલો હોય છે, વિષયનું દર્શન કેવી રીતે કરવામાં આવે છે તેના પર રહે છે"

યુંગ ચેતનાનું પરિવર્તન થાય એ કબુલ રાખે છે પણ આ સમસ્યાનું તે જે રીતે નિરાકરણ કરે છે એમાં આ પરિવર્તનના કારણને સમજાવવામાં આવ્યું નથી. કોઇપણ ધાર્મિક અનુભવને સમજાવતી વખતે તે સુષુપ્ત મનને કારણરૂપ ગણાવે છે. એણે શોધી કાઢેલી આ જાદુઈ ચાવી ફેરવવાથી ગૂઢ અનુભવનું કોઇપણ તાળું ઉઘાડી શકાય તેમ તે માને છે. સાચા કિસ્સાઓમાં ચેતનાનું પરિવર્તન સુષુપ્ત મનમાં સંગ્રહાયેલા વિચારોથી થતું નથી તથા આદિકાળના જંગલી માનવીથી આધુનિક બુદ્ધિશાળી માનવીની સામૂહાયિક ચેતનાથી પણ આવું પરિવર્તન થતું નથી પણ એક પ્રકારની એવી જાગૃતિથી થાય છે કે સ્થળકાળની મર્યાદાને પેલે પાર જઈ લોકોત્તર જ્ઞાન, અગમ્યનું જ્ઞાન તથા પયગંબરોને થતી સ્ફુરણા રૂપે વ્યકત થાય છે. આમ શાથી બને છે તે માનસશાસ્ત્ર સમજાવી શકે તેમ નથી. ચેતનાનો આવો અનુભવ કેવલ આત્મલક્ષી નથી પરંતુ બુદ્ધિની કાર્યદક્ષતા વધે, મનની અસામાન્ય સિદ્ધિ પ્રગટ થાય અથવા નૈતિક ઉત્થાન થાય ત્યારે આવો અનુભવ થાય છે અને એને પરિણામે માનવીના જીવનના મૂળ સુધી અસર થાય છે અને એને પરિણામે એક સામાન્ય બૌદ્ધિક શક્તિ ધરાવતા તથા અસામાન્ય બૌદ્ધિક શકિત ધરાવતા માનવી વચ્ચે જે ભેદ જણાય છે એવો ભેદ સામાન્ય માનવી અને આવો દિવ્ય અનુભવ કરનાર વચ્ચે જણાય છે સામાન્ય અને અસામાન્ય બુદ્ધિમત્તા ધરાવનાર મનુષ્યો વચ્ચે ભેદ હોય તે આપણે કબૂલ રાખીએ

છીએ પણ એક અસામાન્ય બુદ્ધિશાળી મનુષ્ય અને દિવ્ય અનુભવ કરનાર એનાથી ય અતિ અસામાન્ય બુદ્ધિ ધરાવનાર મનુષ્ય વચ્ચેનો ભેદ કબૂલ રાખવા આપણે તૈયાર થતા નથી તે ખરેખર વિચિત્ર છે.

આમ શા માટે બને છે એનો સંતોષજનક જવાબ કોઈ પણ આધુનિક વિજ્ઞાન પાસેથી મળી શકતો ન હોવાથી આ સમસ્યાનું નિરાકરણ કરવા માટે આપણને આ વિષયના પ્રાચીન ગ્રંથો તરફ વળવું પડે છે. જ્યારે આપણે આ પ્રમાણે કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે પરિવર્તન, પરસ્પર સ્વરૂપપરિવર્તન બદલી નાખવાની ક્રિયા, એકમાંથી બીજું બનવાની ક્રિયા તથા પુનર્જન્મ એ સર્વને ભૂતકાળમાં લગભગ તમામ ધર્મોએ તથા સૂક્ષ્મ વિદ્યાના સિદ્ધાંતોએ સંપૂર્ણ રીતે માન્ય રાખેલ છે. દરેક ધર્મ તથા સૂક્ષ્મ વિદ્યાના સંપ્રદાય પાસે આવું પરિવર્તન કરવા માટે શારીરિક અને માનસિક સાધનાની પોતાની પદ્ધતિ હોવા છતાં તેઓની વચ્ચે જે પરિવર્તન કરવામાં આવે છે તેના સ્વરૂપ વિશે એકસરખી માન્યતા નથી. આજે ભાગ્યે જ કોઈ એમ કબૂલ કરવા તૈયાર થાય છે કે શરીરમાં કોઈ એવું નિયમિત મનોદૈહિક તંત્ર છે કે જેની સહાયથી દિવ્યતા તથા ચૈતન્યના વધુ ઊંચા સ્તરોને પહોંચી શકાય. વિદ્વાન ઉપરાંત સામાન્ય માનવી માટે પણ ધાર્મિક અનુભવ કેવળ સ્વાનુભવ–આત્મલક્ષી અનુભવ છે–પરંતુ એના પરિણામો બહારથી જોઈ શકાય છે. આ બાબતમાં વિલિયમ જેમ્સની નીચેની ટીકા ખાસ રસદાયક જણાશેઃ

" જ્યારે ચોક્કસ બૌદ્ધિક તત્ત્વ શ્રદ્ધાની અવસ્થા સાથે સંકળાયેલ હોય ત્યારે માન્યતા ઉપર તેની ન ભુંસાય તેવી છાપ પડે છે. ધાર્મિક વૃત્તિ ધરાવનારા મનુષ્યોના સંપ્રદાયો વચ્ચે ભારે ભેદ હોવા છતાં તેઓ ધર્મની નાનામાં નાની વિગતને પણ તીવ્ર વફાદારીથી શા માટે વળગી રહે છે તે આના પરથી સમજાઈ જશે. સંપ્રદાય અને શ્રદ્ધાની અવસ્થા એ બંને મળીને ધર્મ બને છે અને એમને માત્ર સ્વાનુભવ જ ગણીએ તથા એમાં રહેલા સત્યના સવાલની અવગણના કરીએ તો કર્મ તથા સહનશીલતા પર એમની અસામાન્ય અસર થતી હોવાથી આપણને એમને માનવજાતિની અગત્યની ચૈતન્યની ક્રિયા તરીકે માનવાની ફરજ પડે છે. એમનાથી જે ઉત્તેજના થાય છે તથા અશુભ વૃત્તિઓ સાવ શમી જાય છે એ ક્રિયા એવી પ્રબળ છે કે પ્રાધ્યાપક લ્યુબા એક લેખમાં આગળ વધીને એમ કહે છે કે માનવીઓ જ્યાં સુધી પોતાના ભગવાનનો ઉપયોગ કરી શકે છે ત્યાં સુધી ભગવાન કોણ છે અથવા ભગવાન છે કે નહીં એની તેમને ભાગ્યે જ કંઈ પડી હોય છે. લ્યુબા કહે છે કે આ સત્યને આવી રીતે સમજાવી શકાય. ઈશ્વર અજ્ઞાત છે. ઈશ્વર અગમ્ય છે; ઈશ્વરનો ઉપયોગ થાય છે–ક્યારેક પોષણ આપનાર તરીકે, ક્યારેક નૈતિક ટેકો આપનાર તરીકે, ક્યારેક મિત્ર તરીકે અને ક્યારેક પ્રેમના પાત્ર

તરીકે. ભગવાન પોતે પોતાને ઉપયોગી તરીકે સાબિત કરે તો ધાર્મિક વૃત્તિ ધરાવનારા માનવીઓ એથી વધુ કશાની માગણી કરતા નથી. ઇશ્વર ખરેખર અસ્તિત્વ ધરાવે છે? તે કેવી રીતે અસ્તિત્વ ધરાવે છે? તે કોણ છે? ધર્મનો અંતિમ આશય પરમાત્માને સમજવાનો નહીં પણ આયુષ્ય, દીર્ઘ આયુષ્ય, વધુ વિશાળ, વધુ સમૃદ્ધ તથા વધુ સંતોષજનક જીવન પ્રાપ્ત કરવાનો છે. વિકાસના પ્રત્યેક સ્તર ઉપર જીવન પ્રત્યેનો પ્રેમ ધાર્મિક ભાવનામાં હોય છે. આવા સ્વાનુભવની દૃષ્ટિએ જોઈએ તો ધર્મને ટીકાકારોની ટીકાઓમાંથી બચાવી શકાય. આમ એ હકીકત સમજી શકાય છે કે ધર્મ માત્ર કાળની સામે ટકી રહેલ કોઈ જૂનવાણી બાબત નથી. એમાં બુદ્ધિગમ્ય તત્ત્વ હોય કે નહીં, ધર્મ સાચો હોય કે નહીં, પણ એણે કાયમી કામગીરી બજાવવાની જ છે." (લોંગમેન્સ ગ્રીન, ન્યુ યોર્ક, ૧૯૦૩.)

મનુષ્યો પરમાત્માનો ઉપયોગ કરતા નથી પણ સાચી હકીકત એ છે કે પરમાત્મા માત્ર પોતાને જ ખબર હોય એવા કોઈ આશય માટે મનુષ્યોનો ઉપયોગ કરે છે. આપણા જીવનના કારણરૂપ એવા પરમાત્મા ઉપર આપણે શા માટે આટલો બધો આધાર રાખીએ છીએ તે આપણે જાણીએ છીએ આપણે શા માટે જીવીએ છીએ તે આપણે જાણીએ છીએ? આપણે એ જો જાણતા ન હોઇએ તો સર્જનના અગોચર રહસ્ય પ્રત્યેનું આપણું વલણ વધુ માન દર્શાવવાનુ તથા બુદ્ધિપ્રધાન મનુષ્યો તરીકેના આપણા દરજ્જાને અનુરૂપ હોવું જોઇએ. વિરાટ ચેતના જેને પરમાત્મા કહી શકાય તે આપણને ઊંચે ખેંચે છે અને આમ કરવા માટે તે કુંડલિનીના મનોદૈહિક પ્રવાહ દ્વારા આવી કામગીરી બજાવે છે. તમામ કક્ષાના ધાર્મિક પ્રવૃત્તિ ધરાવનારા માનવીઓ પરમાત્મા પર આધાર રાખવાનું જે વલણ ધરાવે છે એના ઊંડાણમાં આ પ્રક્રિયા રહેલી છે. આપણાં મન આદતના જોરે જે વિચાર કરે છે એનાં મૂળ જેમાંથી આપણી તમામ દૈવી વૃત્તિઓ જન્મે છે એ અદૃશ્ય ઉદ્ગમસ્થાનમાં જ હોવાં જોઇએ. પરમાત્મા પ્રત્યે ભક્તો દ્વારા પ્રેમ રાખવામાં આવે તો પરમાત્મા પણ પ્રેમનો બદલો વાળી આપે છે અને ભક્ત જેવી રીતે ભગવાનને ભેટવા ઇચ્છે છે એવી જ રીતે ભગવાન પણ ભક્તને ભેટવા ઇચ્છે છે—આવા ખ્યાલો તમામ દેશોમાં ગૂઢ જ્ઞાનીઓએ ઘણીવાર દર્શાવ્યા છે ઇશ્વર અસ્તિત્વ ધરાવે છે તથા માનવીના મનની અનેક આશાઓ તથા ભયો સાથે તે ગાઢ રીતે સંકળાયેલ છે એવો જે ખ્યાલ પ્રચલિત છે એ જ દૃઢ રીતે દર્શાવે છે કે ધર્મ માનવીની ચેતના તથા મનની રચના સાથે અવિયોજ્ય રીતે સંકળાયેલ છે

રોગોની ચિકિત્સા કરવા માટે જે શસ્ત્રક્રિયા કરવામાં આવે છે અથવા ઔષધ આપવામાં આવે છે એની સફળતાનો આધાર જીવના મનુષ્યના માંસમાં રહેલા કોઇ

એવા ગુણ પર, એવી ચેતના પર રહેલો છે કે જેને પરિણામે શસ્ત્રક્રિયાથી પડેલા ખાડા ભરાઈ જાય છે અને ઘા રૂઝાઇ જાય છે, હોજરીમાં તથા રક્તપ્રવાહમાં જે રસાયણો (દવા કે ઇન્જેક્શનથી) ઉમેરવામાં આવે છે એમની યોગ્ય અસર થાય છે. જો શરીરમાં આવી ચેતના ન હોય તો શસ્ત્રક્રિયા કરવાથી માનવીનું મોત જ નીપજે અને રોગ ઉપર દવાની કશી જ અસર થાય નહી. તમામ ધાર્મિક તથા સૂક્ષ્મ પ્રકારની સાધનાઓમાં પણ મૂળમાં આ જ નિયમ લાગુ પડે છે અને તેની અસર વત્તાઓછા પ્રમાણમાં થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો ધાર્મિક અનુભવ માટે જરૂરી એવી માનસિક તથા શારીરિક પરિસ્થિતિનું નિર્માણ કરવા માટે આવા પ્રયત્નોની કુદરતી અસર થાય તે માટે જો શરીરમાં કશી શક્યતા ન હોય તો આવા સાહસમાં સફળતા પ્રાપ્ત કરવા માટે ગમે તેટલો ભારે પુરુષાર્થ કરવામાં આવે છતાં તેમાં જરાય સફળતા મળે નહી. શરીર અને મન એટલા બધાં ગાઢ રીતે સંકળાયેલા છે કે એકમાં ફેરફાર થાય તેની અસર બીજામાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે થાય છે જ. એટલે મનમાં કોઇપણ પ્રકારનો ફેરફાર થાય તે માટે દા. ત. સમાધિમાં જવા માંટે અથવા અસામાન્ય સૂક્ષ્મ શક્તિઓ વિકસાવવા માટે કોઇપણ પ્રકારની સાધના કરવામાં આવે તો એની એ પ્રમાણે શરીર પર અસર થયા વિના રહે જ નહીં. ચેતનાની વધુ ઊંચી અવસ્થાના વિકાસ માટે અથવા લોકોત્તર સૂક્ષ્મ શક્તિઓના આવિષ્કાર માટે માનવ શરીર અનિવાર્ય છે એનો ઇનકાર કરવામાં આવે તો આવા અનુભવની જે પરલક્ષી—બાહ્ય—વાસ્તવિક સત્યતા તેનો ઇનકાર કરવા બરાબર છે.

જેઓ ધર્મમાં અને ધાર્મિક અનુભવોની સત્યતામાં માનતા હોય એમણે એમ પણ માનવું જ પડશે કે માનવ શરીરમાં રહેલી શક્યતાને પરિણામે માનવીમાં જન્મથી જ કોઈ દૈવી શક્તિ પણ હોય છે. આવી શક્તિ જો સુષુપ્ત અવસ્થામાં હોય તો તેને સાધનાથી વિકસાવી શકાય છે અને ક્યારેક જીવનના પાછલા ભાગમાં આપોઆપ જ આવી દિવ્ય શક્તિ જાગ્રત થાય છે. આવી ત્રણેય અવસ્થામાં આ દિવ્ય શક્તિ કેવી રીતે વ્યક્ત થાય છે એનું કોઈ બુદ્ધિગમ્ય કારણ હાલ આપણે જાણતા નથી માનવીની સામાન્ય ચેતનાના આવિષ્કાર માટે સૂક્ષ્મ તંત્ર ધરાવતા શરીરની આવશ્યકતા હોય તો પણ ચેતનાના વધુ ઉચ્ચ પ્રાદુર્ભાવ માટે ઉચ્ચ પરિસ્થિતિ નિર્માણ કરવાની બાબતની ઉપેક્ષા કેવી રીતે કરી શકાય? પરંતુ આપણે આવી દૃષ્ટિએ વિચારતા નથી કારણ કે આપણે સામાન્ય મનુષ્યના શરીરને તથા સામાન્ય મનુષ્યની ચેતનાને પરમાત્માએ સર્જીને અંતિમ વિકાસ સુધી પહોંચાડી દીધેલ છે એમ માનીએ છીએ આત્મવંચનામાંથી ઊભો થયેલો આ ખોટો ખ્યાલ છે. જેઓ ધર્મમાં માનતા નથી તેઓ આ વિષયની ટીકા કરીને કહી શકે છે કે ધર્મ એ વહેમી મનમાંથી થયેલી રચના છે, પૂજારીઓએ ધર્મની રચના

કરી છે—ઇત્યાદિ. પરંતુ જેઓ ધર્મમાં માને છે તેમણે પોતાની ધાર્મિક શ્રદ્ધા માટે બુદ્ધિગમ્ય પાયો શોધવાની જવાબદારી અદા કરવાની જ છે. તેઓ એમ કહી ન શકે કે ધાર્મિક અનુભવ કોઇ ફાવે ત્યારે તેમને જ આવો અનુભવ થાય છે, મનની અમુક વિશેષતા ધરાવનારને જ આવો અનુભવ થાય છે. શરીરમાં ચેતનાની રચનાને આની સાથે કોઈ સંબંધ નથી, આવો અનુભવ મનુષ્યના મનની ઉપપેદાશ છે. આવો અનુભવ અકસ્માત જ થાય છે અને દરેક મનનાં ઊંડાણમાં આવું વલણ હોતુ નથી.

ધાર્મિક પ્રયત્નો અને સૂક્ષ્મ પ્રકારની સાધનાઓથી મનની એક એવી અવસ્થાનું નિર્માણ થાય છે કે જેમાં શરીર પર કશી અસર ન થાય એવી રીતે ગૂઢ અનુભવ શક્ય બને છે—એમ કહેવું જેટલું સાચુ છે તેટલું જ સાચું એ પણ હોઈ શકે કે પરમાત્માને પ્રસન્ન કરવા માટે દેહદમન કરવાથી પણ સંત આવું દિવ્ય દર્શન કરી શકે છે. આવા સ્પષ્ટીકરણથી આ સમસ્યાના નિરાકરણમાં સહાય થતી નથી પણ એથી વિરુદ્ધ આ સમસ્યા વધુ ગૂંચવણભરી તથા વધુ મુશ્કેલ બની જાય છે. આધ્યાત્મિક સાધનાથી મનના સામાન્ય વલણને કેવી રીતે બદલી શકાય તથા તેના દ્વારા તદ્દન રહસ્યમય અસામાન્ય અનુભવ કરવા એને શક્તિશાળી બનાવી શકાય? ધાર્મિક ભાવના માટે શા માટે સંત જેવાં લક્ષણો હોવા જોઇએ, શા માટે એમાં ઘણીવાર ભારે દેહદમન તથા ત્યાગની ઝંખના જાગે છે? આવી એક સમસ્યાનું નિરાકરણ કરવા માટે બીજી સમસ્યાનો ઉપયોગ કરવો તે આવી અગત્યની બાબતમાં બેવકૂફીની હદ જ ગણાય, કારણ કે એમાંથી જે વિષવર્તુલ ઊભું થાય છે એને પરિણામે આ સમસ્યાના હાર્દ સુધી કદી પહોંચી શકાય તેમ નથી. આનું કારણ એ છે કે આપણે જે ધર્મમાં ઊછર્યાં હોઇએ એ ધર્મને અમુક પયગંબર, ઋષિ અથવા અને પયગંબરો તથા ઋષિઓના વારસારૂપે માનીએ છીએ પરંતુ આપણે ભાગ્યે જ એમ માનીએ છીએ કે ધર્મ માનવીના મનની જન્મ સાથે જોડાયેલી ઝંખના છે અને આપણી બીજી ઝંખનાઓની માફક જ આ ઝંખના પણ શરીર અને મનના તંત્ર આધાર રાખે છે. પરિણામે આપણે ધર્મ સાથે સંકળાયેલા આવા તમામ અનુભવોના મૂળ સુધી પહોંચવામાં દયાજનક રીતે નિષ્ફળ જઇએ છીએ અને એક ધારણા પરથી બીજી ખોટી ધારણા પર ઊતરી પડીએ છીએ અને એનું પરિણામ એ આવે છે કે આપણે આ સમસ્યાના સાચા નિરાકરણ સુધી પહોંચી શકતા નથી.

આપણે જો એમ માનતા હોઇએ કે યોગ અથવા સાધનાની બીજી પદ્ધતિઓ દ્વારા ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા સુધી પહોંચી શકાય તેમ છે, અસામાન્ય માનસિક દર્શન થાય છે તો આપણે માનવું પડશે કે આપણા શરીરમાં શક્તિનું એવું કોઇક તંત્ર છે કે જેના પર આવી સાધનાની અસર થાય છે, નવી સૂક્ષ્મ શક્તિઓ

વિકસે છે, નવી સૂક્ષ્મ શક્તિઓ બહાર આવે છે અથવા અસામાન્ય માનસિક અવસ્થાઓનો વિકાસ થાય છે. આ ચેતનાનું તત્ત્વ શરીરમાં સામાન્ય વલણરૂપે વ્યક્ત થઈ શકે છે અથવા પોતાની સામાન્ય પ્રવૃત્તિ દ્વારા અથવા અમુક પ્રકારની માનસિક અને શારીરિક સાધના દ્વારા ઉત્તેજન કરીને માનવીના મનને ચેતનાની વધુ ઊંચી અવસ્થા તરફ દોરી જવા કુદરતે યોજેલા કોઈ નિયમિત તંત્ર તરીકે અથવા મગજ અને મેરુદંડના તંત્રમાં મૂળ સ્વભાવરૂપે હોય છે. ધાર્મિક આવેગ અથવા આવા આવેગથી માનવી જેના તરફ જવલ્લે જ જાય છે તે ઇન્દ્રિયાતીત અવસ્થાનું મૂળ મનની કોઈ અસામાન્ય અવસ્થામાં હોઇ શકે કારણ કે એનો આવિષ્કાર એકસરખા પ્રકારનો હોતો નથી અને તેથી એનો વિકાસ કરવા માટે કોઇ શારીરિક સાધનાની જરૂર પડતી નથી. ધાર્મિક અથવા અસામાન્ય માનસિક અનુભવ થાય છે એને બુદ્ધિપૂર્વક સમજાવવા માત્ર એટલું જ કહી શકાય કે મન અને શરીરના સંયોજનમાં પણ કોઇ એવું તંત્ર કામ કરી રહ્યું છે કે જે ધાર્મિક આવેગોની પાછળ રહેલ છે અને એને પરિણામે કેટલાક અનુભવો થાય છે. દિવ્ય પ્રકાશ પામેલા આવા સ્ત્રીપુરુષોએ ઇતિહાસમાં જે અસામાન્ય પરાક્રમો કર્યા છે એને માટે આ સિવાય બીજું કોઇ કારણ રજૂ કરી શકાય તેમ નથી. આવા સ્ત્રીપુરુષોએ લાખો માનવીઓના જીવન અને વિચારોનો માર્ગ બદલી નાખ્યો છે અને આજે પણ તેઓ આધુનિક જગતના ઇતિહાસને પ્રબળ રીતે આકાર આપી રહ્યા છે.

યોગ અથવા આધ્યાત્મિક સાધનાની કોઈ પણ પદ્ધતિ સફળ થાય ત્યારે એવી ઊંચી અવસ્થાઓમાં લઇ જાય છે કે જે સામાન્ય જીવનમાં પ્રાપ્ત કરી શકાતી નથી. સામાન્ય રીતે માનવામાં આવે છે કે વિચારો અથવા શ્વાસને રોકવાથી આવી અવસ્થા પ્રાપ્ત થાય છે પણ એ ખોટું છે. આવું પરિવર્તન માનવીના મગજનું પરિવર્તન કરીને થઇ શકે. પણ આ બાબતમાં હજી સુધી વિચારણા કરવામાં આવી નથી. આવા પરિવર્તન માટે જરૂરી તંત્ર શરીરમાં છે જ. શરૂઆતના ક્રમમાં અથવા જ્યાં કાયમી પરિવર્તન શક્ય ન હોય ત્યાં વચમાં વચમાં સરળતા તથા જાગૃતિથી પર એવી સમાધિનો અનુભવ યોગીઓને થાય છે તથા ગૂઢ જ્ઞાનીઓને મસ્તી અને ખુમારીનો અનુભવ થાય છે પરંતુ જ્યારે કાયમી પરિવર્તન થાય છે ત્યારે માનવી જીવનમુક્ત થાય છે, વિરાટ ચેતના અનુભવી તે યોગી બને છે અથવા દિવ્ય પ્રકાશ પામેલ મુનિ બને છે. આવા દરેક અનુભવમાં પરિવર્તનનો આધાર કુંડલિનીની જાગૃતિ ઉપર રહે છે. કોઈ દઢનિશ્ચયી સાધકે લાંબા સમય સુધી ધ્યાન અને પ્રાણાયામની સાધના કરી હોય તો એમના કેટલાકની કુંડલિની જાગૃત પણ થાય છે. બીજા કેટલાક સાધકો સુષુપ્તિ જેવી જડ સ્થિતિમાં—અત્યંત ઠંડીમાં પ્રાણીઓ જેવી લાંબા સમયની નિદ્રા જેવી જડ અવસ્થામાં ચાલ્યા જાય છે તેવી અવસ્થામાં ચાલ્યા જાય છે, લગભગ ચેતનહીન અવસ્થામાં ચાલ્યા જાય છે, એમની

ઇન્દ્રિયો નિષ્ક્રિય બની જાય છે, તેઓ પોતે જ પોતાની ઉપર કરેલા હિપ્નોટીઝમની અસર નીચે ય આવી જાય છે. એમનો શ્વાસ અત્યંત મંદ પડી જાય છે, શરીર ખોટું પડી જાય છે, મિથ્યા આભાસ કરાવતાં દશ્યો દેખાય છે પરંતુ કઠિન સાધના કરતાં હજારો સાધકોમાંથી બહુ જ ઓછા સાધકોને આમાં સફળતા મળે છે. બાકીઓને ગણનાપાત્ર સફળતા મળતી નથી. હઠયોગની અત્યંત કઠિન સાધના કર્યા પછી પણ બહુ જ ઓછા સાધકોમાં કુંડલિની જાગૃત થાય છે પરંતુ જ્યારે મગજનું પરિવર્તન થાય છે તથા વિરાટ ચેતનાની અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે જ આ કુંડલિની શક્તિ સહસ્રાર ચક્રમાં પહોંચે છે અને ત્યાં કાયમ રહે છે. પણ આવું તો જવલ્લે જ બનતું હોય છે.

મેરુદંડને એક છેડે જનનતંત્ર આવેલું છે તથા બીજે છેડે મગજનો ગુફા જેવો ભાગ આવેલ છે. એમાં માનવશરીરના પ્રાણનું મોટું પ્રમાણ રહે છે આ પ્રાણશક્તિ એક જીવનરસાયન છે અને તે અત્યંત સૂક્ષ્મ તથા વેગવાન પ્રવાહી જેવું છે. સંભવ છે કે એના મૂળ શરીરના અણુપરમાણુઓની પણ અંદર છે. અત્યંત પ્રાચીન સમયથી એવી માન્યતા છે કે યોગદ્વારા આત્મસાક્ષાત્કાર થઈ શકે છે. આનો અર્થ એ થાય છે કે સાધકને પ્રાણના અસ્તિત્વમાં શ્રદ્ધા છે કારણ કે મગજને સર્વોચ્ચ અવસ્થામાં લાવવા તથા ઉચ્ચ સ્તરના દર્શન માટે તેને યોગ્ય બનાવવા પ્રાણનો ઉપયોગ કરી શકાય એવા ખ્યાલ ઉપર યોગની રચના થઈ છે. યોગના પ્રત્યેક પ્રકારમાં ધ્યાનની તથા પ્રાણ પર નિયમન કરવાની પદ્ધતિ હોય છે પરંતુ એ સર્વનો પ્રથમ આશય પ્રાણ ઉપર અસર કરવાનો છે. શારીરિક ક્રિયાઓના નિષ્ણાતો આનાથી અજ્ઞાત હોય છે એ હકીકત અગત્યની નથી, કારણ કે તેઓને અત્યાર સુધી વિટામિનો વિશે પણ જ્ઞાન ન હતું. આ અત્યંત સૂક્ષ્મ પ્રાણતત્ત્વને શોધી કાઢવા માટે વિજ્ઞાન હજી સૂક્ષ્મ સાધનો વિકસાવી શક્યું ન હોય તો એનો અર્થ એ નથી કે પ્રાણતત્ત્વ છે જ નહીં. અંતિમ સત્‌નું સ્વરૂપ કેવું છે એ વિશે ઇન્દ્રિયાતીત જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જે વિવિધ પદ્ધતિઓ અપનાવાય છે એમની ઉપયોગિતા વિશે યોગીઓમાં પણ મતભેદ છે. પરંતુ વધુ ઊંચી ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરવા માટે કોઈ પણ સાહસમાં સફળતાનો આધાર માત્ર પ્રાણ ઉપર જ છે એ બાબતમાં તેમની વચ્ચે મતભેદ નથી. વેદના સમયથી તે વર્તમાન સમય સુધી–આશરે ચાર હજાર વર્ષના સમય દરમિયાન ભારતમાં યોગીઓ તથા આત્મનિષ્ઠ સાધકોની પેઢીઓ પછી આવેલી પેઢીઓ દરમિયાન મુક્તિના સાધન તરીકે પ્રાણ અસ્તિત્વ ધરાવે છે તે સ્વીકારવામાં આવ્યું છે એ સહુએ જે સંગીન પુરાવો આપ્યો છે તેને આપણે હળવાશથી દૂર કરી શકીએ નહીં.

મગજ અને મેરુદંડના આ તંત્રના નીચેના છેડે જનન અવયવો આવેલા છે. મગજ અને મેરુદંડનું આ તંત્ર વિકાસશીલ તંત્ર તરીકે જે રીતે કામગીરી બજાવે

છે તે પ્રકૃતિની કુશળતા તથા કરકસરનું એક અત્યંત નોંધપાત્ર ઉદાહરણ છે. સમગ્ર શરીરમાં જ્ઞાનતંતુઓની વિશાળ જાળગૂંથણી આવેલી છે અને તે પ્રત્યેક રોમ, શરીરના છિદ્રો, માંસ તથા અસ્થિના પ્રત્યેક કોષ, સ્નાયુના પ્રત્યેક તાંતણા તથા અંદરના અને બહારના પ્રત્યેક અવયવના નાનામાં નાના ભાગ સુધી વ્યાપેલ છે. આ ઉપરાંત આ જ્ઞાનતંતુઓ શરીરમાં સંદેશાઓ લાવવા તથા લઈ જવાની અત્યંત સૂક્ષ્મ અને જટિલ કામગીરી બજાવે છે. આ ઉપરાંત માનવીને વર્તમાન બૌદ્ધિક કક્ષાએ પહોંચાડનાર વિકાસકારી સ્પંદનોનું પણ તે વહન કરે છે. હાલ પણ આ સ્પંદનો મગજનો એવી રીતે વિકાસ કરી રહેલ છે કે જેથી ઊંચા પ્રકારનું જ્ઞાન થાય અર્થાત્ ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત થાય. એકવાર જો સમજમાં આવી જાય તો પ્રકૃતિના તમામ અન્ય સાધનોની માફક આ પદ્ધતિ પણ અત્યંત સાદી છે. પણ જ્યાં સુધી આ પદ્ધતિ સમજાય નહીં ત્યાં સુધી જીવનના અન્ય રહસ્યોની માફક તે અત્યંત ગૂંચવણભરેલી, જટિલ તથા લગભગ અગમ્ય જ જણાય છે. આમ લખવાનો આશય જ્ઞાનતંતુઓની આશ્ચર્યજનક પરંતુ અત્યાર સુધી શંકાથી પર રહેલી પ્રવૃત્તિ પ્રત્યે ધ્યાન દોરવાનો છે. અહીં જે આલેખન કરવામાં આવ્યું છે તે અંગત અનુભવનું જે ચોક્કસ દર્શન કરવામાં આવ્યું તે શબ્દશઃ રજૂ કરવામાં આવ્યું છે એની સાથે ચોક્કસ તટસ્થ પુરાવાઓ પણ રજૂ કરવામાં આવ્યા છે. બીજા ગ્રંથમાં યોગ્ય સ્થળે આનો ઉલ્લેખ કરવામાં આવશે. પરંતુ આ પૂરતું નથી. અમને જે અનુભવ થયો છે એને સમર્થન તંત્રો, હઠયોગના ગ્રંથો, ઉપનિષદો, પુરાણો, બૌદ્ધ ધર્મગ્રંથો તથા ભારતના અન્ય પવિત્ર ગ્રંથોમાં કુંડલિની વિશે જે વિશાળ સાહિત્ય છે તેમાં જે આલેખન છે તેના પરથી મળી રહે છે. તદુપરાંત ભારતના તાજેતરના ઇતિહાસમાં છેલ્લા એક હજારથી ય વધુ વર્ષ દરમ્યાન વિવિધ સમયે થઈ ગયેલા કેટલાય પ્રખ્યાત યોગી સંતોની જે કથાઓ છે તથા ઉદ્ગારો છે એના પરથી પણ અમારા આ અનુભવને સમર્થન મળી રહે છે.

આધુનિક શારીરિક ક્રિયાના વિજ્ઞાનના શબ્દોમાં કહીએ તો વિકાસના તથા જનનના ક્ષેત્રમાં જ્ઞાનતંતુઓના તંત્રની પ્રવૃત્તિ દરમિયાન જ્ઞાનતંતુઓની આસપાસના મજ્જાતંતુઓમાંથી અત્યંત સૂક્ષ્મ પરંતુ અત્યંત શક્તિશાળી એવુ સારભૂત તત્ત્વ જે પ્રાણશક્તિ તરીકે ઓળખાય છે તે અલગ કરવામાં આવે છે અને તે અસંખ્ય જ્ઞાનતંતુઓના માર્ગે થઈને કરોડરજ્જુ તથા મગજમાં પહોંચે છે અહીં આ પ્રાણશક્તિનો અત્યંત સલામત રીતે સંચય થાય છે. આ પ્રાણશક્તિનો થોડો ભાગ ઊભરાઈને જ્ઞાનતંતુઓના કેન્દ્રોમાં ચક્રોમાં તથા જ્ઞાનતંતુઓના ગૂંછળામાં જાય છે. સામાન્ય સ્ત્રીપુરુષોમાં આ પ્રાણશક્તિ જનન અવયવોમાં જઈ ત્યાં તે જનન માટે જરૂરી એવા બીજ કોષો તૈયાર કરે છે. પુરુષના શુક્રાણુમાં તથા સ્ત્રીના સ્ત્રીબીજમાં આ પ્રાણશક્તિનું સત્ત્વ હોવાથી જેન્સ દ્વારા વારસાગત ગુણોનું પણ સંક્રમણ થાય

છે અને જનનના કોષના પ્રત્યેક અણુપરમાણુમાં આ પ્રાણશક્તિ વ્યાપેલી હોય છે.

કરોડરજ્જુના ઉપરના છેડેથી પ્રાણશક્તિનો સૂક્ષ્મ પ્રવાહ મગજમાં જાય છે અને તે શરીરતંત્રમાં સતત ચાલતી વિકાસ ક્રિયામાં બળતણ તરીકે કામગીરી બજાવે છે. આ પ્રવાહના માપમાં જે ફેરફાર હોય તે પ્રમાણે વ્યક્તિની બુદ્ધિ તથા કલા પ્રત્યેની અભિરુચિનો વિકાસ થાય છે. અત્યંત બુદ્ધિશાળી માનવીઓમાં પ્રાણશક્તિનો આ પ્રવાહ પ્રમાણમાં વધુ વિશાળ હોય છે. મગજના કયા ભાગમાં આ પ્રાણશક્તિનું સિંચન થાય છે એના પરથી માનવીની બુદ્ધિ કયા ક્ષેત્રમાં તેજસ્વી બનશે તે નિશ્ચિત થાય છે. સિદ્ધ યોગીના શરીરમાં જ્ઞાનતંતુઓમાંથી જે પ્રાણશક્તિના સત્વને અલગ પાડવામાં આવે તેનો-અગાઉ જે જનન કાર્યમાં ઉપયોગ થતો હતો તેને બદલે મગજને વધુ જાગૃત કરવા માટે તેનો ઉપયોગ થાય છે અને એને પરિણામે ચેતનામાં પરિવર્તન થાય છે. જે શિદ્ધ યોગીના સહસ્રાર ચક્રમાં કુંડલિની શક્તિ કાયમી વાસ કરે છે એમનું સમગ્ર શરીર–શરીરમાંના તમામ મહત્વનાં અવયવો જ્ઞાનતંતુઓના તંત્રની આ પ્રક્રિયામાં ભાગ લે છે. જેઓ અમુક અમુક સમયે દિવ્ય ખુમારી અનુભવે છે અને સમાધિમાં ક્યારેક જતા હોય કે ન જતા હોય ત્યારે જ્ઞાનતંતુઓના તંત્રની આ અસામાન્ય પ્રવૃત્તિ અમુક અમુક સમયે અમુક અમુક સમય માટે થાય છે એને પરિણામે થોડા સમય માટે પણ વધુ ઊંચા સ્તર પરની ચેતનાનો આવિષ્કાર થાય છે.

૮

# યોગ દ્વારા શારીરિક ક્રિયાઓમાં થતું પરિવર્તન

કુંડલિની તરીકે ઓળખાતી દૈવી શક્તિ કેવી રીતે પ્રવૃત્તિ કરે છે તથા કુંડલિનીને જાગૃત કરવા માટે પ્રાચીન સમયથી કઇ પદ્ધતિઓ યોજવામાં આવી છે એનું વર્ણન કરવા અગાઉ એક મુદ્દા પર ટૂંકમાં ધ્યાન દોરવાની જરૂર છે. માનવીને ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થાઓ તરફ દોરી જવા માટે પ્રકૃતિએ માનવીઓમાં કુંડલિનીને એક કુદરતી સાધન તરીકે રાખેલ હોય તો આવી કુંડલિની શક્તિને જાગૃત કર્યા સિવાય તથા શરીરમાં આવી શક્તિ છે એનું જ્ઞાન પણ ધરાવ્યા સિવાય યોગના અન્ય સંપ્રદાયોના અનુયાયીઓ તથા અન્ય ધર્મોના અનુયાયીઓ કેવી રીતે આ શક્તિને જાગૃત કરી શકે છે? જો મનુષ્યના શરીરમાં શક્તિનું આવું કેન્દ્ર હોય તો શરીરના નાનામાં નાના ભાગને પણ ખૂણેખૂણામાં જાણનાર આધુનિક શરીરવૈજ્ઞાનિકોના ધ્યાનબહાર આ શક્તિકેન્દ્ર શા માટે રહી ગયું? કુંડલિની શક્તિને જાગૃત કરવા માટે તો આ તંત્ર વિશેનું જ્ઞાન ભારતમાં પણ શા માટે અત્યન્ત ઓછું છે અને શા માટે આવી શક્તિ જાગૃત કરવામાં સફળ થતા સાધકોની સંખ્યા નહિવત્ શા માટે છે?

બીજો પણ એક અગત્યનો મુદ્દો છે. કોઇ પણ પ્રકારના યોગ દ્વારા અથવા કોઈ પણ પ્રકારની આધ્યાત્મિક સાધનાથી જે અનુભવ થાય છે તેનું ઉદ્‌ભવસ્થાન કુંડલિની હોવાથી હઠયોગીઓ અને તાંત્રિકોની માફક રાજયોગ, ભક્તિયોગ તથા

ક્રમયોગ દ્વારા આવી ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરનાર સિદ્ધ યોગીઓ તથા ગૂઢ જ્ઞાનીઓ આ ગૂઢ શક્તિનું કેન્દ્ર ક્યાં છે તે શા માટે શોધી શક્યા નથી ?

આ મુદ્દાઓ આપણા વિષય સાથે સંબંધ ધરાવે છે અને પરોક્ષ રીતે આપણે રજૂ કરેલી માન્યતાને સમર્થન આપે છે. આપણે એવા સાર ઉપર આવ્યા છીએ કે ધર્મને જો પયગંબરોઅને ઋષિમુનિઓનું એક કૃત્રિમ સર્જન નહીં પરંતુ માનવીના મનનો એક સહજ ગુણ બનવા દેવો હોય તો એનો સ્વતંત્ર પાયો માનવીના મનમાં હોવો જોઇએ તથા એને માટે પૂરક બને એવું ચેતનાનું તંત્ર પણ હોવું જોઇએ. આવા મનોદૈહિક તંત્રની હાજરીનો અનુભવ કરવાનો એકમાત્ર માર્ગ એ છે કે તેણે જે આશય સિદ્ધ કરવાનો છે તે માટે સપાટી પરની ચેતનામાં જાગૃતિ ઉત્પન્ન કરવી શરૂઆતના ક્રમમાં આવી જાગૃતિ કોઈ ગૂઢ સ્પંદન કે ઇચ્છાના સ્વરૂપમાં હોઈ શકે અને ઘણીવાર શરૂઆતમાં ઘણીવાર અવ્યવસ્થિત રીતે પણ આગળ વધતી હોય છે. નાનાં બાળકો જાતીય આવેગનો અર્થ સમજે તે અગાઉ અચોક્કસ જાતીય ચેનચાળા કરતા હોય છે તેના જેવુ આ છે. આદિકાળના માનવીમાં નિશાનીઓ, પ્રતીકો, જન્મ તથા મૃત્યુના ક્રિયાકાંડ, સજીવારોપણ વગેરેથી ગૂઢ અનુભવ પામવાના માનવીના પ્રયાસોના સ્પંદનો શરૂ થયા તથા વિવિધ આત્માઓ, ભૂતપ્રેત, પ્રાણીઓ તથા કુદરતી પદાર્થોની પૂજામાં આ પ્રયાસોનો વિકાસ થયો અને એમાંથી અલૌકિક તથા સ્વર્ગના દેવો અને દેવતાઓની સ્તુતિ થવા લાગી તથા એક સર્વવ્યાપી પરમાત્માની પૂજા શરૂ થઇ. આ બધુ આપણે અગાઉ વિગતવાર જોઇ ગયા છીએ.

યુગો દરમિયાન માનવીએ જે વિકાસ સિદ્ધ કર્યો તેની પ્રક્રિયા દરમિયાન કોઇપણ એક સમયે એવા વિશિષ્ટ પ્રકારના સ્ત્રી–પુરુષો પણ જન્મ્યા હશે કે જેમને આપણે ગૂઢ જ્ઞાનીઓ, આત્માઓને પોતાના શરીરમાં બોલાવનારાઓ સૂક્ષ્મ સંવેદના અનુભવનારાઓ તથા અસામાન્ય માનસિક સિદ્ધિઓ ધરાવનારાઓ તરીકે ઓળખીએ છીએ. બીજી બધી રીતે આવા મનુષ્યોનો માનસિક વિકાસ અન્ય માનવીઓ જેવો જ હોય છે. આવા માનવીઓ જેઓ બીજા માનવીઓ કરતાં જરા વધુ બુદ્ધિશાળી તથા હોશિયાર હશે એમણે પ્રાચીન પયગંબરોની માફક આગેવાની લીધી હશે અને આવા સત્તાધારી આગેવાનો તરીકે જિજ્ઞાસુ સમૂદાયને સંતોષવા માટે પોતાના જ જેવી શક્તિ પ્રાપ્ત કરવા માટે અમુક સાધનાની પદ્ધતિ નિશ્ચિત કરી આપી હશે. શરૂઆતના યુગોથી આવી અસામાન્ય સિદ્ધિ ધરાવતા માનવીઓનો ઉદ્ભવ થયો છે એનાથી આપણને જરાયે આશ્ચર્ય થવું ન જોઇએ, પરંતુ આવા માનવીઓના ઉદ્ભવને અત્યંત સ્વાભાવિક માનવો જોઇએ. આજની માફક એ સમયે પણ વિવિધ માનવીઓની માનસિક કક્ષા, શારીરિક વિકાસ તથા ભાવનાત્મક સ્થિતિ અલગ અલગ પ્રકારની હોવાથી એમાંથી કેટલાક માનવીઓ

અમુક વિશેષ પ્રકારના ગુણો ધરાવતા પણ બન્યા હશે. દા. ત. અલ્પવિકસિત લોકોમાં આપણે હાલ પણ જોઈ શકીએ છીએ કે અમુક માનવી ચિકિત્સાનું ખાસ જ્ઞાન ધરાવતો હોય છે જ્યારે બાકીના મનુષ્યો હજી હજારો વર્ષથી ચાલ્યા આવતા ધાર્મિક રીતરીવાજો તથા ક્રિયાકાંડમાં જ મગ્ન હોય છે. આવા આદિવાસીઓમાં આવા વિશિષ્ટ માનવીઓમાં આજેય જાદુઈ ઈલાજો કરનારા, ભુવા તથા જેમના શરીરમાં કોઈ દેવ દેવી આવતા હોય એવાઓનો સમાવેશ થાય છે.

કેટલાક મનુષ્યોમાં એવી અલૌકિક સૂક્ષ્મ શક્તિઓ વિકાસ પામે છે કે જેને માટે કોઈ કારણ જાણી શકાતું નથી. દા. ત. દૂરના સ્થળે રહેલા માનવી વિશે જાણવું, ગૂઢ બાબતો જાણવી, ગૂઢ બાબતો શોધી કાઢવી અને મનની અસામાન્ય સ્થિતિ દર્શાવવી. આવી સિદ્ધિઓ માત્ર આકસ્મિક જ ગણાવી ન શકાય, કારણ કે સિદ્ધિઓ અત્યંત ચોક્કસ હોય છે તથા અત્યંત પ્રાચીન સમયથી આવા અનુભવો એવા નિરંતર થતા રહે છે કે આવી ઘટનાઓ અકસ્માત બની જાય છે એમ કહેવું તે અણસમજ દર્શાવે છે. આવી ઘટના અકસ્માત બને છે એવી માન્યતા દૂર રાખીએ તો આપણે એટલું તો માનવું જ પડશે કે માનવીમાં એવી કોઈ અસામાન્ય સિદ્ધિ હોવાનો સંભવ છે કે જેને આપણે જાણતા નથી અને આ યુગમાં પણ માત્ર બહુ જ થોડા માનવીઓમાં આવી સિદ્ધિઓ જોવામાં આવે છે. આ કથનનો સાર એ છે કે માનવીના મનની અમુક પ્રવૃત્તિ હજીપણ અગમ્ય છે તથા મગજમાં ક્યાંક એવો પ્રદેશ છે કે જે આવી અસામાન્ય શકિતઓનું કેન્દ્ર છે–કુંડલિનીનું કેન્દ્ર છે. મનની આવી અસામાન્ય શકિત ધરાવનારા માનવીઓ શરૂઆતથી જ માનવસમાજ માટે અત્યંત મહત્ત્વના છે અને એવો પૂરતો સંભવ છે કે પ્રકૃતિએ સૂક્ષ્મ, ગૂઢ અને અલૌકિક બાબતમાં રસ ઉત્પન્ન કરવા ઉપરાંત અને આવો રસ ઘટવાનો ભય ઊભો થાય ત્યાં ત્યાં રસને પુનઃ જાગૃત કરવા માટે જ આ કુંડલિની શકિતનું નિર્માણ કર્યું હશે. સંભવ છે કે પતંજલિ મુનિએ પોતાના યોગશાસ્ત્રમાં આવા માનવીઓ માટે જ કહ્યું હશે કે કેટલાકને જન્મથી જ સિદ્ધિ મળેલી હોય છે. પોતાના સમયના માનવીઓમાં જે ધાર્મિક ભાવના હોય તેનો ઉપયોગ કરીને તેમણે તેનામાં ભારે ઉત્સાહ જાગૃત કર્યો હશે તથા ધાર્મિક બાબતોમાં જોરદાર આવેગ પેદા કર્યો હશે. આવો ઉત્સાહ તથા આવેગ આદિકાળના માનવીઓમાં જોઈ શકાય છે. ત્યાર પછીના યુગોમાં આવો ઉત્સાહ મંદ પડયો હશે તથા વધુ પવિત્ર સ્વરૂપનો બન્યો હશે. ઋષિમુનિઓ અને સંતોએ તે જાગૃત રાખ્યો હશે આવી અસામાન્ય સિદ્ધિઓ ધરાવતા માનવીઓ એ સમયના સમાજમાં ભુવાજતિ, જોષીભુવા તથા ચિકિત્સકો તરીકે જાણીતા થયા હશે. આજના બુદ્ધિપ્રધાન યુગમાં પણ પૂર્વ તથા પશ્ચિમના દેશોમાં અસંખ્ય માનવીઓ એમનામાં ઊંડો રસ ધરાવે છે જેથી અગમ્ય તથા અલૌકિક એવા પરમ તત્ત્વ વિશેની પોતાની જિજ્ઞાસા સંતોષી શકાય.

આવી ગૂઢ શક્તિ ધરાવનારા, આદિકાળના જ્ઞાનીઓ ભારે સત્તા ધરાવતા હતા તથા તે ઉપરાંત એમનામાં આ વિષયની જિજ્ઞાસા તથા અભિરુચિ પણ હતી. આજની માફક એ સમયે પણ એમની પાસેથી આવી ગૂઢ વિદ્યા શીખવા માટે સાહસિક માનવીઓને પ્રેરણા મળતી હતી આની પાછળનો એમનો આશય અલૌકિક બળો વિશેના જ્ઞાનની પોતાની તૃષા છીપાવવાનો તથા પોતાને માટે આવા બળોનો ઉપયોગ કરવાનો હતો. આને માટે અસામાન્ય સિદ્ધિ ધરવતા માનવીઓના મનની જે સ્થિતિ હોય એવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સાધના અને પદ્ધતિની તેમણે શોધ કરી હશે. આવી શોધમાં આવી અસામાન્ય માનસિક સ્થિતિ ધરાવનાર માનવીઓએ પોતાના દરજ્જા તથા પ્રતિષ્ઠાને જાળવી રાખવા માટે ગુરુઓનો પાઠ ભજવ્યો હશે પણ આવો પાઠ હંમેશા પ્રામાણિકતાથી ભજવ્યો નહીં હોય. આને પરિણામે વિચિત્ર, વિસ્મય પમાડે એવી, ઘૃણા ઉપજાવે તેવી સાધનાઓ, કઠક તપશ્ચર્યા, ધાર્મિક વ્રતનિયમો ઇત્યાદિ આદિકાળના માનવીઓમાં પ્રચલિત બન્યા હશે. એ સમયનો માનવી જેવી પાશવી વૃત્તિ ધરાવતો હતો એવું જ પાશવી આ બાબતમાં એનું વર્તન હતું. આમ બનવું સ્વાભાવિક હતું કારણ કે આદિકાળના માનવી એક બાબતમાં દેવદૂત જેવા હોય તથા બીજી બાબતમાં રાક્ષસ જેવા હોય તે સાવ અકુદરતી ગણાય.

આવી જે વિવિધ પ્રકારની સાધનાઓ અને ક્રિયાકાંડ મોટા પ્રમાણમાં એકઠા થઈ ગયા હતા એમાં યુગે યુગે સુધારા થતા રહ્યા અને બીજા લોકો તથા જાતિઓ સાથે સંપર્ક વધતો ગયો તેમ તેમ ફેરફારો તથા સુધારા થતા રહ્યા અને અલૌકિક સિદ્ધિઓ ધરાવતા મહાનુભાવોએ સંસ્કૃતિનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ આવી સાધનાને વધુ ને વધુ શુદ્ધ બનાવી પયગંબરો, ઋષિમુનિઓ તથા દૃષ્ટાઓએ અણઘડ ગણાતા ભુવાજતિનું સ્થાન લીધું પરંતુ જે માનવજૂથો સાગર, રણો, પર્વતો વગેરેને લીધે અલગ પડી ગયા હતા એમનામાં આવી જૂની સાધનાઓની પદ્ધતિ અત્યાર સુધી ચાલુ રહી.

યુગો દરમિયાન સ્વાભાવિક રીતે ચેતનમય એવી આ કુંડલિનીની પ્રવૃત્તિને પરિણામે આવી તમામ પદ્ધતિઓ અને સાધનાઓ અસ્તિત્વમાં આવી અને જેમનામાં કુદરતી રીતે કુંડલિની શક્તિ જાગૃત હતી અથવા પ્રાથમિક સ્વરૂપમાં વિકાસ પામેલી હતી એમણે આવી પદ્ધતિઓ અને સાધનાઓમાં વખતોવખત સુધારા કર્યા. આના ઉપરથી આપણા ખ્યાલને સમર્થન મળે છે કે કુંડલિની વિશેના કશાપણ જ્ઞાન સિવાય અથવા હઠયોગની જરાય સાધના કર્યા સિવાય બીજા ધર્મોના અનુયાયીઓ અથવા હઠયોગ સિવાયના યોગના અન્ય પ્રકારોના સાધકોમાંથી પણ કેટલાકને આવી પદ્ધતિઓથી સફળતા મળી છે મનુષ્યમાં ધાર્મિક ભાવનાની શરૂઆત થઈ ત્યારથી તમામ ધર્મોની સાધનાઓમાં તથા ક્રિયાકાંડોમાં મૂળમાં તો

કુંડલિનીનો જ પ્રભાવ રહેલો છે અને આવી ભાવના બીજી કોઈ રીતે કે બીજા કોઈ સાધનથી જાગૃત થઈ નથી.

બીજા મુદ્દા બાબતમાં એટલું કહેવું પૂરતું થઈ પડશે કે કુંડલિનીની જાગૃતિ માટે વિકાસશીલ તંત્ર તરીકે કામગીરી બજાવી શકે એવું કોઇ અલગ અવયવ શરીરમાં નથી. આવી કામગીરી આપણા શરીરમાં મગજ અને મેરુદંડના સંયુક્ત તત્રને લીધે બને છે. મેરુદંડના મૂળમાં આવેલ જનન તંત્રની સહાયથી તથા મગજમાં આવેલ બ્રહ્મરંધ્ર નામના શાંત કેન્દ્રની સહાયથી આવી કામગીરી થાય છે. કુંડલિની જાગૃત થાય છે ત્યારે આ કેન્દ્ર સક્રિય બને છે અને એને પરિણામે જ્ઞાનતંતુઓના તત્રની પ્રવૃત્તિમાં ફેરફાર થાય છે. જ્યારે આવા પરિવર્તનનું સ્વરૂપ સમજાશે ત્યારે શોધવામાં આવેલી યોગ્ય પદ્ધતિઓ દ્વારા આ ક્રિયા સાચી હોવાનું સિદ્ધ કરી શકાશે તથા તેને માપી શકાશે. કુંડલિનીની પ્રવૃત્તિનો આ અત્યંત સંવેદનશીલ પ્રદેશ ક્યાં આવેલો છે તથા એનાથી કેવી અસામાન્ય લાગણી થાય છે એનું વર્ણન ભારતના કેટલાક ગૂઢ જ્ઞાની, સંતો તથા યોગાચાર્યોએ કર્યું છે એમ કહેવું પૂરતું થઇ પડશે. ભારતના તમામ ધર્મો અને સંપ્રદાયોમાં તથા અન્ય આધ્યાત્મિક સાધનાઓમાં દરેક પ્રકારના યોગમાં તથા ધ્યાનની દરેક પદ્ધતિમાં શરીરના આ ભાગનું સૌથી વધુ મહત્ત્વ માન્ય રાખવામાં આવ્યું છે. ભારતના પ્રાચીન ધાર્મિક ગ્રંથોમાં તથા યોગના ગ્રંથોમાં આ બાબતનો અનેક વેળા ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને તે ઉપરાંત લોકસાહિત્યમાં પણ આનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આવા ઉલ્લેખો એટલા બધા પ્રમાણમાં થયા છે કે ધર્મના અન્ય સામાન્ય ખ્યાલોની માફક કોઇ પણ પ્રકારની ધાર્મિક સાધનાની સફળતાને આ ભાગ સાથે સાંકળી લેવામાં આવી છે.

સૂર્યના આગમનનો સંદેશો આપવા માટે જેમ પ્રથમ આકાશ પ્રકાશિત થાય છે તેમ કોઈ પણ પ્રકારની ધાર્મિક સાધનાની સફળતાની પ્રથમ નિશાની આ ભાગમાં થાય છે અહીં કરોડરજ્જુમાંથી આવતો માર્ગ તથા મગજના ભાગ ભેગા થાય છે મગજનો આ ખાડા જેવો ભાગ અને તેની નજીકના ભાગોમાં સેરીબ્રો સ્પાઇનલ ફ્લુઇડ નામનો પ્રવાહી પદાર્થ ભરેલો હોય છે અને તે રક્તમાંથી બનતો હોવાનુ કહેવાય છે અને પ્લાઝમાને સારા પ્રમાણમાં મળતો આવે છે. કુંડલિની યોગનો સમગ્ર વિશાળ વિષય આ ખાડા-કુંડ તથા કરોડના માર્ગની સાથે સંકળાયેલ છે જેઓ મનુષ્યના શરીરની રચનાથી અજ્ઞાત છે એમને માત્ર એટલુ જ દર્શાવી શકાય કે આ પ્રદેશનુ જે આંતરિક દર્શન થાય છે અને ત્યાં જે લાગણી અનુભવાય છે તેને આધારે આ સ્થાન નક્કી થઇ શકે છે. કુંડલિની યોગના નિષ્ણાત આચાર્યોએ પણ આવી જ રીતે નિરીક્ષણ કર્યું છે. આને લીધે જ નાડીઓ અને ચક્રોની સંખ્યા બાબત તથા તેમના સ્થાન વિશે

વિવિધ મત જોવા મળે છે. આ વિષયને ચોક્કસ વિજ્ઞાનની કક્ષામાં મૂકવા માટે નિષ્ણાતો દ્વારા નિરીક્ષણ અને અભ્યાસ કરાય તે જરૂરી છે શરૂઆતથી તે અંત સુધી જાગૃત થયેલી કુંડલિનીની જે વિવિધ પ્રકારની અસર થાય છે એના પરથી લાગે છે કે એકવાર જો તલસ્પર્શી તપાસ શરૂ કરવામાં આવે તો એક પછી એક એમ અનેક શક્યતાઓ નજરે પડશે આને પરિણામે જનનતંત્રના વર્તનમાં ક્રાંતિકારી ફેરફાર થશે, જ્ઞાનતંતુઓના તંત્રની ક્રિયામાં ફેરફાર થશે તથા મગજની ક્રિયામાં પણ ફેરફાર થશે આને પરિણામે કુંડલિનીના ચૈતન્યના સ્વરૂપને ચોક્કસ સમર્થન મળી રહેશે. કુંડલિનીની તપાસ કરવાની જે પદ્ધતિ છે એવી કોઈ બીજી ચોક્કસ પદ્ધતિ ધાર્મિક અનુભવ પાછળ રહેલા સત્યનું દર્શન કરવા માટે નથી

આર્થર એવલોને પોતાના 'ધી સરવન્ટ પાવર' નામના સરસ અંગ્રેજી ગ્રંથમાં એવો મત દર્શાવ્યો છે કે કુંડલિની શક્તિ જ્યારે ઊંચે ચડે છે ત્યારે શરીર ઠંડુ પડવા લાગે છે પણ આમ બહુ ઓછા સાધકોની બાબતમાં બને છે તેઓ લખે છે: "કુંડલિનીને જ્યારે જાગૃત કરવામાં આવે છે ત્યારે શરીરમાં પારાવાર ગરમીનો અનુભવ થાય છે. કુંડલિની જેમ ઉપર ને ઉપર ચડતી જાય તેમ તેમ નીચેના અંગો મૃતદેહની માફક જડ તથા ઠંડા પડતા જાય છે કુંડલિની જે અંગોમાંથી પસાર થઈ આગળ વધે તે અંગોનું પણ આમ જ થાય છે. આનું કારણ એ છે કે સમગ્ર શરીરને પોષણ આપતી આ કુંડલિની શક્તિ પોતાના નીચેના કેન્દ્રોને છોડતી જાય છે. જેમ નીચેના ભાગો જડ અને ઠંડા પડતા જાય છે તેમ મસ્તકનો ઉપરનો ભાગ આંતરિક પ્રકાશ, ઉષ્મા તથા ચેતના પામે છે જ્યારે આ યોગ સિદ્ધ થાય છે ત્યારે યોગી પોતે પસંદ કરેલા આસનમાં ટટાર બેઠો હોય છે તથા એના દેહમાં મસ્તકના ઉપરના ભાગમાં જ્યાં શિવ અને શક્તિનું સાયુજ્ય સધાય છે એટલા જ ભાગમાં સાધારણ ગરમીનો અનુભવ થાય છે જેમને આ બાબતમાં શંકા હોય તેઓને જો નસીબજોગે કોઈ યોગીનો કુંડલિની જાગૃતિનો પ્રયોગ જોવા મળે તો તેઓ આ હકીકતની સહેલાઈથી ખાતરી કરી શકે છે. તેઓ એની દિવ્ય મસ્તીનું નિરીક્ષણ કરી શકે છે તથા એનું શરીર ઠંડુ પડ્યું હોવાની ખાતરી પણ કરી શકે છે. પરંતુ માત્ર ધ્યાન ધરનાર યોગીની બાબતમાં આમ બનતું નથી, કારણ કે ધ્યાન ધરતી વખતે કુંડલિની જાગૃત થતી નથી શરીર ઠંડુ પડવાની આ બાહ્ય ક્રિયા સહેલાઈથી જોઈ શકાય છે."

સામાન્ય જાગૃતિ થાય ત્યારે તીવ્ર ગરમી ઉત્પન્ન થતી નથી માત્ર સુખદ ઉષ્માની લાગણી થાય છે અને તે મૂલાધાર ચક્રથી શરૂ થઈ સમગ્ર શરીરમાં ફેલાય છે. સર્વ પ્રાચીન લેખકોએ એ હકીકત માન્ય રાખી છે કે આ ગરમી મૂળ નાભિપ્રદેશમાં પાચનક્રિયા કરવા માટે હોય છે. એટલે નાભિપ્રદેશમાં કુંડલિની જલતી હોય છે એમ કહેવું તે આ ખ્યાલ સાથે સુસંગત હોય છે કુંડલિની શક્તિ

જ્યારે નાભિપ્રદેશમાં જાગૃત થાય છે ત્યારે ત્યાં ભારે અગ્નિ પ્રગટયો હોય એવી લાગણી થાય છે એમ કહેવામાં કશું જ અસામાન્ય નથી. હકીકતમાં તો કુંડલિની ઉપર ચડે છે તે પ્રવાહી જ્વાળાને વિવિધ ચક્રોમાં અને અંતે સહસ્રાર ચક્રમાં હોમવા બરાબર છે કુંડલિની શક્તિનો અનુભવ સતત ચાલુ રહેતા વીજળીના ઝબકારા માફક કે એની સાથે થતી ગર્જનારૂપે પણ થાય છે. એને પ્રજ્વલિત અગ્નિ, વિદ્યુતરેખા, જ્યોતિ વગેરે સાથે સરખાવવામાં આવે ત્યારે પણ એમાં બાળી નાખે એવી તીવ્ર ગરમીના ખ્યાલનો સમાવેશ કરવામાં આવ્યો નથી કારણ કે એમ કરવામાં આવે તો તે અનિષ્ટરૂપ જ ગણાય. સહસ્રાર ચક્રમાં જે ચન્દ્રનો તથા તેના શીતળ પ્રસન્નતાદાયક પ્રકાશનો ઉલ્લેખ કુંડલિની યોગના પ્રાચીન ગ્રંથોમાં વારંવાર કરવામાં આવ્યો છે તે અમારા કથનનું પૂરતા પ્રમાણમાં સમર્થન કરે છે.

પ્રાણાયામ દ્વારા શરીરમાં સામાન્ય ગરમી ઉત્પન્ન થતાં પરસેવો થાય છે એમાં શંકા નથી પરંતુ આવી ગરમી તો કઠિન પ્રકારનો કોઈપણ વ્યાયમ કરતાં પણ ઉત્પન્ન થાય છે. વૈદિક સમયથી જે 'તપ' શબ્દનો ઉપયોગ થાય છે તે ભક્તિપૂર્ણ ઉપાસના સાથેની ધાર્મિક ભાવના, આત્મસંયમ તથા તપશ્ચર્યા દર્શાવે છે પરંતુ તેમાં આ રહસ્યમય ગરમીનો ઉલ્લેખ નથી. ધર્મગ્રંથોમાં ઘણે સ્થળે જણાવ્યું છે કે તપ કરવાથી સિદ્ધિઓ મળે છે તથા દૈવી સ્વરૂપોનું દર્શન થાય છે. આ કારણને લીધે તપ શબ્દનો અર્થ તીવ્ર આધ્યાત્મિક પ્રયાસ તથા તિતિક્ષા થાય છે પરંતુ ગરમી કે રહસ્યમય ગરમી એવો એનો અર્થ થતો નથી. પ્રાચીન લેખકોએ વાપરેલા શબ્દો અને તેમણે કરેલા સાદા વિધાનોમાંથી કોઈ ગૂઢ અર્થ શોધી કાઢવાના પ્રયાસો થાય છે પણ ત્યારે એને લીધે ધર્મ અને સૂક્ષ્મ જ્ઞાન સાથે સંકળાયેલ અનુભવ સમજવા જતાં વધુ ગુંચવણ ઊભી થાય છે. "રહસ્યમય અસામાન્ય–માનસિક અગ્નિબળ" (Mystic psychic fire–force) અને "રહસ્યમય અસામાન્ય–માનસિક ગરમી જન્મી છે" "the secret psychic–heat is born" જેવા વિધાનો ટીબેટન યોગ એન્ડ સીક્રેટ ડૉકટ્રીન્સ નામના અંગ્રેજી પુસ્તકમાં ડબ્લ્યુ. વાય ઇવાન્સ વેન્ટઝે કોઈ દાહક ગરમીનો ઉલ્લેખ કર્યો નથી તે એ જ ગ્રંથના બીજા ફકરાઓ પરથી પણ સ્પષ્ટ થાય છે પરંતુ એમાં માત્ર કુંડલિનીની જાગૃતિના સામાન્ય અનુભવનું જ વર્ણન છે. એમાં શુક્રનું ઊર્ધ્વગમન થવાનો ઉલ્લેખ છે. આનું સ્પષ્ટીકરણ કરતાં ઇવાન્સ વેન્ટઝ કહે છે કે: "બોધિચિત્તિક મન એ શબ્દ શુક્ર મ ટે–વીર્ય માટે વપરાયો છે અને તે જ ચંદ્રામૃત ગણાય છે. વર્તમાન અનુસંધાનમાં કહીએ તો જાતીય શક્તિનું આ આધ્યાત્મિક રૂપાંતર થાય છે ત્યારે આવી ગરમી પ્રગટ થાય છે. શરીર અને મનની સૂક્ષ્મ ક્રિયાઓમાંથી પણ આવી સૂક્ષ્મ ગરમી પ્રગટ થાય છે. આ બાબત લેખકના નીચેના ફકરામાંથી સ્પષ્ટ થશે.

"'હું'ને માટે ટીબેટની ભાષામાં 'હ' લખવામાં આવે છે. આ 'હ' વીર્યસમાન શ્વેત છે આવા 'હ'ના દર્શનથી અસામાન્ય માનસિક પ્રવૃત્તિ શરૂ થાય છે. મગજમાં એવું આધ્યાત્મિક કેન્દ્ર કલ્પવામાં આવ્યું છે કે જેમાંથી જાતીય કાર્યો માટે સૂચન મળે છે એટલે 'હ'નું દર્શન સહસ્રદલ કમલમાં – ચક્રમાં કરવાનું હોય છે. 'હ' અક્ષર રહસ્યમય અગ્નિતત્ત્વનું પુરુષરૂપનું પ્રતીક છે. આ 'હ'નું સાયુજ્ય જ્યારે નારીરૂપના પ્રતીક 'અ' સાથે થાય છે ત્યારે રહસ્યમય આધ્યાત્મિક ગરમી ઉત્પન્ન થાય છે યુગોથી સુષુપ્ત રહેલી કુંડલિની દેવીને જાગૃત કરીને સાધના દ્વારા સહસ્રદલ કમલમાં એના સ્વામી શિવની પાસે મોકલવામાં આવે છે. શરૂઆતમાં તે જ્યોતિસ્વરૂપે નાભિ પાસે આવેલા મણિપુર ચક્રમાં જાય છે અને શરીરના અર્ધા નીચા ભાગમાં આ સૂક્ષ્મ અગ્નિ વ્યાપી જાય છે. પછી આ કુંડલિની શક્તિ ઉપર ચડવાનું ચાલુ રાખે છે અને પોતાના દિવ્ય સ્વામીની સાથે સાયુજ્ય પામે છે ત્યારે સમગ્ર શરીરમાં આંગળીઓ અને અંગૂઠાના ટેરવા સુધી આ રહસ્યમય સૂક્ષ્મ ગરમી ફરી વળે છે."

સાધકને મસ્તકમાં ચમકતા પ્રકાશનો અનુભવ થાય છે તથા પોતાના જ્ઞાનતંતુઓમાં પ્રકાશ ફરતો હોય એમ લાગે છે. આથી એને પોતાની અંદર ગરમી વગરના પ્રકાશનો મહાન અગ્નિ જલતો હોય તથા પ્રકાશતો હોય એમ લાગે છે. આ જ્યોતિ એના મનની સીમાઓ સુધી વ્યાપી જાય છે અને એની આસપાસ અગ્નિની એક વિશાળ જ્વાળાની માફક ફેલાઈ જાય છે. ડલિયડે જે આલેખન કર્યું છે છે તેમાં જણાવ્યું છે કે: "એમાં બળબળતી ગરમી કે ધુમાડો જણાતા નથી." આના પરથી સહેલાઈથી સમજાશે કે શા માટે પ્રાચીન આચાર્યોએ કુંડલિનીની જાગૃતિને અગ્નિની લીલા ગણીને એને અત્યંત પ્રકાશિત પદાર્થ અથવા દિવ્ય તેજ સાથે સરખાવેલ છે. કુંડલિની જ્યારે યોગ્ય રીતે જાગૃત થાય છે ત્યારે પાચનક્રિયામાં અચૂક ઘણો વધારો થાય છે. પ્રાચીન આચાર્યોએ આને 'અગ્નિદીપન' કહેલ છે અને કહ્યું છે કે: "પ્રાણાયામ સિદ્ધ થાય ત્યારે સાધકનો જઠરાગ્નિ અત્યંત પ્રદીપ્ત થાય છે" "એના તમામ અંગોમાં સૌષ્ઠવ આવે છે" શિવસંહિતા (૩-૩૪)માં આમ કહેવામાં આવ્યું છે. "અને તેને સારા ભોજન માટે અભિરુચિ થાય છે. ચેતન અને શક્તિથી છલકાતા એના હૃદયમાં આનંદ સદાય ભરપુર રહે છે. યોગીના શરીરમાં આ તમામ લક્ષણો પ્રગટ થાય છે." કુંડલિનીની મુક્ત થયેલી પ્રાણશક્તિ પોતાની સ્વાભાવિક એવી સુષુમ્ણા નાડીમાંથી ઉપરની તરફ વહેવાને બદલે થોડા કે પૂરા પ્રમાણમાં જો કરોડરજ્જુની જમણી તરફની પિંગલા નાડીમાં થઈને – સૂર્ય નાડીમાં થઈને વહેવા લાગે તો શરીરમાં બળતરા કરે એવી ગરમી ઉત્પન્ન થાય છે. કુંડલિની શક્તિને આ પિંગલા નાડીમાંથી ઉપર ચડાવવાથી લાંબા સમય સુધી

બરફની નીચે નગ્ન અવસ્થામાં રહેવાની અથવા શરીર પર ભીના કપડાં મૂકવામાં આવે તો તે તરત જ સુકાઈ જાય એવી સિદ્ધિ ધ્રુવ પ્રદેશની ઠંડીમાં પણ દર્શાવી શકાય છે.

કુંડલિનીની જાગૃતિથી એટલા બધા અનુભવો થઈ શકે તેમ છે કે એ બધાની વિગતવાર ચર્ચા કરવા માટે અનેક ગ્રંથો લખવા પડે. અહીં માત્ર એટલું કહેવું બસ થઈ પડશે કે કુંડલિનીની જાગૃતિ થાય ત્યારે પ્રાણશક્તિ સુષુમ્ણા માર્ગે ઉપર જવાને બદલે ઇડા અથવા પિંગલાના માર્ગે પણ ઉપર જાય છે. અથવા થોડા પ્રમાણમાં ઇડા કે પીંગલાના માર્ગે તથા થોડા પ્રમાણમાં સુષુમ્ણાના માર્ગે પસાર થાય છે. આમ અચાનક જોરદાર રીતે બનવા લાગે ત્યારે આવા કમનસીબ સાધક—સ્ત્રી કે પુરુષના જીવન તથા સમજશક્તિ માટે સૌથી વધુ ગંભીર ભય ઊભો થાય છે. આમ જે ખોટી રીતે કુંડલિની જાગૃત થાય છે અને પરિણામે વિવિધ પ્રકારની માનસિક માંદગીઓ આવે છે પણ તે હજી ભાગ્યે જ સમજાયું હોવાથી માનસચિકિત્સકો હજી પણ અંધકારમાં ફાંફા માર્યા કરે છે. જે સાધકોનું મગજ તથા મેરુદંડનું તંત્ર પુખ્ત વિકાસ પામ્યું હોય એમના મસ્તકમાં, જાગૃત થયેલી કુંડલિની શક્તિ નિશ્ચિત રીતે નિવાસ કરે છે અને ચેતનાને ઊંચે ઇન્દ્રિયાતીત ક્ષેત્રમાં લઈ જાય છે. આવા સાધકો આ દૈવી શક્તિને ગમે તે નાડીના માર્ગે લઈ જાય અથવા ગમે તે ચક્રમાં લઈ જાય એમાં ગંભીર જોખમ રહેલું છે. જે સાધકોએ ઓછો વિકાસ સાધ્યો હોય તેઓ આ કુંડલિનાની શક્તિને ઇડા કે પિંગલાના માર્ગે વહાવીને આશ્ચર્યજનક સિદ્ધિઓ દર્શાવી શકે છે પણ એને માટે તેણે પોતાના આધ્યાત્મિક કલ્યાણ તથા સુખનો ભોગ આપવો પડે છે. કુંડલિની યોગની તમામ સાધનાઓનો પાયો હોવાથી જે સાધકો આ વિષય વિશે પૂરેપૂરી માહિતી પ્રાપ્ત કર્યા સિવાય સાધના કરતા હોય તેમણે તથા અવ્યવસ્થિત રીતે પોતાને ફાવે તેવી રીતે આવી સાધના કરનારાઓએ ખાસ સાવચેતી રાખવાની જરૂર છે.

હવે આપણે આપણા મૂળ મુદ્દા પર આવીએ. ચેતનાની ઊંચી અવસ્થાઓ સિદ્ધ કરવામાં સહુથી વધુ અગત્યનો ભાગ ભજવતું કરોડરજ્જુ લાંબુ, શ્વેત, નળીના આકારનું, લંબગોળાકાર પડ ધરાવતું હોય છે. એનો અંદરનો ભાગ ભૂરો તથા બહારનો ભાગ શ્વેત હોય છે. બીજી તરફ મગજમાં એથી વિપરીત રીતે અંદરનો ભાગ શ્વેત હોય છે અને એની બહાર ભૂરા રંગનું પડ હોય છે. કરોડરજ્જુ કરોડના મણકાઓની અંદર આવેલુ હોય છે. કરોડના આવા ૩૩ મણકા યોગ્ય રીતે કરોડ વળી શકે એવી રીતે ગોઠવાયેલા હોય છે યોગની સાધનામાં ધ્યાન ધરતી વખતે ટટાર બેસવાનું કહેવામાં આવે છે કારણ કે આમ ટટાર બેસવાથી કરોડને વાંકી વળી જતી અટકાવી શકાય છે તથા નાભિપ્રદેશ પાસે આવેલા મધ્યસ્થ ભાગને પણ વાંકો વળી જતો અટકાવી શકાય

છે. જ્યારે આમ ધ્યાનમાં બેસવામાં આવે છે ત્યારે અને ધ્યાન કેન્દ્રિત થવાથી તથા પ્રાણાયામથી મગજ અને જ્ઞાનતંતુઓ પર દબાણ વધવાથી શરીરમાં નવી પ્રક્રિયાઓ થાય છે તથા શક્તિ ઉત્પન્ન થાય છે. મનુષ્યોમાં કરોડરજ્જુ સમગ્ર મેરુદંડમાં વ્યાપેલું નથી પરંતુ ધડના નીચેથી બીજા મણકા સુધી જ રહેલું છે પરંતુ ગાય, ઘોડા વગેરે પશુઓમાં કરોડરજ્જુ લગભગ સમગ્ર કરોડમાં રહેલું છે આમ કરોડરજ્જુ માર્ગ કરોડના નીચેના મૂળ સુધી જતો નથી પણ થોડે ઉપર તે પૂરો થઈ જાય છે કરોડરજ્જુના નીચેના છેડા ઉપર જ્ઞાનતંતુઓનું ગૂંચળુ નીચેની તરફ વ્યાપેલું છે અને તે ઘોડાની પૂંછડી જેવું દેખાય છે આને અંગ્રેજીમાં કાઉડા ઇક્વીના Cauda Equina એવું નામ આપવામાં આવ્યું છે.

કરોડરજ્જુમાંથી જ્ઞાનતંતુઓની ૩૧ જોડ નીકળે છે અને આમાંની દરેક જોડ કરોડના એક ભાગમાંથી નીકળે છે. આ વિભાગો આંતરિક રીતે પરસ્પર ભિન્ન જોઈ શકાતા નથી. કરોડરજ્જુમાંથી પ્રત્યેક જ્ઞાનતંતુના બે સમૂહ નીકળે છે જે અંગ્રેજીમાં ડોર્સલ અને વેન્ટ્રલ રૂટસ ( Dorsal And Ventral Roots ) કહેવાય છે એમ માનવામાં આવે છે કે આમાંના ડોર્સલ જ્ઞાનતંતુ સંદેશો બહારથી ઝિલવાનું તથા મગજ સુધી પહોંચાડવાનું કામ કરે છે જ્યારે વેન્ટ્રલ જ્ઞાનતંતુ મગજમાંથી સંદેશો ઝીલી ઇન્દ્રિયોને કામગીરી બજાવવા એ ,સંદેશો પહોંચાડવાની કામગીરી બજાવે છે. કરોડરજ્જુની બંને બાજુએ જ્ઞાનતંતુઓની હારમાળા આવેલી છે જે અંગ્રેજીમાં સીમ્પેથેટિક ચેઇન Sympathetic chain તરીકે ઓળખાય છે આ બધી જ્ઞાનતંતુઓની હારમાળાઓ કરોડની આગળ જોડાયેલ છે અને એમાંથી જ્ઞાનતંતુઓના જે ગૂંચળા બન્યા છે તે સીમ્પેથેટીક પ્લેક્સસીસ Sympathetic plexues ) તરીકે ઓળખાય છે અને તે પ્રીવર્ટીબ્રલ ગેન્ગ્લીઆ—Prevetebral Ganglia કહેવાય છે. શરીરના અવયવોમાં આવેલું જ્ઞાનતંતુઓનું આવું ત્રીજું ગૂંચળું ટર્મિનલ ગેન્ગ્લીઆ ( Terminal Ganglia ) કહેવાય છે. જ્ઞાનતંતુઓના આ ત્રણેય ગૂંચળા પરસ્પર સંકળાયેલા હોવા ઉપરાંત કરોડના જ્ઞાનતંતુઓ સાથે પણ સંકળાયેલ છે. બહારથી સંદેશા અંદર લઈ જનાર જ્ઞાનતંતુઓના આ ગુંચળા સીમ્પેથેટીક પ્લેક્સસીસના નામે ઓળખાય છે તેવી જ રીતે મગજમાંથી બહાર સંદેશા લઇ જનાર જ્ઞાનતંતુઓના ગુંચળા પેરાસીમ્પેથેટીક પ્લેક્સીસના નામે ઓળખાય છે અને એ બંને મળીને જ્ઞાનતંતુઓનું સ્વયંસંચાલિત જ્ઞાનતંતુઓનું તંત્ર બને છે. મગજમાંથી સંદેશા લઈ જનાર સહુથી અગત્યની નાડી બ્રહ્મનાડી ( અંગ્રેજીમાં Vagus ) કહેવાય છે. આ નાડીની શરૂઆત મગજમાંથી થાય છે અને તે કરોડની ડાબી તથા જમણી બાજુથી પસાર થાય છે. શરીરના તમામ અવયવોમાં આવી સંદેશા લાવનારી તથા લઇ જનારી એમ બંનેય પ્રકારની નાડીઓ હોય છે. આ નાડીઓના તંતુઓ આવા ભાગોને વિવિધ પ્રકારની ઉત્તેજના પોતપોતાની અલગ રીતે પૂરી પાડે છે.

જ્ઞાનતંતુઓ જ્યારે સંદેશા મગજ તરફ લઈ જવાનું કાર્ય કરે છે ત્યારે હૃદયની ક્રિયામાં વધારો થાય છે પણ જ્ઞાનતંતુઓ જ્યારે સંદેશા મગજમાંથી શરીરના ભાગો તરફ લઈ જાય છે ત્યારે હૃદયની ક્રિયા ધીમી પડે છે. બીજા અવયવોની બાબતમાં પણ આ વાત સાચી છે. આમ જે ક્રિયામાં વધારો અથવા ઘટાડો થાય છે તેને માટે હઠયોગના આચાર્યોએ 'ગરમ' અને 'શીતળ' એવા શબ્દોનો ઉપયોગ કર્યો છે. આમ કરોડની જમણી બાજુએ આવેલી સૂર્ય નાડી–પિંગલા મૂલાધાર ચક્રમાંથી શરૂ થાય છે અને વિવિધ ચક્રોમાં ઇડા નાડીને સામસામે ઓળંગે છે અને તે ગરમ કહેવાય છે (અર્થાત પ્રાણશક્તિ જ્યારે એમાંથી વહે છે ત્યારે શરીરમાં ભારે ગરમીનો – બળતરાનો અનુભવ થાય છે. આવી જ રીતે કરોડના માર્ગની ડાબી બાજુએ આવેલી ઇડા નાડી–ચન્દ્ર નાડીમાંથી પ્રાણનો પ્રવાહ વહે છે ત્યારે ઠંડકનો અનુભવ થાય છે.) આ ગરમી અને શીતળતા દર્શાવવા માટે તે સૂર્યનાડી અને ચન્દ્રનાડી તરીકે ઓળખાય છે. પ્રાચીન આચાર્યોએ શરીરની રચના તથા શરીરની ક્રિયાઓનું જે વર્ણન કર્યું છે તે સંપૂર્ણ રીતે ચોક્કસ તથા સાચું હોય એમ માની લેવાની જરૂર નથી કારણ કે એમણે ખરેખર શરીરની રચનાનો અભ્યાસ કર્યો ન હતો પણ કેવળ ચિન્તનને આધારે જ આવું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. બીજું કારણ એ છે કે એ સમયમાં શરીરની ક્રિયાઓનું જ્ઞાન અથવા કોઈ પણ વિજ્ઞાનની રજૂઆત આલંકારિક ભાષામાં કરવામાં આવતી હતી, કારણ કે નિરીક્ષણ માટે પ્રયોગ કરવાની પદ્ધતિ હજી તે સમયે પ્રારંભિક અવસ્થામાં હતી. આ હકીકત માત્ર યોગને માટે જ નહીં પણ ચિકિત્સાશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર જેવા શાસ્ત્રો માટે પણ સાચી છે. આ વિષયો પરના એ સમયે લખાયેલા ગ્રન્થો પરથી આ વાત સ્પષ્ટ થશે.

આ વિષય પરના પ્રાચીન લેખકો ભૂલ કરી શકે જ નહીં એવો ભ્રમ આપણે એક ક્ષણ માટે દૂર કરીએ તો આપણું કાર્ય વધુ સરળ બની જશે અને આ રીતે જ આપણે અત્યન્ત પ્રાચીન સમયથી જ્ઞાનની જે સામગ્રી એ સમયના પ્રયોગોને આધારે પ્રાપ્ત થઈ, જે સૂક્ષ્મ બાબતોનું સાહિત્ય રચાયું તથા જે ગૂઢ અનુભવો થયા એ સર્વનું મૂલ્યાંકન કરવું જોઇએ. કીમિયાગીરી, ખગોળશાસ્ત્ર, ભૂગોળ, ચિકિત્સાશાસ્ત્ર, જીવવિજ્ઞાન તથા અન્ય શાસ્ત્રો જે એમને ભૂતકાળમાંથી વારસામાં મળ્યા હતા એમની બાબતમાં પણ આ જ પ્રમાણે આલેખન કરવામાં આવ્યું હતું. ધાર્મિક અનુભવોનો પ્રયોગાત્મક ધોરણે અભ્યાસ કરવાની નામરજી હોવાથી વૈજ્ઞાનિક વિચારસરણી ધરાવનારાઓની દૃષ્ટિમાં ધર્મને હલકો પાડવાનું વલણ હોય તથા આ મૂળભૂત વાસ્તવિકતા તથા માનવીના મનની મૂળભૂત ઝંખનાની સામે શંકા તથા વિરોધ થાય એ સ્વભાવિક છે. જો ધાર્મિક સત્યો દર્શાવી શકાય તેવા ન હોય તથા માત્ર શ્રદ્ધાથી જ તેમને માની લેવાના હોય તો એને પરિણામે શ્રદ્ધાળુ માનવીઓ અને

વૈજ્ઞાનિક વિચારસરણી ધરાવતા માનવીઓ વચ્ચે, ધર્મ અને ધર્મ વચ્ચે, સંપ્રદાય અને સંપ્રદાય વચ્ચેનું ઘર્ષણ કાયમ રહેશે અને શંકાઓ તથા અનિશ્ચિતના પણ કાયમ રહેશે પણ આવા સત્યોને શાશ્વત બનાવવા તે દર્શાવી શકાય તેમ હોય તો ભવિષ્યના કોઈ પણ સમયની માફક આજે પણ તે દર્શાવી શકાય એવા હોવા જોઈએ.

અત્યન્ત સૂક્ષ્મ એવી ચર્ચાઓ કરવાને બદલે અત્યારની જ્ઞાનની કક્ષા જોતાં લાગે છે કે મહત્ત્વની બાબતો પર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ અને આ ભૂલભૂલા-મણીમાંથી માર્ગ શોધી કાઢવા માટે જેમાં સત્ય શોધવાની થોડી પણ શક્યતા હોય તથા જે આધુનિક શરીર રચના શાસ્ત્ર તથા શરીરક્રિયાશાસ્ત્રના આધુનિક ખ્યાલોને સહેલાઈથી અનુકૂળ બનાવી શકાય એવી યોગની બાબતો પ્રયોગો માટે હાથ ધરવી જોઈએ. આવા પ્રકારની રજૂઆત કરવા માટે લાંબા સમયથી ચાલ્યા આવેલા ટેકનિકલ શબ્દો અને વાકયોથી દૂર રહેવાની આવશ્યકતા છે આવા શબ્દો અને વાકયોનો ઉપયોગ કરીને યોગના આ સ્વરૂપના લેખકોએ આ યોગને સાંપ્રદાયિક બનાવી દીધો છે. આ યોગની રજૂઆત આપણા બુદ્ધિપ્રધાન યુગને અનુકૂળ થાય તેવી રીતે તથા આ વિષય વિશ્વના તમામ માનવીઓ માટે હોય એવી રીતે કરવાની જરૂર છે. ચેતનાની વધુ ઊંચી અવસ્થા દર્શાવવા માટે માનવીના શરીર તથા મગજને વચમાં લાવવાની જરૂર નથી ચેતનાથી પર એવી અવસ્થા અચાનક અગમ્યમાં ડૂબકી મારવાથી પ્રાપ્ત કરી શકાય છે એવી અવાસ્તવિક દલીલ આપણે માન્ય ન રાખીએ તો આ બાબતમાં આપણે પૂરીપૂરી તપાસ કરતી વખતે એટલુ ધ્યાનમાં રાખવાનું છે કે પ્રાચીન લેખકો શરીર વિશે સામાન્ય અજ્ઞાન ધરાવતા હોવાથી આલેખન કરવામાં એમને ભારે મુશ્કેલી પડતી હતી જ્યારે આ વિષયનો આધુનિક લેખક શરીરની ક્રિયાઓના વિજ્ઞાનથી અત્યંત વિકાસ પામેલા વિજ્ઞાનથી સુપરિચિત છે. આ બાબતમાં સહુથી મુશ્કેલ કાર્ય આ બંનેને જોડતી આછીપાતળી કડી ઊભી કરવાનું છે અને ત્યારબાદ જ સંશોધનની આધુનિક પદ્ધતિઓ જોતાં આ અનુભવની સમગ્ર શૃંખલા ક્યાં છે તે જાણવાનું મુશ્કેલ નહીં બને.

હવે આપણે નાડીઓના આલેખન તરફ પાછા વળીએ. સુષુમ્ણા નાડી તે કરોડરજ્જુ તથા વચ્ચેનો માર્ગ છે અને ઇડા તથા પીંગલા તે ડાબી તથા જમણી બાજુ આવેલ સીમ્પેથેટીક તથા પેરા સીમ્પેથેટીક તરીકે ઓળખાતા જ્ઞાનતંતુઓ છે. પીંગલા નાડીની શરૂઆત જમણી બાજુના વૃષણના અંડકોષથી થાય છે અને ઇડા નાડીની શરૂઆત ડાબી બાજુના વૃષણ–અંડકોષથી થાય છે આ બાબતમાં સ્પષ્ટતા કરવાની આવશ્યકતા છે. આ સીમ્પેથેટીક તથા પેરાસીમ્પેથેટીક જ્ઞાનતંતુઓનું તંત્ર શરીરના ઘડના ભાગને પોષણ આપે છે અને તે ઉપરાંત તે શરીરના બીજા ભાગમાં પણ આવેલ છે. આ સીમ્પેથેટીક નાડીના ગુચળા અગાઉના ન્યુરોન્સ તરીકે ઓળખાતા સૂક્ષ્મ ભાગો છાતી તથા કરોડરજ્જુના મણકા પાસે

આવેલ છે અને પેરાસીમ્પેથેટીક નાડીના આવા ભાગો મગજમાંથી તથા કરોડરજ્જુ નજીકના પેડુના વિભાગમાંથી આવેલા છે. આ હકીકતો ધ્યાનમાં લેતાં જણાય છે કે વૃષણ અથવા તેમાંના અંડકોષને આ બંને નાડીનાં મૂળ તરીકે ગણી શકાય નહીં ખરી રીતે તો આ સમગ્ર ગુદાથી નાભિ સુધીના પ્રદેશમાં સેન્ટ્રલ, સીમ્પેથેટીક તથા પેરાસીમ્પેથેટીક જ્ઞાનતંતુઓ અત્યન્ત ગીચ સ્વરૂપમાં આવેલા છે. આવા જ્ઞાનતંતુઓનો મોટો ભાગ સ્ત્રીપુરુષના જનન અવયવોની આસપાસ આવેલો છે. વળી આ જ્ઞાનતંતુઓ ડાબા–જમણા સાથળ તથા પગના જ્ઞાનતંતુઓ સાથે જોડાયેલ છે. ચેતનાની અવસ્થા જ્યારે લંબાય છે ત્યારે પિંગલા નાડીમાંથી પસાર થતો પ્રાણશક્તિનો પ્રવાહ સ્પષ્ટ જણાય છે અને ઇડા નાડીમાંથી પસાર થતો આવો પ્રવાહ શીતળ જણાય છે. સાધકની કુંડલિની જ્યારે જાગૃત થાય છે ત્યારે તે અંતર્દૃષ્ટિ દ્વારા આ બંનેય પ્રવાહોને સ્પષ્ટ રીતે જોઈ શકે છે.

કુંડલિનીની જાગૃતિમાં નિર્ણયાત્મક ભાગ ભજવનાર મૂલાધાર ચક્ર પ્રથમ છે અને તે ગુદા તથા શિશ્નની વચ્ચેના જ્ઞાનતંતુઓના સંયોજન સ્થાન પાસે આવેલ છે કુંડલિની જાગૃત થાય ત્યારે એની જે પ્રવૃત્તિ થાય છે તેમાં આ ભાગ સહુથી વધુ સંવેદનશીલ તથા સહુથી વધુ અગત્યનો છે. આ નાડીઓ અથવા ચક્રો તે શરીરમાં આવેલ અમુક જ્ઞાનતંતુઓ કે જ્ઞાનતંતુઓના ગુંચળા છે એમ સ્પષ્ટ રીતે ન જણાવવા પાછળ અમારો ચોક્કસ આશય છે અને જ્ઞાનતંતુઓના તંત્ર તથા મગજનું સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર નિષ્ણાત સંશોધક ઉપર અમે આ કામગીરી છોડી દઈએ છીએ. અહીં અમે જે માહિતી નોંધીએ છીએ તે અનુભવ ઉપરથી તથા અંતર્નિરીક્ષણ પરથી મળેલી છે આવી રીતે હજારો જ્ઞાનતંતુઓમાંથી એક જ્ઞાનતંતુ વિશે તથા આ ક્રિયાના ચોક્કસ સ્થાન વિશે અત્યંત ચોક્કસાઈથી કહેવું તે અશક્ય છે. અહીં જે જ્ઞાનતંતુઓ તથા તેમના સ્થાનોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે માત્ર કામચલાઉ છે અને અન્ય નિરીક્ષકો એની સત્યતાની પરીક્ષા કરવા અભ્યાસ કરી શકે છે. આને પરિણામે ભૂતકાળમાં જે વિવાદ તથા સંઘર્ષણ થયા હતા તે દૂર રાખી શકાશે. આ પુસ્તકનો આશય કોઈ નવો સંપ્રદાય સ્થાપવાનો અથવા યોગના હાલના કોઈ સંપ્રદાયને હલકો પાડવાનો નથી પરંતુ એ સર્વમાંથી સત્ય તારવવાનો છે. આમાં અમારી કોઈ ભૂલ થતી હોય તો તે આભાર સાથે સુધારી લેવામાં આવશે, કારણ કે માનવી ધીમે ધીમે પોતાનું જ્ઞાન વિસ્તારીને તથા પોતાની ભૂલો સુધારીને જ આટલું ઊંચું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યો છે.

સંક્ષિપ્તમાં કહીએ તો કુંડલિની જ્યારે જાગૃત થાય છે ત્યારે આ દૈવીતંત્ર સક્રિય બને છે અને જીવાત્માની મુક્તિ થાય છે. કુંડલિની યોગના આચાર્યો માને છે કે મનુષ્યનું શરીર એ બ્રહ્માંડનું સૂક્ષ્મ સ્વરૂપ હોવાથી બ્રહ્માંડની માફક એમાં પણ સર્જન, પાલન અને સંહારની પ્રક્રિયાઓ કરી શકાય તેમ છે. તેઓ માને છે કે

જ્યાં સુધી કુંડલિની શક્તિ મૂલાધાર ચક્રની ઉપર બ્રહ્મરંધ્રનું મુખ બંધ કરીને સૂતેલી છે ત્યાં સુધી જીવાત્મા સંસારના બંધનમાં બંધાયેલો રહે છે પણ યોગ્ય સાધનાથી આ કુંડલિનીને જાગૃત કરીને યોગી સહસ્રાર ચક્રમાં–સહસ્રદળ કમલમાં આ શક્તિનું શિવની સાથે સાયુજ્ય કરાવે છે ત્યારે તે ઇન્દ્રિયોથી અનુભવાતા આ માયામય જગતમાં ઊંઘી જાય છે તથા આંતરિક જાગૃતિ અનુભવી પોતાના દૈવી આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે. આમ સહસ્રાર ચક્ર સુધી ઉપર જવાની ક્રિયા લય ક્રમ કહેવાય છે અને કુંડલિની શક્તિની પાછી મૂલાધાર તરફ જવાની ક્રિયા સૃષ્ટિક્રમ કહેવાય છે. આને લીધે કુંડલિની યોગ લયયોગ પણ કહેવાય છે. આથી જ કહેવાય છે કે યોગનું આવું સ્વરૂપ સિદ્ધ કરનાર યોગી પાસે ધારે ત્યારે સૃષ્ટિનું સર્જન કરવાની તથા તેનો સંહાર કરવાની શક્તિ હોય છે.

આ કુંડલિની શક્તિનું બળ અસીમ છે અને કુંડલિની શક્તિ જાગૃત કરી શકનાર સાધકને પ્રકૃતિનાં બળો ઉપર પૂરેપૂરો કાબૂ મળી જાય છે એ ખ્યાલ ખોટો છે. પ્રાચીન ગ્રંથોમાં કુંડલિનીના અદ્‌ભુત ગુણોનું જે અતિશયોક્તિભર્યું વર્ણન છે તેના પરથી આવો ખોટો ખ્યાલ રચાયો છે. આવા ગુણો સર્જનાત્મક શક્તિમાં જરૂર રહેલા છે પણ આ બ્રહ્માંડ વ્યાપી વિરાટ શક્તિના ગુણ એક સામાન્ય માનવીના શરીરમાં એના શરીરના પ્રમાણમાં જ આવી શકે તે સ્પષ્ટ સમજી લેવું ઘટે. જો આમ ન હોય તો 'સુપ્ત કુંડલિનીને જગાડવી', 'અને સહસ્રારમાં લઈ જવી', 'ઘોડેસ્વાર માફક ઘોડીને લગામ પકડીને લઈ જવી', 'આ બાલરંડાને બળજબરીથી ઉપર ચડાવવી', 'અભ્યાસથી યોગી નિષ્ણાત બની આમ વારંવાર કરી શકે છે'–ઇત્યાદિ જે વિધાનો પ્રાચીન લેખકોએ કર્યાં છે એમનો વિચાર પણ થઈ શકે તેમ નથી. એટલે આના પરથી એ સ્પષ્ટ થાય છે કે અહીં જે શક્તિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે મનુષ્યમાં સુષુપ્ત અવસ્થામાં રહેલી શક્તિનો ઉલ્લેખ છે અને તે યોગ્ય સાધનાથી જાગૃત કરી શકાય છે.

કુંડલિની શક્તિની જાગૃતિનો અનુભવ શક્તિશાળી વિદ્યુત્પ્રવાહ જેવો થાય છે અને શરીર જ આવો શક્તિશાળી વિદ્યુત્પ્રવાહ ઉત્પન્ન કરે છે. આ અદ્‌ભુત શક્તિ વિશે તંત્રો તથા હઠયોગના ગ્રંથોમાં જે જ્ઞાન છે એ સિવાયનું બીજું કોઈ જ્ઞાન વિદ્વાનો પાસે નથી. આ અદ્‌ભુત શક્તિનો એક ભાગ ઇન્દ્રિયજન્ય જ્ઞાનના વાદળને ભેદીને ઉપર જાય છે, વિશ્વવ્યાપી ચેતના જે સદાય પ્રકાશમાન છે તથા શુદ્ધ છે તેની સાથે સાયુજ્ય પામે છે. આ શક્તિનો બીજો ભાગ શરીરના ઊંડાણમાં મૂળ ધરાવે છે, અને જીવવિજ્ઞાનના નિયમો લાગુ પડે છે તથા તે પોતાની પ્રવૃત્તિ માટે માંસ અને રક્તમાંથી મળતા પોષણ પર આધાર રાખે છે.

ઇડા અને પિંગલા વૃષણના ડાબા-જમણા ભાગમાંથી શરૂ થાય છે તથા સુષુમ્ણા જનન-અવયવના મૂળ જેવા ભાગમાંથી શરૂ થાય છે, સિદ્ધાસન અને પદ્માસન જેવી હઠયોગની કેટલીક સાધનાઓમાં જનનઅવયવને દબાવી રાખવામાં આવે છે તથા ગુદા માર્ગને સંકોચવામાં તથા વિકસાવવામાં આવે છે અને આવી રીતે કુંડલિનીની જાગૃતિમાં સરળતા થાય છે એમ કહેવામાં આવે છે પણ સામાન્ય રીતે બને તેમ એનો અર્થ એવો ન કરવો જોઇએ કે આવા અભ્યાસથી માત્ર જનનઅવયવોને ઉત્તેજના મળે છે અને કુંડલિનીની જાગૃતિ એ માત્ર વીર્યને રક્તમાં પાછું શોષી લેવાની ક્રિયા છે અથવા મનમાં દિવ્ય ખુમારી પ્રગટાવવા માટે એનું ઉદાત્તીકરણ (sublimation) કરવાની ક્રિયા છે હકીકત એ છે કે મગજ અને મેરુદંડની પદ્ધતિમાં ચેતવાનું કેન્દ્ર હોય ઉપર છે તથા જનનપ્રદેશનું કેન્દ્ર નીચે છે. પરિણામે માનવીમાં પ્રજનનનું અથવા આધ્યાત્મિક વિકાસનું કાર્ય થાય છે. ઈડા, પિંગલા તથા સુષુમ્ણા આ બંને ધ્રુવો વચ્ચે સંપર્ક સાધનાર પ્રવાહના માર્ગ છે. આજ્ઞાચક્રમાં ઈડા, પિંગલા તથા સુષુમ્ણાનો જે સંગમ થાય છે તે ત્રિવેણી કહેવાય છે. હિન્દુધર્મના મૂળભૂત સિદ્ધાંતોમાં કુંડલિની સાથે સંકળાયેલા ખ્યાલો ઘણા ઊંડા ગયેલા છે એનો ખ્યાલ આપણને એ હકીકત પરથી આવે છે કે એમાં બે કે ત્રણ નદીઓના સંગમને ખૂબ જ પવિત્ર ગણવામાં આવ્યો છે. આવા સ્થળે અમુક પર્વનાં લાખો લોકો પોતાના પાપો ધોઈ નાખવા તથા મુક્તિ પામવા માટે સ્નાન કરવા માટે આવે છે. કુંડલિની શક્તિ જાગૃત થાય છે ત્યારેપણ આવી રીતે માનવી પવિત્ર થઈ જાય છે. સૂર્યનાડી તથા ચન્દ્રનાડી સુષુમ્ણા સાથે વિવિધ ચક્રોમાં ભેગી થઈ પાછી આગળ વધે છે અંતમાં ભ્રૂમધ્યમાં આજ્ઞાચક્રમાં કુંડલિની શક્તિ મનની ક્રિયાઓ પર કાબૂ ધરાવે છે, દર્શનનો નવો માર્ગ ઉઘાડે છે, છઠ્ઠી ઇન્દ્રિય અથવા ત્રીજા નેત્રને ઉઘાડે છે. આમ સફળ સાધક વિકાસના એક વધુ ઊંચા પાન પર ચડે છે આજ્ઞાચક્રમાંથી ઈડા અને પિંગલા જમણા તથા ડાબા નસકોરાંમાં જાય છે અને સુષુમ્ણા માર્ગે પ્રાણશક્તિ સહસ્રારચક્રમાં પ્રવેશ કરે છે.

માનવીના શરીરમાં આવેલ આ બેપાંખિયું મહત્ત્વનું જે તંત્ર છે એના બે છેડા વચ્ચેની પ્રાણશક્તિનો માર્ગ ક્યાં છે તે પ્રયોગ દ્વારા નિશ્ચિત કરી શકાયું ન હોય તો પણ સ્વાનુભવ સિવાય બહારના સાધનો દ્વારા જે સાંયોગિક પુરાવા મળી શકે તેના વડે પણ ઘણા જ નજીકના ભવિષ્યમાં આવું સ્થાન નિશ્ચિત થઇ શકશે. સીમ્પેથેટીક તથા પેરાસીમ્પેથેટીક જ્ઞાનતંતુઓના સમૂહો, કરોડરજ્જુ જનનતંત્ર

તથા મગજમાં પ્રાણશક્તિ વધુમાં વધુ પ્રમાણમાં રહે છે. આ સૂક્ષ્મ જીવંત પ્રાણશક્તિ શરીરના પ્રત્યેક ભાગમાં પ્રત્યેક કોષમાં રહેલ છે અને તે વિરાટ પ્રાણશક્તિ તથા દેહની વચ્ચે સાંકળ તરીકે ગરજ સારે છે. કુંડલિની યોગમાં વારંવાર જે 'પ્રાણ'

શબ્દનો ઉલ્લેખ કરવામાં આવે છે તે આ સૂક્ષ્મ જીવંત માધ્યમનો ઉલ્લેખ કરે છે જે આત્મા તથા સ્થૂલ પદાર્થ વચ્ચે પુલની ગરજ સારે છે જીવંત શરીરમાં આ માધ્યમમાંથી બુદ્ધિ ઉત્પન્ન થાય છે જે સૂક્ષ્મ વિરાટ પ્રાણ-પ્રાણશક્તિમાં રહે છે જીવંત શરીરો આશ્ચર્યજનક કામગીરી બજાવે છે કેટલીક સ્મૃતિઓ પેઢી દરપેઢીએ કોષની પણ અંદર રહેલ 'જેન્સ' નામના તત્ત્વથી ઊતરી આવે છે. જનનતંત્ર કાર્યદક્ષતાથી કામગીરી બજાવે છે. બુદ્ધિને પણ સ્તબ્ધ કરી નાખે એવી આ બધી બાબતોનો આધાર વિશ્વવ્યાપી પ્રાણશક્તિમાં રહેલી અલૌકિક ચિત્શક્તિ પર છે અને તે બ્રહ્માંડમાં તમામ જીવનનું ઉદ્ભવસ્થાન છે ચેતનમય શક્તિના અસીમ વિશ્વ તરીકે આ વિશ્વપ્રાણ કામગીરી બજાવે છે, અસીમ શક્તિ તથા અસીમ ઝડપ ધરાવતી બુદ્ધિરૂપ વિદ્યુતના અદશ્ય, સ્વયંભૂ તથા સર્વવ્યાપી પ્રવાહ તરીકે પણ તે કામગીરી બજાવે છે સાક્ષાત્કાર પામેલા માનવીના અંતર્દર્શનમાં આની અનુભૂતિ થાય છે અને માનવી પોતાની તમામ ઇન્દ્રિયો તથા બુદ્ધિ વડે જેના માત્ર અત્યન્ત અલ્પ અંશને જ સમજી શકે એવા આ અદ્ભુત વિશ્વના સર્જનમાં વપરાતી શક્તિઓ તથા બીજા વિશ્વોનું દર્શન કરી શકે છે.

માનવીમાં વિકાસ સાધતું જે જનનતંત્ર છે તે એવી રીતે કામગીરી બજાવે છે કે જેમાં વિકાસની આ બાજુ પ્રત્યક્ષ દર્શનથી પર છે આપણા મનમાં જે સતત રોમાંચક તથા કામવૃત્તિના વિચારો આવે છે તથા જે રીતે આપણા જાતીય અવયવો વર્તે છે એને પરિણામે આપણને આ તંત્રની જનન કરવાની પ્રવૃત્તિના અસ્તિત્વનો સતત ખ્યાલ રહે છે. પરંતુ આ જ તંત્રના વિકાસશીલ ગુણની આપણા વિચારો પર સીધી જે અસર પડે છે તે આપણે જાણતા નથી ધાર્મિક ભાવનાને આપણે પૂરેપૂરી સમજ્યા નથી પણ એ ભાવના તથા મનુષ્યના મનની અસીમ જ્ઞાનપિપાસા દ્વારા આ વિકાસશીલ તંત્ર વિશે પરોક્ષ રીતે આપણને પુરાવો મળી ગયો છે. અત્યાર સુધી વિકાસ વિશેનો આપણો ખ્યાલ યંત્રવત્ જ હોવાથી આપણે એના વિશે તપાસ કરવામાં તથા તેને સમજવામાં કરુણ રીતે નિષ્ફળ ગયા છીએ. કુંડલિની આ વિકાસશીલ તંત્રની ચાવી છે. એટલે સ્વાભાવિક રીતે જ કરોડરજ્જુ, સ્વયંસંચાલિત જ્ઞાનતંતુતંત્ર તથા મગજની સાથે તેને જોડવામાં આવે તથા તેના પર એનો પ્રભાવ ઉત્તેજન આપે એવી કોઈ પણ ક્રિયા મગજ તથા કરોડમાંથી જ શરૂ થાય છે અને એની સફળતા માટે આ બંનેના અત્યંત ગાઢ સહકાર તથા સહાયની જરૂર રહે છે તેને શા માટે જનનની પદ્ધતિ સાથે જોડવામાં આવે છે તે કુંડલિની યોગના સ્વરૂપ પરથી જ તથા આ યોગને સમજાવનારા યોગાચાર્યોએ કરેલા સ્પષ્ટીકરણ પરથી સમજાઈ જશે સાધકની કુંડલિની જ્યારે સફળતાથી જાગૃત કરાવવામાં આવે ત્યારે તે અત્યંત શક્તિશાળી પણ સુષુપ્ત પ્રાણશક્તિનો ઉપયોગ કરી શકે છે, કારણ કે આ ભાગમાં તે

પ્રાણશક્તિ રહેલી હોય છે. આ પ્રાણશક્તિનો ઉપયોગ તે મગજ તથા જ્ઞાનતંતુઓના પુનરાયોજનના મહત્ત્વનાં કાર્ય માટે કરી શકે છે જેથી વિકાસની બાબતમાં પૂર્ણતા સાધી શકાય. અહીંથી માનવી મહામાનવ–પુરુષોત્તમ બનવાની શરૂઆત કરે છે. એની સામે દર્શન માટે નવા માર્ગો ખુલ્લા થાય છે. એને ઇન્દ્રિયાતીત ચેતનાનો સાક્ષાત્કાર થાય છે. ઇન્દ્રિયોની પણ પેલી પારની બાબતો તે સમજી શકે છે, વિશ્વના સૂક્ષ્મ પ્રદેશોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે આથી જ પ્રાચીન યોગાચાર્યોએ કુંડલિની શક્તિને દેવી તરીકે માન આપ્યું છે તથા એની ભારે નિષ્ઠાપૂર્વક ઉપાસના કરી છે.

આ પ્રકરણની શરૂઆતમાં એવો સવાલ ઉઠાવવામાં આવ્યો હતો કે ભારતમાં તથા કદાચ બીજા દેશોમાં પણ ક્યારે આ શક્તિના કેન્દ્રને જાગૃત કરવાની પદ્ધતિઓનો સાધનામાં ઉપયોગ કરવામાં આવ્યો હતો? શા માટે એનું જ્ઞાન અલ્પ છે? શા માટે સફળ થયેલા સાધકોની સંખ્યા અત્યંત અલ્પ છે? ઉપરની હકીકતો પરથી આનો જવાબ મળી જશે. આધ્યાત્મિક શક્તિનું આ કેન્દ્ર જેમનામાં જન્મથી જ સ્વભાવિક રીતે જાગૃત હતું તેમને પોતાના શરીરમાં કામગીરી બજાવતા આ ચેતનમય તંત્ર વિશે ખ્યાલ ન હોવાથી સામાન્ય રીતે તેઓ પોતાના તમામ વિકાસ અને સિદ્ધિઓ દૈવી કૃપાથી થાય છે એમ માનતા હતા અને જ્યારે કંઈ ખરાબ થાય ત્યારે કોઈ અનિષ્ટ બળોને લીધે એમ બને છે એવી માન્યતા ધરાવતા. શરૂઆતથી જ કુંડલિનીની જાગૃતિને પરિણામે થતા અનુભવો અલૌકિક તથા કોઈ દેવતાની સહાયથી થાય છે એવી માન્યતા હતી. લાંબી સાધના પછી જેમની કુંડલિની જાગૃત થતી તેમને વિકાસના માર્ગમાં અદ્ભુત અને અસામાન્ય દર્શનો તથા અનુભવો થતા. આનું કારણ પણ તેઓ ઇશ્વરનો અનુગ્રહ અથવા દૈવી શક્તિની કૃપા જ સમજતા તંત્રો અને કુંડલિનીને લગતા પ્રાચીન ગ્રંથો પરથી આ બાબતને સમર્થન મળી રહે છે. કુંડલિનીની સાધના દરમિયાન આપણે જીવનમાંથી નિરર્થક બાબતો દૂર કરીએ છીએ, આપણી શુદ્ધિ કરીએ છીએ તથા આપણું પુનર્ઘડતર કરીએ છીએ. સામાન્ય રીતે આમ કરવામાં સેંકડો, હજારો વર્ષ લાગે. કુંડલિનીની જાગૃતિ કરતી વખતે આપણે માનવીની અંદર રહેલા દૈવી શક્તિના એવા કેન્દ્રને જાગૃત કરીએ છીએ કે જેનો આશય માનવીને એના શાશ્વત તથા અલૌકિક સ્વરૂપની પ્રતીતિ કરાવવાનો છે. જેઓ કુંડલિનીને જાગૃત કરવામાં સફળતા પ્રાપ્ત કરવા માગતા હોય એમણે અમુક પ્રકારની માનસિક તથા શારીરિક તૈયારી કરવી જોઇએ તથા વિકાસ પામેલી સમજશક્તિ ધરાવવી જોઇએ. આ બધી મુશ્કેલીઓ હોવા છતાં જેમનામાં જન્મથી જ કુંડલિની જાગૃત થયેલી હોય એવા સાધકોની સંખ્યા દુનિયાભરમાં નવાઈ લાગે એટલી મોટી છે. હાલ જે જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે તેને પરિણામે તથા લગભગ તમામ દિશામાં ઝડપી પ્રગતિ થઈ છે તેને પરિણામે કુંડલિનીની

જાગૃતિમાં સફળતા પ્રાપ્ત કરનારાઓની સંખ્યા સોગણી મોટી થઈ શકે તેમ છે પણ એને માટે આ યુગના તેજસ્વી માનવીઓએ આ દૈવી ખોજ નિષ્ઠાપૂર્વક કરવી જોઈએ.

એ સમજાવવાની ભાગ્યે જ જરૂર છે કે યોગની કોઈપણ પદ્ધતિ અથવા આધ્યાત્મિક પ્રયાસમાં સફળતા પ્રાપ્ત કરવા માટે શરીરમાં એવું કોઈ તંત્ર હોવું જોઈએ કે જેને અભ્યાસ દ્વારા ઉત્તેજિત કરી શકાય અથવા એના પર અસર કરી શકાય આમ હોય તો ચેતનાની એવી અવસ્થાઓ પ્રાપ્ત કરી શકાય કે જેમાં કોઈ ગૂઢ કે બીજા આધ્યાત્મિક અનુભવો કરી શકાય. આવા પ્રકારના કોઈ સાધન સિવાય અને બહારની કોઈ સાબિતી સિવાય જો એવું સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવે કે મગજની સામાન્ય શક્તિની પેલે પાર એક વધુ ઊંચી માનસિક અવસ્થા છે જે પ્રત્યેક સાચા પયગંબરમાં, ગૂઢ જ્ઞાની અથવા સન્તમાં જોવામાં આવી છે, તો જેમનાં મન બીજો કોઈ અસામાન્ય વિકાસ દર્શાવતા ન હોય તેમના અનુભવો સાચા હોવા વિશે ગંભીર શંકા ઉપજે મનની નોંધી શકાય એવો– કાર્યદક્ષતાનો સામાન્ય સીમાની બહાર એવો કોઈપણ વિકાસ કરવા માટે તથા ચેતનાનું વધુ ઘનિષ્ઠ સ્વરૂપ દર્શાવવા માટે મગજની ચેતનાની યોગ્ય વ્યવસ્થા ફરી કરવાની અત્યંત આવશ્યકતા છે એટલે જો આવા પ્રયાસમાં અનુકૂળ અસર થાય તે માટે બીજી બધી બાબતો ભેગી થાય તો પરિવર્તન કરવા માટે પ્રકૃતિએ યોજેલા આ તંત્રને ઉત્તેજિત કરવામાં યોગના પ્રત્યેક સ્વરૂપને, ધાર્મિક પ્રયાસને અથવા આધ્યાત્મિક સાધનાને સફળતા મળવી જોઈએ. આનો અર્થ એ થાય છે કે ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરવા માટે જે કોઈ પ્રયાસો કરવામાં આવ્યા હોય તેમાં આ વિકાસકારી તંત્રનો ઉપયોગ કુંડલિની દ્વારા કરવામાં આવ્યો જ હશે

વિવિધ સંપ્રદાયો તથા યોગની વિવિધ પદ્ધતિઓ અથવા સૂક્ષ્મ જ્ઞાનના વિવિધ સંપ્રદાયો વચ્ચે જે સંઘર્ષ તથા વાદવિવાદ છે એનું કારણ એ છે કે આવા આવિષ્કારો પાછળ રહેલા સિદ્ધાંતને સાચી રીતે સમજવામાં આવ્યો નથી ઇન્દ્રિયાતીત જગતમાં કોઈપણ સિદ્ધાંત ન હોય અથવા એમાં પ્રવેશ પામવા માટે કોઈ એકસરખી કાર્યપદ્ધતિ ન હોય એમ બની શકે ખરું. આવા ખ્યાલનો પણ વિચાર કરી શકાય તેમ નથી. ધાર્મિક સાધના અથવા કોઈપણ પ્રકારના યોગની સાધના પરમાત્મા કે ઇષ્ટ દેવ સાથે તાદાત્મ્ય સાધવા માટે કરવામાં આવે છે અને તેથી દેહના બંધનોમાંથી મુક્તિ મળે છે એવી જે વર્તમાન માન્યતા છે તે આવા ખ્યાલના મૂળમાં છે. દુઃખદાયક સંસારના પંજામાંથી મુક્ત બની દુઃખી જીવનો સત્કાર કરવા રાહ જોતાં પરમકૃપાળુ પરમાત્મા – ઇષ્ટદેવના રક્ષણકર્તા હાથ નીચે રક્ષણ પામવું એવો આપણો મુક્તિનો ખ્યાલ છે આના પરથી એવો ખ્યાલ આવે છે કે વિષાદમય તથા બોજામય સંસારમાંથી મુક્તિ પ્રાપ્ત કરવા માટે તથા એક પરમ સત્તની ખોજ કરવા માટે માનવીના હૃદયમાં ઝંખના

હોય છે અથવા બીજા શબ્દોમાં કહીએ તો પરમાત્માની ઇચ્છા અનુસાર આમ થાય છે જો આ કબૂલ રાખવામાં આવે તો એના પરથી એવો સાર તારવી શકાય કે આ વિરાટ વિશ્વની રચના એવી રીતે કરવામાં આવી છે કે જેથી જીવાત્માઓ પોતાની દુર્દશા સમજવા જેટલી બુદ્ધિ ધરાવે ત્યારે એને દૂર કરવાની તીવ્ર ઇચ્છા ધરાવે. પરમકૃપાળુ પરમાત્માના ખ્યાલ સાથે આવો ખ્યાલ જરાય મળતો આવતો નથી. એવી દલીલ કરવામાં આવે છે કે કર્મને પરિણામે બંધન તથા મોક્ષ થાય છે અને એને માટે પરમાત્મા નહીં પણ આત્મા જ જવાબદાર છે. પરંતુ આ દલીલથી આપણા જીવનની સમસ્યાનો સંતોષજનક જવાબ મળતો નથી. આપણે કર્મના સિદ્ધાન્તોને કબૂલ રાખીએ તો પણ એની શરૂઆત ક્યાંથી થઈ તે આપણે જાણીએ છીએ ખરા ? જો આપણે જાણતા ન હોઇએ તો કર્મોનો અન્ત ક્યારે આવશે તે આપણે કેવી રીતે કહી શકીએ ? આપણે માત્ર એટલું જાણીએ છીએ કે યુગો દરમિયાન માનવીએ પરમાત્મા સમાન પોતાનો દરજ્જો ક્રમશઃ વિકસાવવાનો છે અને તે દરમિયાન એણે આ પૃથ્વી ઉપર જ રહેવાનું છે અને સંસારમાંથી યોગ્ય સમય અગાઉ પાછા ખસી જઇ આપણા વિકાસનો ક્રમમાં ભંગ પાડવો તે માનવજાતિના ભાવિ વિશેની વિરાટની યોજના સાથે સુસંગત નહીં હોય.

કોઈ પણ પ્રકારનો અભ્યાસ કરવાથી મગજમાં બુદ્ધિના કેન્દ્રને ઉત્તેજન મળે છે. કલાની કોઈ પણ પ્રવૃત્તિ કરવાથી હાથના, આંગળીઓના તથા ગળા ઇત્યાદિના સ્નાયુઓને તાલીમ મળવાથી અવયવો તથા મન વચ્ચે વધુ સારો સુમેળ સ્થપાય છે. અમુક પ્રકારનો વ્યાયામ કરવાથી અમુક સ્નાયુઓનો વિકાસ થાય છે. આવી કોઇપણ પ્રકારની ધર્મની, યોગની કે આધ્યાત્મિક વિજ્ઞાનની ઉપાસના કરવાથી કુંડલિનીનું હલનચલન શરૂ થાય છે અને તેને પરિણામે પ્રાણશક્તિનો તથા જનનના સ્રાવમાં રહેલા મૂલ્યવાન સત્ત્વોનો ઉપયોગ થવાથી શરીરમાં એક નવી જ પ્રક્રિયા શરૂ થાય છે અને મગજમાં એક ઇન્દ્રિયાતીત ભાગ રચવા પુનર્ઘટનાની આશ્ચર્યજનક પ્રક્રિયા શરૂ થાય છે. માનવીમાં જે વિકાસ પામવાની ભાવના હજી પણ સક્રિય છે એનો આ અંતિમ આશય છે. રાજયોગ, ભક્તિયોગ તથા જ્ઞાનયોગમાં અથવા અન્ય ધાર્મિક ઉપાસનાઓમાં કુંડલિની જાગૃત થતી નથી એવો મત જે સામાન્ય રીતે દર્શાવવામાં આવે છે તે ખોટો છે. અગાઉ આપણે જોઈ ગયા છીએ કે જ્યારે કોઈ પણ ધાર્મિક ઉપાસના શરીરમાંના કુદરતી તંત્ર પર દબાણ લાવે ત્યારે જ આવી ધાર્મિક ઉપાસના સફળ થાય છે. આમ ન થાય તો ચેતનામાં કદી પરિવર્તન થઈ શકે નહીં. આ સત્યનું સમર્થન કરતાં સ્વામી વિવેકાનંદે કહ્યું છે કે: "સામાન્ય રીતે જેને અલૌકિક જ્ઞાન અથવા શક્તિ કહેવામાં આવે છે એ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે કુંડલિનીનો થોડો પ્રવાહ પણ સુષુમ્ણા માર્ગે વહેતો હોય છે." ઇન્દ્રિયાતીત અનુભવોની દિશામાં પ્રગતિ કરવા માટે મગજમાં કોઈ કુદરતી

વ્યવસ્થા ન હોય તથા એ વ્યવસ્થાને વધુ કાર્યદક્ષ બનાવી શકાય તેમ ન હોય તો ગમે તેટલી માનસિક તાલીમ લેવામાં આવે તો પણ ચેતનાની અવસ્થા તરફ જઈ શકાય નહીં. લગભગ તમામ માનવજાતિના સામાન્ય વારસારૂપ જે ચેતના હોય છે તેનાથી આ ચેતના ભિન્ન પ્રકારની હોય છે તથા તેનાથી ઊંચા પ્રકારની પણ હોય છે.

હઠયોગના વિવિધ સંપ્રદાયોમાં માનવામાં આવે છે કે કુંડલિનીને બળજબરીથી જાગૃત કરી શકાય. પણ વિચાર કરતાં આ વાત બરાબર લાગતી નથી આવી સાધનાની પદ્ધતિઓને આપણે અકુદરતી ગણવી જોઈએ માનવીના શરીરમાં વિકાસ માટે તંત્ર અસ્તિત્વ ધરાવે છે તે આપણે જો કબૂલ રાખીએ તો આપણે એ પણ કબૂલ રાખવું પડશે કે એની ક્રિયા કોઈ ઉત્તેજન આપનાર બાબત પર આધાર રાખતી હશે. આવી ઉત્તેજના કાં તો બહારની દુનિયામાંથી આવતી હશે અથવા સ્વતંત્ર રીતે કામગીરી બજાવતા માનવીના મનમાંથી આવતી હશે. વળી આપણે એ પણ સ્વીકારવું પડશે કે આવી કેટલીક ઉત્તેજનાઓની અસર મંદ તથા કેટલીક ઉત્તેજનાની અસર તીવ્ર પણ હશે કારણ કે માનવીના શરીરના બીજા બધા અંગોની બાબતમાં પણ આમ જ બને છે. આપણા શરીરમાં કોઈ પણ ક્રિયા થાય તો તેનો ઉપયોગ કરવા માટે જે તંત્ર હોય છે તે વિવિધ પ્રમાણમાં સક્રિય હોય છે. તેવી રીતે આવી અસરો ઝીલવાની શક્તિ તથા એની રીત પણ વિવિધ માનવીઓમાં અલગ અલગ હોઈ શકે કેટલાક માનવીઓ ભારે ધાર્મિક ભાવના ધરાવતા હોય છે, કેટલાક સામાન્ય ધાર્મિક ભાવના ધરાવતા હોય છે, કેટલાક સાવ ઓછી સામાન્ય ધાર્મિક ભાવના ધરાવતા હોય છે અને કેટલાક માનવીઓમા ધાર્મિક ભાવના જરાય હોતી નથી આવી જ રીતે મનુષ્યોમાં કામવૃત્તિનું પ્રમાણ પણ અલગ અલગ હોય છે. જનનની પ્રક્રિયાની સરખામણીમાં આ વિકાસકારી તંત્રની બાબતમાં આપણે એ વાત યાદ રાખવાની છે કે કામવાસના બાળકોને જન્મ આપવાની તથા જાતીય ભૂખ સંતોષે છે પરંતુ શરીરમાં જે વિકાસકારી તંત્ર છે તે જીવનના રહસ્યનું નિરાકરણ કરવાનો પ્રયાસ કરે છે, જીવનને સમજવાનો પ્રયાસ કરે છે ધાર્મિક ખોજનો આ આશય હોય છે અને જ્ઞાનનો આશય કુદરતી અનુભવોના કારણો શોધવાનો, શક્તિ તથા કલ્યાણ પ્રાપ્ત કરવાનો તથા બુદ્ધિની ખોજ કરવાનો હોય છે એટલે તમામ માનવીઓમાં ધાર્મિક ભાવના હોય જ એ જરૂરી નથી જેઓ જ્ઞાન પ્રાપ્ત કરવાના ધર્મને બાજુએ રાખીને મગ્ન થયા છે એમનામાં પણ વિકાસ પામવાની આ ભાવના સક્રિય હોય છે.

જ્યારે જ્યારે સાચો ગૂઢ અનુભવ થાય છે તથા આધ્યાત્મિક પ્રકાશ થાય છે ત્યારે ત્યારે મગજને વધુ ઊંચા પ્રકારની તથા ખૂબ તાકાતવાળી પ્રાણની શક્તિ પોષણ માટે મળેલી હોય છે આ પ્રાણશક્તિ શરીરના દરેક ભાગમાંથી ખેંચી લઈને કરોડ દ્વારા મગજને કુંડલિની શક્તિ દ્વારા પહોંચતી હોય છે. આના પરથી એ સ્પષ્ટ

થાય છે કે જો વધુ ઊંચા પ્રકારની માનસિક પ્રવૃત્તિ ન હોય અથવા આવો અનુભવ કરાવવા કોઈ ઉચ્ચ ચેતનાનો પ્રાદુર્ભાવ ન થાય તો આવો સમગ્ર અનુભવ માત્ર એક ભ્રમણા જ બની જાય છે. આના પરથી એ પણ સ્પષ્ટ જણાય છે કે મગજની અસામાન્ય પ્રવૃત્તિ માટે વધુ પ્રભાવશાળી શક્તિની બળતણ તરીકે જરૂર પડે છે કુંડલિની આવું (શક્તિ-ઉત્પાદક) બળતણ પૂરું પાડે છે. શરીરની પોતાની આવી ઘડતરના સાધનની સંપત્તિ હોય તે અનુસાર શક્તિના આ પ્રવાહનું નિયમન કરવા માટે જે પરિવર્તનની પ્રક્રિયા છે તે અત્યંત જટિલ તથા સૂક્ષ્મ કામગીરી બજાવે છે. આવી સાધના દરમિયાન આવી પ્રક્રિયા સતત ચાલુ રહે છે. યોગના જે સાધકો એમ માનતા હોય કે યોગની આ કે પેલી પદ્ધતિથી તેઓ સ્વર્ગના દરવાજા ઉઘાડી નાંખશે તેમને પોતાની સાધનાની ભવ્ય ગંભીરતાનો ખ્યાલ નથી. ઇન્દ્રિયાતીત જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અથવા આધ્યાત્મિક શક્તિઓ પ્રાપ્ત કરવા માટે કોઈ પણ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે અથવા પ્રયાસ ગમે તેટલો જોરદાર હોય પણ અંતિમ પરિણામ કુંડલિનીથી જ નિશ્ચિત થાય છે એટલે અનાદિ કાળથી આંતરિક વૃત્તિથી સંસારના તમામ મનુષ્યો અસંખ્ય સ્વરૂપે વિવિધ રીતે આ કુંડલિની શક્તિની જ ઉપાસના કરી રહેલ છે. જેઓ ધર્મ ઉપર આધાર રાખતા ન હોય તથા જેમને પરમાત્મામાં વિશ્વાસ ન હોય તેઓ માત્ર બુદ્ધિને જ માર્ગદર્શક તથા માનવીના ભાવિને ઘડનાર માને છે તેઓ પરોક્ષ રીતે કુંડલિનીની જ ઉપાસના કરે છે કારણ કે સુષુમ્ણા દ્વારા મગજમાં જો આ પ્રાણશક્તિનું અમૃત જે વિકાસની પ્રક્રિયા માટે અનિવાર્ય છે તે પહોંચતું ન હોય તો માનવીના વિચારો હાલ જે ઉચ્ચ કક્ષાએ પહોંચી શક્યા તે ઉચ્ચ કક્ષાએ પહોંચી શક્યા ન હોત.

# ૯

# યોગથી પ્રાપ્ત થતી ઈન્દ્રિયાતીત અવસ્થા, બુદ્ધિમત્તા તથા અસામાન્ય માનસિક શક્તિઓ

ધર્મ, અધ્યાત્મ અને પ્રકૃતિથી પર જે કંઈ છે તે ત્રણેયની સાથે સંકળાયેલ જે અનુભવ છે એનો આધ્યાત્મિક તથા ચેતનાનો પાયો કુંડલિની છે એ બાબત અગાઉ સમજાવવામાં આવી છે. માનવજાતિના સમગ્ર ઇતિહાસ દરમિયાન કેટલાક માનવીઓએ જે અસામાન્ય સિદ્ધિઓ દર્શાવી હતી તે સહેજ જાગ્રત થયેલી કુંડલિનીનો જ પ્રતાપ હોવા છતાં એને જાદુ, મેલી વિદ્યા, શરીરમાં ભુતપ્રેતનો પ્રવેશ, વળગાડ વગેરે માની લેવામાં આવેલ. આવી જ રીતે જ્યારે કેટલાંક સ્ત્રીપુરુષોએ એવો દાવો કર્યો કે અમે પયગંબર છીએ, ઇશ્વર સાથે અમે સીધા સંદેશાવ્યવહાર કરી શકીએ છીએ અને પોતાની અસામાન્ય સિદ્ધિઓ, વધુ ઊંચાં નીતિના ધોરણો તથા પારગામી દૃષ્ટિના પુરાવાઓ પણ આપ્યા ત્યારે ત્યારે આવાં પ્રત્યેક સ્ત્રી-પુરુષમાં સુષુમ્ણામાંથી પ્રવેશ પામી કુંડલિની શક્તિ સહુથી ઊંચા સહસ્રાર ચક્રમાં પહોંચી હોય એમ જણાય છે જાતીય જીવનની બાબતમાં વિવિધતાઓ તથા વિકૃતિઓ જોવામાં આવે તોપણ એ સર્વની પાછળ માનવીની કામવાસના હોય છે તથા આ કામવાસનાનું મૂળ જનનતંત્ર હોય છે એમ માનવામાં આવે છે એવી જ રીતે ધર્મની સાથે સંકળાયેલાં તથા પ્રકૃતિથી પર એવાં કોઈ તત્ત્વ સાથે સંકળાયેલા અનુભવોનું મૂળ કુંડલિનીના ચેતનમય તથા આધ્યાત્મિક શક્તિના ખજાનામાં રહેલું છે.

વિવિધ ધર્મોના માનવીઓ પરમાત્મા વિશે તથા આત્માની બાબતમાં તથા જીવનની પેલે પાર શું છે એ બાબતમાં વિવિધ ખ્યાલો ધરાવે છે એટલે વિવિધ ધર્મોના અસંખ્ય અનુયાયીઓ જે વિવિધ તથા પરસ્પર વિરોધી દૃષ્ટિ ધરાવે છે એની સાથે સંમત થાય એવા ક્રાંતિકારી વિચારો જે આ ગ્રંથમાં રજૂ કરવામાં આવ્યા છે તે રજૂ કરવાનું કાર્ય સહેલું નથી. આ કાર્ય ખાસ મુશ્કેલ બનવાનું કારણ એ છે કે યોગ અને કુંડલિની વિશે હાલ જે આધુનિક લોકપ્રિય સાહિત્ય છે એમાં યોગ અને કુંડલિનીનું જે આલેખન કરવામાં આવ્યું છે તે વાસ્તવિકતા સાથે તથા યોગના મૂળભૂત ખ્યાલ સાથે સુસંગત નથી યોગને કુંડલિની અને કુંડલિનીને યોગ કહી શકાય તેમ છે, કારણ જ્યાં સુધી કુંડલિનીને જાગૃત કરી ન શકાય ત્યાં સુધી વ્યક્તિની ચેતના તથા વિરાટ ચેતનાનુ તાદાત્મ્ય સાધી શકાય નહીં. આ સમગ્ર વિષયનો સાર આ પ્રમાણે છે: મનુષ્યના મનનો વિકાસ થવાથી તે હવે બીજા પ્રકારની ચેતના દર્શાવી શકે તેમ છે. આ ચેતના પોતે જ પોતાને જાણી શકે તેમ છે. બીજા શબ્દોમાં કહીએ તો આ ચેતના ચેતનાના સ્વરૂપને જાણી શકે છે અને તે સ્થળકાળની પેલે પાર દર્શન કરી શકે છે આમાં વધુ આશ્ચર્યજનક હકીકત તો એ છે કે સામાન્ય મનની માફક બુદ્ધિપૂર્વક દલીલ કરીને સાર તારવવાને બદલે તે એના જ્ઞાનસાગરમાં ડૂબકી મારે છે કે જ્યાં કોઈપણ જાણવા લાયક બાબતનુ જ્ઞાન થઇ જાય છે અને નિરાકરણની રાહ જોતી તમામ સમસ્યાઓનુ નિરાકરણ થઇ જાય છે આ જ્ઞાનના સાગરમાંથી જ્ઞાનનાં થોડાંક તાજાં બિંદુઓ મગજની અનુકૂળતા તથા તૈયારી અનુસાર ટપકે છે. અસામાન્ય જ્ઞાનના આ બિંદુઓને પ્રયોગની પદ્ધતિથી ઓળખી શકાતાં નથી પરંતુ આવું જ્ઞાન દિવ્ય રીતે પ્રાપ્ત થયેલું જ્ઞાન કહેવાય છે.

પૂર્વ અને પશ્ચિમના ગૂઢ જ્ઞાનીઓ તથા દૃષ્ટાઓએ ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થાનાં જે વર્ણન કર્યાં છે એના પરથી જણાય છે કે યોગ અને અન્ય પ્રકારની ધાર્મિક ઉપાસનાઓનો આશય એવું નવીન જીવન પ્રાપ્ત કરવાનો છે કે જેમાં સાધક બુદ્ધિ અને વિચારથી વધુ ઊંચી નવી સૂક્ષ્મ બુદ્ધિમત્તા – મેધા પ્રાપ્ત કરે. જે ઇતિહાસની નોંધ મળી શકે છે તેની શરૂઆત થઈ ત્યારથી જીવનની આવી અવસ્થા પ્રાપ્ત કરનાર પ્રત્યેક સાધકને અચૂક લાગ્યું છે કે પોતાના સમયના માનવીઓ સમજી શકે એવા શબ્દોમાં પોતાના અનુભવોનું વર્ણન કરવું તે અત્યન્ત મુશ્કેલ અને અશક્ય પણ છે. જે સાધકો વાક્ચાતુર્ય ધરાવતા હતા તેમને પણ દૃષ્ટાન્તકથાઓ, બોધકથાઓ તથા રૂપકોનો આધાર અવર્ણનીય અનુભવનુ વર્ણન કરવા માટે લેવો પડયો છે. આ મુશ્કેલી હજી પણ ચાલુ છે આના પરથી એવો સાર તારવવો જોઇએ કે તટસ્થ રીતે આ અનુભવને સ્વીકારી શકાય એવો પુરાવો પૂરો પાડવાની જવાબદારીમાંથી છટકી જવા માટે અમે આ કાર્ય મુશ્કેલ હોવાનું જણાવીએ છીએ

જેણે કદી મીઠું ચાખ્યું ન હોય તેની સામે આપણે મીઠાના સ્વાદનું વર્ણન કરી શકતા નથી તેવી રીતે જેમણે આવી ઇન્દ્રિયાતીત અવસ્થાનો અનુભવ કર્યો ન હોય તેમની સમક્ષ આવા અનુભવનુ શબ્દોમાં જરાસરખું પણ વર્ણન કરવાનું અશક્ય છે.

સાચો ગૂઢ અનુભવ સદાય અવર્ણનીય રહેલ છે. કેનોપનિષદ કહે છે કે: "એને જેણે જાણ્યો છે તે જાણે છે જેઓ (ધારે છે કે તેઓ) તેને જાણે છે તેઓ એને જાણતા નથી અને જેઓ એને જાણતા નથી તેઓ એને જાણે છે" આ શ્લોકની પહેલાના શ્લોકમાં બ્રહ્મજ્ઞાની પોતાને થયેલા અનુભવથી પોતે કેવો સ્તબ્ધ થઈ જાય છે તેનું વર્ણન આ પ્રમાણે કર્યું છે: "બ્રહ્મને હું પૂરતા પ્રમાણમાં જાણું છું એમ હું માનતો નથી. હુ જાણતો નથી એમ નથી. હું જાણુ છું તે ઉપરાંત હું જાણતો નથી હું જાણતો નથી એમ નહીં પણ હુ જાણું છુ તે ઉપરાંત જાણતો પણ નથી એ ઉદ્દગાર અમારામાં જેઓ સમજે છે તેઓ (બ્રહ્મને) જાણે છે" પરમાત્માનાં દર્શનની તથા ચેતનાના ઉચ્ચ સ્તરોમાં પ્રવેશ પામવાની જેમનામાં અદમ્ય ઝંખના હોય તેમને માનવીની ચેતનાની સીમા ઓળંગીને આગળ વધવા માટે મગજમાંના વિકાસપ્રેરક કેન્દ્રમાંથી પ્રેરણા મળતી હોય છે. પ્રાચીન ગૂઢ જ્ઞાનીઓ તથા દ્રષ્ટાઓની માફક આવા સાધકોમાં ક્યારેક આવા ફેરફાર અચાનક થાય છે. ઊંડાં ધ્યાનથી, તીવ્ર ઝંખનાથી તથા તપશ્ચર્યાથી ક્યારેક આ વધુ ઉચ્ચ કક્ષાનું કેન્દ્ર જાણે અચાનક કાર્ય કરવા લાગે છે અને ચેતનામાં એવો ધડાકો થાય છે ત્યારે જે ભવ્ય દર્શન થાય છે અને પોતાની અંદર જે અણધાર્યું પરિવર્તન થાય છે એને પરિણામે સાધક ધ્રૂજી ઊઠે છે તથા સ્તબ્ધ થઈ જાય છે. દ્રષ્ટાની ચેતનામાં હવે જે મનથી ય પર એવું સત્ પ્રગટ થાય છે તેને પરમેશ્વર, સર્જનહાર તથા વિશ્વના કર્તા ગણવામાં આવે છે.

આજના યુગમાં વિશ્વ વિશેનું આપણુ જ્ઞાન એટલું બધું વિકાસ પામ્યું છે કે જેમાં પૃથ્વી, સૂર્યમાળા તથા માનવી આ વિશાળ વિશ્વમાં એક અત્યંત તુચ્છ બિન્દુ સમાન છે. આવા જ્ઞાનની આપણી બુદ્ધિ પર જે વિપરીત અસર પડે તેની સમતુલા પ્રાપ્ત કરવા આવી રીતે ચેતનાના અંદરના ક્ષિતિજને વિસ્તારવાની આપણા યુગમાં અત્યંત આવશ્યકતા છે. વિજ્ઞાનમાં, તત્ત્વજ્ઞાનમાં, કલામાં, ઉદ્યોગમાં, નાણાંકીય બાબતોમાં, રાજકારણમાં, રમતગમતમાં ઇત્યાદિ માનવપ્રવૃત્તિનાં કોઈ પણ ક્ષેત્રમાં અગ્રગણ્ય સ્થાન ધરાવનારાઓને જીવનમાં નિરર્થકતા તથા એકલતા નોંધપાત્ર પ્રમાણમાં લાગતી નહીં હોય પરંતુ જેઓ વધુ બુદ્ધિમાન છે તથા જેઓ સંવેદનશીલ છે એમના ઉપર ઘણીવાર આની વિનાશક અસર થાય છે માનવીમાં બહારની તથા અંદરની બાજુની વચ્ચે જે સમતુલાનો અભાવ થયો છે એને પરિણામે આજના વિશ્વની સ્થિતિ સ્ફોટક બની છે. દવાઓના બંધાણીઓની સંખ્યામાં ભયંકર વધારો થયો છે. આંતરિક શાંતિ પ્રાપ્ત કરવા માટે સ્વચ્છંદી તથા અર્થહીન જીવન ગાળી

લાખો માનવીઓ નિરર્થક પ્રયાસ કરી રહ્યા છે. અગમ્યની પ્રાપ્તિ માટે લોકો યોગ તથા બીજી ગૂઢ સાધનાઓ તરફ વળી રહેલ છે. ટેકનોલોજીમાં થયેલા ભારે વિકાસને પરિણામે પ્રત્યેક માનવીને કદી સ્વપ્નમાં પણ જોઈ ન હોય એવી સગવડો મળી રહી હોવા છતાં આ યુગમાં તોફાનો, વિનાશ, હિંસા, યુદ્ધ, બળવા અને રમખાણોનાં દૃશ્યો સતત જોવા મળે છે. હાલ જ્ઞાનનો આટલો બધો વિકાસ થયો હોવા છતાં આમ શા માટે બની રહ્યું છે તે સમજાવી શકાય તેમ નથી. આવી નિરંકુશ પરિસ્થિતિનું કારણ એ છે કે માનવીના બહારના જીવનમાં ગુંચવણો વધતી જાય છે તથા આ જીવન વધુ વિશાળ થતું જાય છે. આવા સમયે માનવી પોતાના ઊભા કરેલા ભયંકર બોજા હેઠળ સાવ કચડાઈ જાય તેમાંથી તેને બચાવવા માટે એની આંતરિક ક્ષિતિજોને વિસ્તારવાની પણ આવશ્યકતા છે.

એટલે જેઓ પોતાના ધ્યેયની પાછળ પડ્યા છે તેમની બાબતમાં મૂઢ બનેલી બુદ્ધિમાં ગૂઢ દૃષ્ટિનો વિકાસ થાય અને એને પરિણામે આત્માના સ્વરૂપનું દર્શન થાય એ વિલાસ, શોખ કે કલ્પના ન ગણાય પરંતુ માનવજાતિ માટે શાણપણભરી તથા ગંભીર, અનિવાર્ય આવશ્યકતા ગણાય. આવી ગૂઢ ભાવનાથી જે વિકાસનો આશય સિદ્ધ થાય છે તેનુ વિદ્વત્તાથી સ્પષ્ટીકરણ કરવામાં આવે છતાં તે માન્ય રાખવામાં આવતું નથી તે માની ન શકાય તેવું છે. પ્રકૃતિની ઘટનાઓ માટે આદિ કાળના માનવીઓ જે કારણો આપતાં તે માની ન શકાય તેવાં હતાં એમ આ સ્પષ્ટીકરણ પણ શા માટે માન્ય કરવામાં આવતું નથી તે માની શકાય તેમ નથી. પ્રકાશ અને રંગ, રત્નો, મનોહર રંગો ધરાવતા કાચ, ઉત્કૃષ્ટ ચિત્રો, શિલ્પ અને સંગીત એ બધાંથી મન બદલાય છે એ બાબતમાં શંકા કરવામાં આવે છે અને એમને ભ્રામક અનુભવોનાં સાધનો ગણવામાં આવે છે, મનને કોઈ અગમ્યની દુનિયામાં લઈ જનાર સાધનો ગણવામાં આવે છે. પરંતુ સાચી હકીકત એ છે કે આ સર્વ અહંકારનું ઊંડાણથી પરિવર્તન કરે છે, ક્રમશઃ વિકાસ કરી આત્માને આશ્ચર્યજનક અવસ્થામાં લાવે છે, કારણ કે આત્મા જ્યારે પોતાના સ્વરૂપનું દર્શન કરે ત્યારે તેને પોતાનું સ્વરૂપ મણિદ્વિપ જેવું, ચમકતા સુવર્ણગિરિ સમાન લાગે છે. આવું દર્શન કરનારને જીવન સાગર જેવું વિશાળ જણાય છે, દર્શન, સ્પર્શ, શ્રવણ, સ્વાદ અને સુગંધની ઇન્દ્રિયો માટે વધુ આકર્ષક લાગે છે અને એની આગળ તમામ કલાકૃતિઓ, સંગીત, મધુર સુગંધ, શરીરને આનંદ આપતા ઉપભોગનાં સ્થૂલ સાધનો ઓછાં આકર્ષક લાગે છે. ભાવિની પાંખ પર બેસીને પ્રત્યેક માનવી પ્રકાશ, સુમેળ અને શાંતિ ધરાવતા એવા પ્રદેશ તરફ ઊડે છે કે જેનો આપણા દૃશ્ય વિશ્વમાં જોટો નથી. દૈવી સાધનો પર ધરવામાં આવતું ધ્યાન, પ્રાર્થના, ઉપાસનાનાં ભવ્ય સ્થળો, ધર્મસ્થળોમાં ગંભીર વાતાવરણ, પયગંબરો તથા સંતોની હૃદયસ્પર્શી જીવનકથાઓ અને સંતો તથા ઋષિમુનિઓના ગંભીર

વિધાનો—એ બધાથી માનવીમાં ભારે પરિવર્તન થાય છે તથા માનવીની વિકાસની વૃત્તિ પર એની અસર થતી હોવાથી માનવી ચેતનાનાં વધુ ઊંચાં ક્ષેત્રોમાં—ઝળહળતા આંતરિક વિશ્વમાં ખેંચાય છે જ્યાં શુદ્ધ મહત્ત્વાકાંક્ષાઓ, અભિલાષાઓ તથા આદર્શો પૂર્ણ થાય છે.

આવી પરિસ્થિતિ આંતરિક પરિવર્તન દર્શાવે છે એમાં શંકા છે ખરી ? પોતે અલગ આત્મા છે એવો ખ્યાલ ધરાવનાર સાધક જે વિરાટ ચેતનાનું પોતે એક બિંદુ છે તેના સંપર્કમાં આવે છે અને તેની સાથે એકતા અનુભવે છે છતાં આ વિરાટ ચેતનાથી સ્તબ્ધ બની જઈ એને પોતાનાથી પર અને ઉપર માને છે. સામાન્ય સ્થિતિમાં પણ આપણી સમક્ષ જે જગત રહેલું છે તેમાં પણ ગૂઢતા જણાય છે આપણી ઇન્દ્રિયો તથા બુદ્ધિએ દર્શાવેલ આ વિશ્વનું ચિત્ર છે. જળચરો, સ્થળચરો, પક્ષીઓ અને પ્રાણીઓ એ સર્વની નજરે આ જગત કંઈક જુદું છે કીડીઓ, મધમાખીઓ, ચામચીડિયાં, કૂતરાં, સ્થળાંતર કરતાં પક્ષીઓ વગેરેની ઇન્દ્રિયો જે ગૂઢ રીતે કામગીરી બજાવે છે તે આપણે સમજી શકતા નથી કારણ કે એ દરેકની દૃષ્ટિએ જગત જુદું જણાય છે પરિણામે જે આપણે જરાય સમજી શકીએ તેમ નથી તે એમની દૃષ્ટિએ સાવ સામાન્ય છે. આપણું મન આપણને જે જોવા તથા સમજવા દેવા માગે તે જ આપણે જોઈએ અને જાણીએ છીએ પરંતુ મનની આ જોવા અને જાણવાની શક્તિનો આધાર મગજની શક્તિ ઉપર છે. જીવન અને મૃત્યુની, વિશ્વની શરૂઆત તથા વિશ્વના આશયની સમસ્યાઓ પ્રાણીઓને સતાવતી નથી. વિવિધ પ્રાણીઓમાં પણ આવી સમસ્યાઓ વિવિધ મૂલ્યો ધરાવે છે તથા આ બાબતની ગંભીરતાનું પ્રમાણ પણ અલગ અલગ હોય છે. બધા લોકોનો વિકાસ એક સરખો હોતો નથી અને માનવીના મગજમાં હજીપણ ફેરફારો થઈ રહ્યા છે એ હકીકત માન્ય રાખવામાં આધુનિક માનસશાસ્ત્રને નિષ્ફળતા મળી છે. આ મુખ્ય હકીકતને જ્યાં સુધી યોગ્ય રીતે માન્ય રાખવામાં નહીં આવે ત્યાં સુધી મનનો વ્યવસ્થિત અભ્યાસ થઈ શકે નહીં.

આધ્યાત્મિક રસ ધરાવનારાઓ માટે જીવન અને મરણની, આ લોકની તથા પરલોકની સમસ્યાઓ વધુ મહત્ત્વની છે. આવી સમસ્યાઓ જ કેટલાકના જીવનનો માર્ગ ઘડવામાં મુખ્ય અસર કરે છે. આવી ઝંખના ધરાવનાર માનવીઓ પોતાની ઝંખના સંતોષવા માટે ઘણીવાર પોતાનો સંપ્રદાય બદલે છે અને એક પછી એક પુસ્તકો ઉત્સાહથી વાંચ્યા કરે છે પણ એમની સમસ્યાનું નિરાકરણ થતુ નથી આ વર્ગના લોકોને પોતાની ખોજમાં ઘણીવાર જે નિરાશા મળે છે એને માટે સંગીન કારણો હોય છે. આવી ઝંખના જ માનવીનું લક્ષ્ય–ધ્રુવતારક દર્શાવે છે અને તે મનને ચેતનાની બદલાયેલી અમુક સ્થિતિ તરફ લઈ જાય છે અને તેથી આ

સમસ્યાનું સંપૂર્ણ નિરાકરણ થઈ જાય છે. આવી સમસ્યા પશુના મનમાં ઊભી થતી નથી પરંતુ માનવી સમક્ષ પ્રત્યેક પગલે ઊભી થાય છે અને માનસિક પરિતાપ પણ કરાવે છે. આવી સમસ્યા માનવીના મનમાં ઊભી થવાનું કારણ એ છે કે બુદ્ધિની રચના જ એવા પ્રકારની છે. આવી બુદ્ધિ સામે જ્યાં સુધી કોઈ સમસ્યા ઊભી ન થાય ત્યાં સુધી તેને સંતોષ મળતો નથી તથા તે આરામ કરતી નથી. બગડયા વગર બુદ્ધિનો વિકાસ થાય તો આ સમસ્યા વધુ ઝડપથી નિરાકરણ માંગી લે છે. આપણા સમયમાં આમ જ બન્યું છે. જ્યાં સુધી માનવીમાં રહેલો જ્ઞાતા (આત્મા) ઇન્દ્રિયો અને બુદ્ધિ પર વચંસ્ત્ર ભોગવી આ ભવ્ય શક્તિશાળી સંસારમાં પોતાનું મહત્ત્વ તથા દરજ્જો સ્થાપે નહીં ત્યાં સુધી માનવીનું મન શાન્તિ અનુભવી શકે નહીં. આને લીધે જ આત્મજ્ઞાનની ઝંખના સેવનારા માનવીઓ આવી નિરાશાઓ અને નિષ્ફળતાઓ વિશે પૂરેપૂરા સજાગ હોય છે કારણ કે જ્યાં સુધી આ ફેરફાર સંપૂર્ણ થાય નહીં તથા આત્મદર્શનથી બુદ્ધિને સંતોષ થાય નહીં ત્યાં સુધી મન તલસ્યા કરે છે.

આપણે જે કંઇ છીએ તથા આપણે જે કંઇ જાણીએ છીએ તેનો આધાર આપણી અંદર રહેલ જ્ઞાતા (આત્મા) પર છે. આપણને સંસાર ભવ્ય તથા દુઃખમય જણાય છે કારણ કે આપણે આપણને શરીર જ સમજીએ છીએ અને એના માપના આધારે વિશ્વની વિશાળતાને માપીએ છીએ. આત્માને શરીરથી અલગ ગણીએ, તન અને બુદ્ધિની અસરથી મુક્ત ગણીએ તો જ્ઞાતા (આત્મા) જ્ઞાનથી પર જણાય છે, કારણ કે જ્ઞાતા કરતાં જ્ઞાનની શક્તિ કદી વધી શકે નહીં અને તેથી જ્ઞાને જ્ઞાતાની શક્તિ અનુસાર જ વર્તવું જોઇએ. ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત થાય કે તરત જ બાહ્ય જગતની અગત્ય તથા ભવ્યતા ચાલી જાય છે. આસ્તિકવાદના ખ્યાલોથી રંગાઇને જેકોબ બોહમે આવી સ્થિતિ દર્શાવવાનો પ્રયત્ન કરતાં જણાવે છે કે: "વિશ્વવિદ્યાલયમાં વર્ષો સુધી અભ્યાસ કરવાથી જે જ્ઞાન પ્રાપ્ત થાય તેનાથી વધારે જ્ઞાનનું દર્શન મને માત્ર પંદરેક મિનીટમાં જ થયું અને આ જ્ઞાન સમજાઈ ગયું. જે કંઈ છે તે સર્વના આદિ કારણનાં મને દર્શન થયાં તથા તે સમજાઈ ગયું. સર્જન અને સંહાર, પવિત્ર ત્રિમૂર્તિનું શાશ્વત સર્જન તથા સર્વ સંસારનું, પ્રાણીઓનું સર્જન તથા વિસર્જન એ સર્વ મને આ દૈવી જ્ઞાનથી સમજાઈ ગયુ. મને મારી અંદર ત્રણેય જગત છે એ સમજાયું અને એનાં દર્શન પણ થયાં. જેમાં સર્જન થાય છે એવું બાહ્ય અને દૃશ્ય જગત મેં જોયું. આંતરિક અને આધ્યાત્મિક જગતમાં મારો બહાર જન્મ થતો હોય તેપણ મેં જોયું અને જાણ્યું. ઇષ્ટ અને અનિષ્ટમાં તથા જીવનના મૂળમાં જે શક્તિ કામ કરી રહી છે તે પણ મેં જોઈ તથા જાણી. આવી જ રીતે જેમાંથી સફળ સર્જન થયા કરે છે તે પ્રકૃતિનું પ્રભવસ્થાન પણ મેં

જોયું અને જાણ્યું આનાથી મને ભારે આશ્ચર્ય થયું તથા આનંદ પણ થયો. અલબત્ત, બાહ્ય જગતમાં હું ભાગ્યે જ આને પૂરેપૂરું સમજીને તેનુ આલેખન કરી શકયો છું અંધકારમાં પણ મને બ્રહ્માંડના તથા બ્રહ્માંડની અંદર જે કંઈ છે તે સર્વનાં દર્શન થયાં. પરંતુ મારા અનુભવને સંપૂર્ણ રીતે સમજાવવાનુ અશક્ય હતું." ( ધી થ્રી પ્રિન્સિપલ્સ ઓફ ધી ડીવાઇન ઇસેન્સ. જેકોબ બોહમે. કે. ડબ્લ્યુ શીબરટ લીપઝીગ. ૧૯૨૨ )

ઇન્દ્રિયાતીત દર્શનનુ આવું જ આલેખન ઋગ્વેદમાં ( ૧૦–૯૦–૧-૩ ) આ શબ્દોમાં કરવામાં આવ્યું છે : " ....આ સર્વવ્યાપી વિરાટ પુરુષ સર્વમાં વ્યક્ત થાય છે એને અનંત મસ્તકો, ચક્ષુઓ તથા પગ છે. તે સમગ્ર બ્રહ્માંડને આવરી લેવા ઉપરાંત એનાથી ય ઉપર છે..." આ વિરાટ પુરુષ છે તે જ સર્વ કંઈ છે. જે કંઈ હતું તથા જે કંઈ ભવિષ્યમાં હશે તેપણ આ વિરાટ પુરુષ જ છે. બ્રહ્માંડના સ્વરૂપે તે વ્યક્ત થાય છે તે અમરતાનો સ્વામી તથા દાતા છે...એની પ્રતિષ્ઠા વિશાળ છે આ વિરાટ પુરુષ એ સર્વથી પણ મહાન છે. દશ્ય જગત છે તે તો આ વિરાટ પુરુષનો અંશમાત્ર છે. મુખ્યત્વે તે ગૂઢ અને શાશ્વત છે"

આવો જ મત ધરાવનાર તૈત્તિરીય આરણ્યક (૧૦-૧૧) દર્શાવે છે કે: " આ પરમાત્મા સમગ્ર જગતથી પર છે તથા સમગ્ર વિશ્વરૂપે વ્યક્ત પણ થાય છે તે શાશ્વત છે અને સહુના પાલક છે, અનિષ્ટના સંહારક છે. તે જગતના સ્વામી પરમાત્મા છે, શાશ્વત છે, શ્રેયરૂપ તથા અવિચલ છે, વિરાટ છે, જ્ઞાનનું મહાન ધ્યેય છે, વિશ્વના આત્મા છે તથા સર્વોત્તમ શરણુ લેવા લાયક છે" ચેતના જ્યારે પરિવર્તન પામે છે ત્યારે તે અનંતનું સ્વરૂપ ધારણ કરે છે. ઇન્દ્રિયગમ્ય વિશ્વથી તે કયાંય વધુ શ્રેષ્ઠ છે. ઇન્દ્રિયોથી જણાતું જગત તે તો સીમાબદ્ધ છે પણ જે અનંત સ્વરૂપનાં દર્શન થાય છે તે તો એનાથી ય પર છે અને એના પર માત્ર પોતાનો પડછાયો જ નાખે છે. આ અનંતનાં સ્વરૂપનું દર્શન બુદ્ધિની અશાંતિ દૂર કરી શાંતિ આપે છે અને તેને પ્રતીતિ થાય છે કે સીમાબદ્ધ જ્ઞાન નહીં પણ સર્વવ્યાપી જ્ઞાતા આ વિશ્વનું મૂળ છે.

ક્ષણભંગુર દેહ ધરાવતા આ માનવીનું આયુષ્ય અત્યંત મર્યાદિત છે. એનાં કરતાં તો કેટલાક પક્ષીઓ, જલચરો અને પ્રાણીઓનું આયુષ્ય પણ વધારે છે. માનવીનો દેહ એવો તકલાદી છે કે એના મર્મસ્થાન પર એક જ ઘા વાગે તો તરત જ તેનું મૃત્યુ થઈ જાય છે. માનવીનું મન તથા સ્મૃતિ એવાં મર્યાદિત છે કે બ્રહ્માંડના એક અનન્તમા ભાગથી વધારે તે કંઈ સમજી શકે તેમ નથી. આમ છતાં ય કોઈ દૈવી સંકેત અનુસાર તથા દૈવી અનુગ્રહથી મગજને પોષણ આપતી પ્રાણશક્તિમાં થોડો ફેરફાર કરીને માનવી ઇન્દ્રિયોએ ઊભી કરેલી સીમાની પેલે પાર જઈ માનવી જીવનમાં એવી ઉચ્ચ અવસ્થામાં ઉડ્ડયન કરે છે જ્યાં તે આ સમગ્ર દયાહીન વિશાળ સંસારને પસાર થતા પડછાયા સમાન જુએ છે અને પોતાને

પ્રકાશિત સૂર્યના સ્વરૂપે જુએ છે. આની પાછળનો દૈવી સંકેત શો હશે તે તો માત્ર ભાવિ જ કહી શકે. આ અવસ્થામાં મૃત્યુ તથા ભય સતાવતાં નથી કારણ કે ભૌતિક સ્થૂલ જગતની પેલે પાર જે શાશ્વત જીવનનો સાગર આવેલો છે એને કોણ ઇજા પહોંચાડી શકે? શાશ્વતતા તથા અનંતતાથી અંકાયેલ એવી આ અવસ્થા પ્રાપ્ત કરવાની બાબતમાં કુંડલિની યોગના પ્રાચીન ગ્રંથોમાં કહ્યું છે કે સાધક જ્યારે સિદ્ધ બને ત્યારે તે પોતાના સંકલ્પ અનુસાર જ સૃષ્ટિનું સર્જન, પાલન તથા વિસર્જન કરી શકે છે. આ કથન પાછળનો આશય એ છે કે સાધક સંપૂર્ણ સરળતાથી; ઇન્દ્રિયાતીત ચેતનાની અવસ્થામાં ચાલ્યો જાય છે ત્યારે અગાઉ જે સંસારનો ખ્યાલ એને અવાસ્તવિક તથા ઇન્દ્રિયોને આધીન એવી ચેતનાથી આવતો હતો એ ખ્યાલ અત્યંત ગૌણ બની જાય છે

ઇન્દ્રિયાતીત અવસ્થા તથા ભ્રમણાની અવસ્થા વચ્ચે ભારે ભેદ છે ઔષધોથી, પોતાની મેળે પોતાના ઉપર હિપ્નોટિઝમ કરવાથી તથા નશા જેવી સ્થિતિ અનુભવવાથી ભ્રમણા થાય છે તથા શરીરના રાસાયણિક તંત્રમાં ફેરફાર થાય છે. આમાંની પહેલી અવસ્થામાં જીવાત્મા સંપૂર્ણ સત્તા તથા અતુલ્ય ગૌરવ ધરાવતા સમ્રાટ જેવો હોય છે જ્યારે બીજી અવસ્થામાં માનસિક અસ્વસ્થતા, અવ્યવસ્થા, શરીરના ભાન વગરનો તથા પોતાના રાજ્ય તથા દરબાર વિશે ફાવે તેમ બકવાટ કરનારા રાજા જેવો હોય છે. ઇન્દ્રિયાતીત અવસ્થાની બાબતમાં હાલ જે અંધેર ચાલે છે એના મૂળમાં સમાધિની આ અવસ્થાના સાચા સ્વરૂપ વિશે સામાન્ય માનવીઓ ઉપરાંત વિદ્વાનોમાં પણ જે સામાન્ય અજ્ઞાન ફેલાયેલ છે તે રહેલું છે. ક્ષણભંગુર ચેતનાની કઠિન સીમાઓ પાર કરવા માનવી પહેલી જ વાર પગલાં ભરે એવી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવા માટે અમુક દવાઓ, નશાકારક પદાર્થો તથા અમુક અકુદરતી પદ્ધતિઓ ઉપયોગી છે એવી ભ્રમણાનો ભોગ લઈ પડેલા માનવીઓના મૂલ્યવાન જીવન વેડફાઇ જાય છે. સાચા ગૂઢ દૈવી અનુભવમાં પદાર્થોના રંગની ચમકમાં જરા ફેરફારો તથા વિકૃતિઓ જણાય છે, એમનામાં કોઇ નવા મહત્ત્વનું દર્શન થાય છે. એ બધી બાબતો આવા અનુભવને સાચો ઠરાવવા નિર્ણયાત્મક બનતી નથી, પરંતુ આવો ગૂઢ દૈવી અનુભવ થાય ત્યારે વ્યક્તિત્વના મૂળમાં-જ્ઞાનમાં ફેરફાર થાય છે તે ભેદ સાચા અને ભ્રામક અનુભવ વચ્ચે છે. આવા સાચા અનુભવમાં, જ્ઞાનમાં સંપૂર્ણ પરિવર્તન થાય છે. તે બિંદુમાંથી સાગર બની જાય છે અને જાગૃતિના ટપકામાંથી તે સર્વોપરિ ચેતનાનું વર્તુલ બની જાય છે.

આવી ઇન્દ્રિયાતીત અવસ્થાનું વર્ણન કરતાં શંકરાચાર્યે વિવેકચૂડામણિમાં કહ્યું છે કે; (૩૮૯ અને ૩૯૪): "આત્મા અંદર છે અને આત્મા બહાર છે, આત્મા આગળ છે અને પાછળ પણ છે. આત્મા દક્ષિણમાં છે અને ઉત્તરમાં પણ છે. આવી

રીતે આત્મા ઉપર પણ છે અને નીચે પણ છે…આ વિષય પર વધુ ચર્ચા કરવાથી શો લાભ? જીવ એ જ બ્રહ્મ છે. શ્રુતિ બ્રહ્મને અદ્વિતીય જાહેર કરે છે અને જ્ઞાન પામેલા માનવીઓ બ્રહ્મ સાથેની પોતાની એકતા જાણે છે અને સંસાર સાથેનો સંબંધ તેમણે તોડી નાખ્યો છે. તેઓ શાશ્વત જ્ઞાન તથા આનંદ સ્વરૂપ બ્રહ્મ સાથે તાદાત્મ્ય અનુભવે છે. જ્ઞાતા (આત્મા) દૃશ્ય જગત તથા વિચારોના વિશ્વથી પર થાય છે તથા જ્ઞાન તથા જ્ઞેયની પોતાની સાથે એકતા સાધે છે અને શબ્દાતીત તથા બુદ્ધિ માટે અગમ્ય એવી અવસ્થા અનુભવે છે." બૃહદારણ્યક ઉપનિષદ કહે છે કે: "તમે દર્શન કરનાર દૃષ્ટાને જોઈ શકતા નથી. તમે શ્રવણ કરનાર શ્રોતાને સાંભળી શકતા નથી તમે વિચાર કરનાર વિચારકનો વિચાર કરી શકતા નથી. તમે જ્ઞાન પ્રાપ્ત કરનાર જ્ઞાતાને જાણી શકતા નથી. આવો આ જીવાત્મા સહુની અંદર રહેલો છે એ સિવાયનું બધું ક્ષણભંગુર છે." (૩. ૪. ૨.) શાશ્વત અને ઉપાધિરહિત જ્ઞાતા કેવો અગમ્ય છે તે વિશે આ ઉપનિષદ જણાવે છે કે: "તે દેખાતો નથી છતાં દૃષ્ટા છે તે સંભળાતો નથી છતાં શ્રોતા છે. એનો વિચાર કરાતો નથી છતાં તે વિચારક છે તેના વિશે કદી જ્ઞાન મળતું નથી છતાં તે જ્ઞાતા છે. એના સિવાય બીજો કોઈ દૃષ્ટા નથી, એના સિવાય કોઈ શ્રોતા નથી એના સિવાય કોઈ વિચારક નથી. એના સિવાય કોઈ જ્ઞાતા નથી. તે અંદરનો નિયામક છે-તમારો પોતાનો અમર આત્મા છે. એ સિવાય જે કંઈ છે તે નાશવંત છે." (૩ ૮. ૧.)

સિદ્ધ યોગીના જીવનમાં બને છે તેમ માનવીના વ્યક્તિત્વના પાયામાં જે ભારે પરિવર્તન થાય છે તે ખરી રીતે તો જ્ઞાતાના સ્વરૂપનું પરિવર્તન છે અને આ જ્ઞાતા-જીવાત્મા અંદરની તથા બહારની દુનિયાને જોઈ શકે છે.' માનવીના સમગ્ર માનસિક બંધારણમાં પરિવર્તન કર્યા સિવાય આવું પરિવર્તન થઈ શકે નહીં. આ ગ્રંથ લખવાનો આશય આ બાબત સ્પષ્ટ દર્શાવવાનો તથા સાબિત કરવાનો છે. યોગને પરિણામે માનવીમાં સંપૂર્ણ પરિવર્તન થાય છે. એના સાચા સ્વરૂપ વિશે સામાન્ય માનવીઓને યોગ્ય શિક્ષણ મળતું નથી. પરિણામે જેમને જરાય ગૂઢ અનુભવ થયો ન હોય એવા લેખકોની કલમે લખાયેલ આ વિષયના ખામીભર્યા સાહિત્યનું પૂર ઊમટયુ છે. જે સાધના માટે નિષ્ણાતનું માર્ગદર્શન જોઈએ અને પગલેપગલે અત્યન્ત કાળજીની જરૂર પડે એ વિશે ખોટી તથા ક્યારેક નુકસાનકારક એવી માહિતી ફેલાવવાથી ગંભીર નુકસાન થયું છે અને થાય છે આવા અજ્ઞાનનું બીજું ખરાબ પરિણામ એ આવ્યુ છે કે બનાવટી પયગંબરો અને બનાવટી ગુરુઓનો રાફડો ફાટયો છે અને સર્વત્ર અને તેમાંય વિશેષતઃ પશ્ચિમમાં તેઓ વર્ચસ્વ જમાવવા લાગ્યા છે અને તેમણે આ આધ્યાત્મિક સાધનાની માનપાત્ર પદ્ધતિને હાસ્યાસ્પદ બનાવી છે અને વિશ્વની હાલની

કટોકટીભરી પરિસ્થિતિમાં ચોથી વધુ મહત્ત્વના વિષયની તેઓ ભારે કુમેત્રા કરી રહ્યા છે

પ્રાચીન આચાર્યો અને તેમાંય ખાસ કરીને કુંડલિની યોગ વિશે લખનાર યોગાચાર્યોએ જરાય છુપાવ્યા સિવાય જણાવ્યું છે કે યોગ સિદ્ધ કરનાર યોગીમાં આપોઆપ જ દિવ્ય વિભૂતિઓ તથા સિદ્ધિઓનો વિકાસ થાય છે. પતંજલિએ યોગસૂત્રોમાં એક સમગ્ર અધ્યાય (આઠ) સિદ્ધિઓ વિશે લખેલ છે અહીં બીજી એક વધુ અગત્યની તથા વધુ રોમાંચક બાબત જણાવવાની જરૂર છે. સામાન્ય બુદ્ધિની દૃષ્ટિએ આપણે ચેતનાના સંપૂર્ણ પરિવર્તનના ખ્યાલનો ગંભીર રીતે વિચાર કરીએ તો જણાય છે કે એમાં માનવી માનવીના ગુણની કક્ષા ઓળંગી જતો હોય છે તો પછી આવું ભારે પરિવર્તન માત્ર ભ્રમ નહીં પણ વાસ્તવિક થાય તે માટે એમાં સામાન્ય માનવીમાં ન જણાય એવા મન અને બુદ્ધિના ગુણો હોય એમ બુદ્ધિપૂર્વક ધારવું ન જોઈએ. જે સાધક પોતાના આવા દિવ્ય અનુભવ દરમિયાન અપાર બુદ્ધિના મૂળની સાથે સંપર્કમાં આવે તે આવા દિવ્ય અનુભવ બાદ પણ પાછો એક સામાન્ય બુદ્ધિ ધરાવતો બની જાય એમ કહેવું તે યોગ્ય નથી. એની માનસિક શક્તિ તથા બૌદ્ધિક સિદ્ધિમાં ભારે સુધારણા થવી જ જોઈએ અને પોતાના સમયના સહુથી બુદ્ધિમાન પુરુષો કરતાં પણ કેટલીક બાબતોમાં તેઓ આગળ હોય છે. આથી જ ભૂતકાળના પયગંબરો અને દ્રષ્ટાઓની વાણીની શક્તિ તથા બુદ્ધિની સિદ્ધિ પોતાના સમકાલિનો કરતાં ઘણી જ ઊંચા પ્રકારની હતી જનસમૂદાય એમને માન આપતો તથા એમની પ્રશંસા કરતો તથા એમના ઉપદેશોને સ્વીકારતો

પ્રાચીન યોગાચાર્યોએ યોગની આ બાબત પર યોગ્ય ધ્યાન આપ્યું છે અને પોતાનાં લખાણોમાં જણાવ્યું છે કે આવી સાધના જ્યારે સિદ્ધ થાય છે ત્યારે બૌદ્ધિક શક્તિમાં નોંધપાત્ર વધારો થાય છે તથા સાહિત્યના ક્ષેત્રમાં પણ તેજસ્વિતાનાં દર્શન થાય છે. આ અગત્યની બાબતમાં આધુનિક લેખકો જે મૌન જાળવે છે તે સમજી શકાય તેમ નથી તેમણે સિદ્ધિઓ તથા ચેતનાની વધુ ઊંચી અવસ્થાઓ ઉપર વિસ્તારથી આલેખન કર્યું છે પરંતુ બુદ્ધિની તેજસ્વિતાની બાબતમાં જે સિદ્ધિ પ્રાપ્ત થાય છે એ બાબતની સદંતર ઉપેક્ષા કરવામાં આવી છે. આનું એક કારણ એ હોઈ શકે કે પ્રાચીન ગ્રંથોમાં વારંવાર કહેવાતી આ બાબતને તેમણે અગત્યની ન ગણતાં માત્ર વાગ્વિલાસ ગણી કાઢી હશે અને બીજું કારણ એ હોઈ શકે કે આ ખ્યાલ એમના મનથી એટલે દૂર હતો કે પોતાના અભ્યાસ દરમિયાન આ બાબત વારંવાર આવતી હોવા છતાં તેઓ આ વિધાનોનું મહત્ત્વ સમજી શક્યા નહીં હોય. પ્રાચીન યોગાચાર્યોએ આ વિકાસ પર જે ભાર મૂક્યો છે તે જોતાં આ બાબત રહી ગઈ છે તે માનવામાં નથી આવતું. આધુનિક વિદ્વાનો માને છે કે

જન્મથી જેમનામાં અમુક વિશેષતાઓ ન હોય એમનામાં બૌદ્ધિક પ્રતિભા તથા પ્રજ્ઞાનો વિકાસ થતો નથી કારણ કે આવા ગુણોનું મૂળ વંશવારસાગત હોય છે. અહીં એટલું જણાવવું પૂરતું થઈ પડશે કે યોગમાં આવો અનુભવ બહાર દર્શાવી શકાય તેમ છે.

વેદો તથા ઉપનિષદોના સમયથી તે વર્તમાન સમય સુધી એવી એક દઢ માન્યતા ચાલી આવે છે કે પોતાની અંદર સામાન્ય રીતે સુષુપ્ત રહેતી શક્તિ જાગૃત કરીને અત્યંત સામાન્ય માનવી પણ અત્યંત બુદ્ધિશાળી, કલાકાર, વૈજ્ઞાનિક, વક્તા અને કવિ પણ બની જાય છે તે એવો કવિ બને છે કે "જેની સામાન્ય વાણી જ કવિતા બની જાય છે." આમાં આપણે અતિશયોક્તિ બાદ રાખીએ તો પ્રાચીન આચાર્યોના વિધાનોમાં અંશમાત્ર પણ સત્ય હોય તો તે યોગમાં સુષુપ્ત રહેલી ભવ્ય શક્યતા દર્શાવે છે. આ બાબતમાં સામાન્ય માનવીઓ ઉપરાંત વિદ્વાનો પણ હાલ અજ્ઞાન સેવી રહ્યા છે દૈવી કુંડલિની શક્તિ પ્રત્યે પ્રાચીન યોગાચાર્યોએ જે પ્રકારની પરમ ભક્તિ તથા સંપૂર્ણ શરણાગતિ દર્શાવી છે તેનું આલેખન પ્રાચીન ગ્રંથોમાં શ્લોકોરૂપે કરવામાં આવ્યું છે એ જોતાં લાગે છે કે આવા ઘણા યોગાચાર્યોને પોતાને કુંડલિનીની કૃપાનો લાભ માળ્યો હશે અને એમણે પોતાની અંદર આશ્ચર્યજનક પરિવર્તન નિહાળ્યું હશે. ભારતમાં ભાગ્યે જ એવા કોઇ યોગી–સંત હશે કે જેઓ કોઇ અમૂલ્ય આધ્યાત્મિક ગ્રંથનો પદ્યરૂપે વારસો પોતાની પાછળ છોડી ગયા ન હોય જે સાધક સ્વપ્નમાં અમુક દશ્ય જોવા માગે છે અથવા અસામાન્ય માનસિક સિદ્ધિ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેમને સાધનાની આ બાજુ કોઇ ખાસ મૂલ્યવાન નહી જણાય પરંતુ નિખાલસ દષ્ટિથી જોઇએ તો સાધકમાં જ્ઞાનના ઉદય માટે તથા વૈજ્ઞાનિકના સંશોધન માટે આ બાજુ જેટલી મૂલ્યવાન બીજી કોઈ બાજુ નથી.

સાચો ગૂઢ અનુભવ યોગ દ્વારા થાય કે અન્ય કોઈ ધાર્મિક સાધના દ્વારા થાય તો પણ તે આત્માની શક્તિને ખુલ્લી કરે છે અથવા પરમાત્માનું દર્શન થાય છે જો આમ હોય તો એનાથી પ્રજ્ઞાનો વિકાસ થવો જ જોઇએ. જો આવી રીતે પ્રજ્ઞાનાં પુષ્પો વિકસે નહીં અને આવો સાધક માત્ર પોતાને થયેલા અનુભવમાં જ ડૂબેલો રહે તથા પોતાના અનુભવનો લાભ દુનિયાને આપવા આવા અનુભવ વિશે કંઇ જકહી શકે નહીં તો આવી સિદ્ધિનું મૂલ્ય એક તરંગ જેવું કે દિવાસ્વપ્ન જેવું બની જાય છે આવા દિવાસ્વપ્ન જોનારના સ્વપ્નનું મૂલ્ય અથવા અર્થ બીજા કોઈ માટે કશું જ નથી ધાર્મિક ખ્યાલો તથા ધાર્મિક સંસ્થાઓ માનવજાતિ માટે મૂલ્યવાન છે તથા એમનો કોઈ આશય પણ છે કારણ કે આવા ધર્મો સ્થાપનાર અથવા એમને લોકપ્રિય બનાવનારા માનવીઓ પાસે કુદરતી સિદ્ધિ હતી અને તેઓ પોતાના સમયના માનવીઓનાં હૃદયને સ્પર્શે તથા તેમની બુદ્ધિ પર અસર કરે

તેવી રીતે પોતાના ખ્યાલો તથા અનુભવો દર્શાવવાની બુદ્ધિ સારા પ્રમાણમાં ધરાવતા હતા. ધાર્મિક વૃત્તિ ધરાવનારા માનવીઓ માને છે કે એમના ધર્મ માટે ઇશ્વરે આદેશ આપ્યો છે તે બાબત આપણા આ વિષય માટે ભારે મહત્ત્વની છે. પરમાત્મા જ્ઞાન અને બુદ્ધિનું મૂળ હોવાથી ધર્મગ્રંથો ઇશ્વરકૃત છે એવી જે માન્યતા છે તે દર્શાવે છે કે દિવ્ય અનુભવની અવસ્થામાં જ દિવ્ય જ્ઞાનનું અવતરણ થાય છે. કોઇપણ દૃષ્ટિએ વિચારતાં જણાય છે કે આધ્યાત્મિક અનુભવની સમૃદ્ધિ અને સર્વોચ્ચ પ્રજ્ઞાનું સર્જનાત્મક પરિણામ એ બંનેય હંમેશા સાથે રહે છે.

માનવીના મનની આ બે સિદ્ધિઓ વચ્ચે જે ગાઢ સંબંધ છે તેનું મહત્ત્વ આજની દુનિયાની સ્ફોટક પરિસ્થિતિમાં ભારે છે. બૌદ્ધિક પ્રગતિની સાથે આધ્યાત્મિક વિકાસ થવો જ જોઇએ આધ્યાત્મિક વિકાસ સિવાય બૌદ્ધિક વિકાસ થાય તો એવો એકપક્ષીય વિકાસ અસામાન્ય ગણાય અને તે દર્શાવે છે કે સમાજમાં ક્યાંક મોટી ખામી છે અને જો આ બે વચ્ચે સુમેળ સ્થાપવામાં નહી આવે તો આગળ જોખમ હોવાની ચેતવણી મળે છે આધ્યાત્મિક સિદ્ધ દશા એટલે વધુ ઊંચા માનવવ્યક્તિત્વનું દર્શન આવું વ્યક્તિત્વ તમામ સીમા ઓળંગી જાય છે પણ સામાન્ય માનવી આવી સીમા આગળ આવીને જ અટકી જાય છે આનો અર્થ એ થાય છે કે સિદ્ધ બનેલા સાધકની માનસિક શક્તિનો સર્વલક્ષી વિકાસ થાય છે. આધ્યાત્મિક બાબતમાં ઊંચા માનવીઓ બુદ્ધિની બાબતમાં નીચા હોય એ વિષમ પરિસ્થિતિ કહેવાય. આથી જ પ્રાચીન લેખકો આધ્યાત્મિક સિદ્ધિની સાથે પ્રજ્ઞાના વિકાસને જોડે છે એ યોગ્ય છે. એ યુગની માન્યતાઓથી વિરુદ્ધ એવું આમાં કશું જ ન હતું પરંતુ વર્તમાન પરિસ્થિતિ બુદ્ધિમાન મનુષ્ય માટે અનુકૂળ નથી. આ યુગની ચાલુ માન્યતાઓ અનુસાર સામાન્ય બુદ્ધિ ધરાવનાર માનવી માટે અત્યંત બુદ્ધિશાળી માનવી બનવાનું અશક્ય છે અને યોગ દ્વારા અથવા અન્ય કોઇ આધ્યાત્મિક સાધના દ્વારા સામાન્ય બુદ્ધિ ધરાવતા માનવીને અસાધારણ બુદ્ધિશાળી માનવી બનાવી શકાય એવી માન્યતા શંકાસ્પદ તથા હાસ્યાસ્પદ ગણવામાં આવે છે

આધુનિક માનવી પોતાના સમયના ભૌતિક વહેણમાં તણાતો હોઈ આ ખ્યાલ એને સ્વીકારવા યોગ્ય લાગતો ન હોવાથી આપણા યુગમાં યોગની આ બાજુ ભારે મહત્ત્વ ધરાવે છે. શરીર અને મન સાથે સંબંધ ધરાવતી અમુક સાધના દ્વારા એક માનવીને શંકરાચાર્ય, માયકલ એન્જેલો, હાફીઝ, ન્યૂટન, વ્યાસ, પ્લેટો કે આઇનસ્ટાઇન બનાવી શકાય એ ખ્યાલ જ વિજ્ઞાનના આજના યુગમાં એટલો નવીન તથા સ્વપ્નમાં પણ ન સેવી હોય એવી શક્યતાઓથી ભરેલો છે કે આ ખ્યાલ અગત્યનો હોવાથી તથા વિકાસની શક્યતાઓથી પૂર્ણ હોવાથી હાલના તમામ ખ્યાલો કરતાં ચડિયાતો છે આવી શક્યતાને સ્વીકારવામાં આવે તોપણ દુનિયામાં ભારે સુધારો થવાનો બહુ જ ઓછો અવકાશ છે કારણ કે આવી સિદ્ધિ બહુ જ ઓછાને

મળે છે અને સાધના સંપૂર્ણ રીતે પૂરી પણ ઘણા જ ઓછા કિસ્સામાં થાય છે. એટલે આધ્યાત્મિક સાધના દ્વારા બૌદ્ધિક પ્રતિભા પામેલા થોડાક માનવીઓ હાલ સમગ્ર માનવજાતિનું પરિવર્તન કરી શકે તેમ છે. આના પરથી આપણને પૂરતી ખાતરી મળી રહે છે કે હાલ અથવા ભવિષ્યમાં પણ આવા થોડા પણ પરિવર્તન પામેલા માનવીઓ માનવજાતિ માટે અત્યંત મૂલ્યવાન સંપત્તિરૂપ બની જશે. આટલું જ બસ નથી એક વાર પ્રયોગથી આવી શક્યતા દર્શાવી શકાય અને એક સિદ્ધાંત સ્થાપી શકાય તો માનસશાસ્ત્ર, ચિકિત્સા તથા શરીરક્રિયા વિજ્ઞાનના જ્ઞાનના ક્ષેત્રમાં જે ભારે પ્રગતિ થઈ છે તે સાધનામાં કાર્યદક્ષતા વધારવા તથા જોખમને ઓછામાં ઓછુ કરવામાં ભારે મૂલ્યવાન સાબિત થશે આ દિવસ બહુ દૂર નથી કુંડલિનીની સાથે સંકળાયેલ જીવવિજ્ઞાનનાં સૂક્ષ્મ રહસ્યોનું આપણને જ્ઞાન થાય ત્યારે આ દિવ્ય સાહસથી આપણને આપણા સમયના બુદ્ધિશાળી માનવીઓ માટે જેની ભારે ખોજ ચાલે છે તથા જેને માટે ભારે સ્પર્ધા થાય છે એવી સિદ્ધિ મળી જશે.

આપણે આશ્ચર્યોના યુગમાં જીવીએ છીએ. સાથેસાથે આપણે માનવસર્જિત આફતોનો ભય પણ અનુભવીએ છીએ પરંતુ જ્યારે આ સિદ્ધાંત પ્રયોગોથી દર્શાવવામાં આવશે ત્યારે એનાથી વધુ મોટુ આશ્ચર્ય કોઈ નહી હોય અને આ સિદ્ધાંતની અવગણના કરવામાં આવશે તો ટેકનોલોજિકલ વિકાસની વર્તમાન કક્ષામાં મોટામાં મોટી આફત આવી પડશે વિકાસવાદના સિદ્ધાંત અનુસાર મનુષ્યના મગજ તથા બુદ્ધિનો ચોક્કસ વિકાસ થાય છે પરંતુ આધ્યાત્મિક સાધના તથા પ્રકાશ સિવાય પરિણામો અનિચ્છનીય તથા ઝેરી પણ આવી શકે. કુંડલનીની 'કાલી' વિષયક બાજુ પર અમે આ પુસ્તકમાં આલેખન કરી શકીએ તેમ નથી આ કાલી તે અનિષ્ટના વિનાશનુ પ્રતીક છે અને જુલ્મગાર કે સરમુખત્યારમાં જન્મથી જ જાગૃત હોય છે. આ પુસ્તકમાં કુંડલિનીની સાથે સંકળાયેલા વિષયો પર જ તથા વર્તમાન યુગમાં બુદ્ધિમત્તા પર નિયમન સ્થાપવાની ભારે આવશ્યકતા પર જ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યુ છે. "જેનાં મૂળ ઉપર છે તથા શાખાઓ નીચે છે એવા અશ્વત્થ વૃક્ષને અવ્યય ( શાશ્વત ) કહેવામાં આવે છે." એમ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહેવામાં આવ્યું છે. (૧૫-૧) "છંદો તે એનાં પાંદડાં છે અને જે તેને જાણે છે તે વેદને જાણે છે." આ અશ્વત્થવૃક્ષ તે સતત વિકાસ પામતુ બાહ્ય જગત છે વિકાસ માટેનો આવેગ મૂળમાંથી આવે છે અર્થાત્ અદૃશ્ય શાશ્વત પ્રજ્ઞા જે સૂક્ષ્મ પ્રાણ દ્વારા વ્યક્ત થાય છે તેમાંથી આવે છે પરંતુ તેના યોગ્ય રૂપાંતર માટે તથા જીવનમાં એનો યોગ્ય ઉપયોગ વ્યક્તિ તથા સમુદાય માટે કરવા માટે વેદોનું– ભૌતિક તથા દિવ્ય એમ બન્નેય પ્રકારનું જ્ઞાન જરૂરી છે બીજા શબ્દોમાં કહીએ તો વિકાસના કપરા પંથ પર સરળ પ્રગતિ માટે તથા સલામતી માટે માનવી પાસે

માત્ર દુન્યવી જ્ઞાન ઉપરાંત આધ્યાત્મિક વિકાસના સિદ્ધાન્તોનું જ્ઞાન પણ હોવું જોઇએ. આથી જ ગાયત્રીમંત્ર ( કુંડલિનીનું જ્ઞાન ) વેદોનો સાર કહેવાય છે

અમુક પ્રકારનો વેષ ધારણ કરે, અમુક મિનિટ સુધી શીર્ષાસનની સ્થિતિમાં રહે, તમને સ્પર્શ કરે ત્યારે તેનામાં સુગંધનો અનુભવ થાય અથવા લાંબા સમય સુધી અમુક આસનમાં મૌન પાળીને બેસી રહે તેને આજકાલ ખાસ કરીને પશ્ચિમમાં યોગી ગણવામાં આવે છે. યોગના ઉચ્ચ કક્ષાના વિજ્ઞાનનું આ કેવું કરુણ ચિત્ર છે ! બુદ્ધિશાળી માનવી જેવી સામાન્ય માનસિક અવસ્થાની પેલે પાર આવો માનવી કેવી રીતે ગયો છે એને લગતી જરાય તપાસ થતી નથી. આવી કોઇ સીમા જો ઓળંગવામાં ન આવે તો એનો અર્થ એ થાય છે કે યોગમાં સિદ્ધિ મળી નથી અને આવો (કહેવાતો યોગી) ગમે તેટલો વિદ્વાન કે શાંત કે આત્મસંયમી કે શારીરિક રીતે નીરોગી અથવા ચેતનમય હોય છતાં પણ સામાન્ય માનવી જેટલો જ તે યોગની સિદ્ધિથી દૂર હોય છે. કુંડલિની જાગૃત થાય ત્યારે પણ ચેતના પરા અવસ્થામાં ન જાય ત્યાં સુધી ઇન્દ્રિયાતીત પ્રદેશોનું જ્ઞાન થતું નથી જેનામાં આવી જાગૃતિ થાય તે કદાચ કોઈ અસામાન્ય માનસિક સિદ્ધિ દર્શાવે પણ બીજી બધી બાબતોમાં તે એક સામાન્ય માધ્યમ જેવો કે સંવેદનશીલ જ રહે છે. સાચા પરિવર્તન માટે અથવા યોગની સિદ્ધિ માટે માનવીએ જીવનની ઉચ્ચ કક્ષાઓ સિદ્ધ કરવી જ જોઇએ તથા અલૌકિક જ્ઞાન પણ પ્રાપ્ત થવું જ જોઇએ જેવી રીતે ખીલતા ગુલાબમાંથી સુગંધ ફેલાય છે તેમ આવું જ્ઞાન સાચી પરિણત પ્રજ્ઞામાંથી પ્રસરે છે.

પ્રાચીન યોગાચાર્યોએ સિદ્ધ યોગીનું જે વર્ણન કર્યું છે તેમાં અહીં તહીં અતિશયોક્તિ તથા વિકૃતિ હોવા છતાં પણ એમાં વ્યક્તિ તથા માનવજાતિ માટે અત્યંત મૂલ્યવાન સત્ય રહેલું છે. એની સાથે મનુષ્યના બીજા કોઈ પુરુષાર્થને સરખાવી શકાય નહી. ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત થાય કે તરત જ સાધકમાં ઉચ્ચ પ્રકારની બુદ્ધિમત્તાનો વિકાસ થવા લાગે છે. સાથે સાથે મનની બીજી બારીઓ પણ ખુલવા લાગે છે અને અસીમ આશ્ચર્ય તથા આનંદ સાથે એમ જણાય છે કે ઇન્દ્રિયોની સહાય વગર પણ અમુક અનુભવો તથા જ્ઞાન પ્રાપ્ત કરવાના માર્ગો પોતાની પાસે હોવાથી એને દૂર બનતા બનાવોનું જ્ઞાન થાય છે. તેને ભૂતકાળનું તથા ભાવિનું દર્શન થઇ શકે છે. એની પાસે વાક્સિદ્ધિ હોય છે તથા તેના સ્પર્શથી દર્દી સાજો પણ થાય છે.

આ યુગ સાથે સંબંધ ધરાવતો યોગનો એક અગત્યનો બોધપાઠ એ છે કે આપણે જે વિશાળ વિશ્વમાં વસીએ છીએ એ તો એક એવા અનંત વિશ્વનો ભાગ છે કે જેનું દર્શન આપણી ઇન્દ્રિયો મારફત થઈ શકતું નથી આ અનંત અગમ્ય

વિશ્વના બીજા ભાગો આપણા વિશ્વ જેટલા કે તેથી-ય વધુ વિશાળ અને અવકાશની દૂરદૂરની સીમાઓ સુધી પથરાયેલા પણ હોઈ શકે તથા તે એકબીજામાં ધૂમેલા તથા એકબીજાને અડીને ઉપરાઉપર પણ આવેલા હોઈ શકે છતાં પણ આવા એક વિશ્વમાંના માનવીઓને પોતાની નજીકના વિશ્વમાં વસનારાઓનો ખ્યાલ પણ ન હોય એમ બની શકે. એવાં ચિત્રો આવે છે કે જેમાં એક બાજુએથી જોતાંથી એક ચિત્ર જણાય, બીજી બાજુએથી જોતાં બીજું ચિત્ર જણાય તથા સામેથી જોતાં ત્રીજું ચિત્ર જણાય. આવી જ રીતે આપણી ઇન્દ્રિયોને જણાતા વિશ્વની અનેક બાજુઓ હોઈ શકે અને ચેતનાની પ્રત્યેક અલગ સપાટીએથી વિશ્વનું અલગ દર્શન થાય છે છતાં સામાન્ય માનવીને તે વાસ્તવિક લાગે છે તથા તુરીય અવસ્થામાં સાધકને તે અદૃશ્ય થઈ ગયેલા સ્વપ્ન સમાન જણાય છે. ચેતનાના વિવિધ સ્તરો પર જીવનનાં બીજાં અસંખ્ય સ્વરૂપો પણ હોઈ શકે અને તેઓ જુદા જ પ્રકારની ઇન્દ્રિયોનાં સાધનોથી પ્રવૃત્તિ કરતા હોય. યોગમાં આગળ વધનાર યોગી ચેતનાના એક સ્તર પરથી બીજા સ્તર ઉપર જાય છે

આમ બને છે ત્યારે આપણને દેખાતા સામાન્ય વિશ્વની પકડ આપણા મન પરથી ઢીલી થાય છે. આ અર્થમાં જ ઉપનિષદો આવી અવસ્થાને સ્વપ્ન સમાન, સાવ કલ્પી લીધેલ રજ્જુ સમાન, મૃગજળ સમાન ગણાવે છે સાચી હકીકત એ છે કે આ જગત કલ્પિત કે ભ્રમરૂપ નથી પરંતુ ચેતનાની એક અવસ્થામાં સાચું હોવા છતાં ચેતનાની બીજી અવસ્થામાં પહોંચ્યા પછી પડછાયારૂપ બની જાય છે તથા અદૃશ્ય બની જાય છે. ભારતના પ્રાચીન-દ્રષ્ટાઓએ ચેતનાની ત્રણ અવસ્થા કલ્પી છે—જાગૃતિ, સુષુપ્તિ તથા સ્વપ્નાવસ્થા. એ બધી અવસ્થાઓ પસાર કરી ચોથી તુરીય અવસ્થામાં પહોંચવાનું હોય છે. એમાં આ ત્રણેય અવસ્થાનો સમાવેશ થઈ જાય છે છતાં એ અવસ્થા આ ત્રણેયથી પર છે અર્થાત્ તે ચેતનાની બીજી એવી અવસ્થા દર્શાવે છે કે જેમાં યોગી માટે ભૌતિક જગત વાસ્તવિક હોવાનું મહત્ત્વ ગુમાવે છે કારણ કે તે હવે ચેતનાની અન્ય અવસ્થાઓના સીધા સંપર્કમાં હોય છે માંડુક્ય ઉપનિષદ પરની પોતાની ટીકાની શરૂઆતમાં શંકરાચાર્ય ચેતનાના આ ફેરફારોને આવી રીતે દર્શાવે છે: "પોતાની અચલ ચેતનાનાં સર્વશક્તિશાળી કિરણો વડે આ સમગ્ર વિશ્વમાં વ્યાપેલા તમામ સ્થૂળ પદાર્થોને (જાગૃત અવસ્થામાં) ભોગવ્યા બાદ, ચરાચર પદાર્થોના સમગ્ર વિષયોને ભેટ્યા બાદ તથા ફરીફરીને એમને પચાવ્યા બાદ (સ્વપ્નાવસ્થામાં) ઇચ્છાઓથી ઉત્પન્ન થયેલા તથા મન દ્વારા ઉત્પન્ન થયેલા વિષયોને ભોગવીને ઊંડી નિદ્રામાં જે સુખ અનુભવે છે તથા માયાને કારણે આપણને એ સુખનો અનુભવ કરાવે છે તથા માયાના જ શબ્દોમાં કહીએ તો જે તુરીય અવસ્થા તરીકે ઓળખાય છે તથા જે સર્વોપરી, શાશ્વત તથા અવિચલ છે એવા બ્રહ્મને હું પ્રણામ કરું છું."

સાધક જ્યારે તુરીય અવસ્થામાં પ્રવેશ પામે છે ત્યારે તે સામાન્ય માનવીની ચેતનાની સપાટી કરતાં ઊંચી અને વધુ વ્યાપક ચેતનામાં પ્રવેશે છે. માનવીની ચેતનાની સપાટીએ સંસાર જેવો જણાય તેવો અવાસ્તવિક અને માયાવી સંસાર અહીં જણાતો નથી આમ કહેવામાં આવે ત્યારે આપણે તુરીય અવસ્થાનો પણ ઇનકાર કરીએ છીએ. આ દષ્ટિએ જોઇએ તો જ આપણે તુરીય અવસ્થાનું મહત્ત્વ સમજી શકીશું... ચેતનાની માનવીની સપાટી ન હોય તો પછી તુરીય અવસ્થા પણ હોઇ ન શકે. એટલે તુરીય અવસ્થામાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરનાર માનવીને સંસારનું કોઇ મૂલ્ય કે મહત્ત્વ હોતું નથી એવી માન્યતા ભૂલભરેલી છે ખરી રીતે તો આનાથી વિરુદ્ધ અભિપ્રાય વધુ બુદ્ધિગમ્ય તથા વધુ ચોક્કસ ગણાય. સંસાર જ આપણાં શરીર અને મનને પોષણ આપે છે. સંસારમાં રહેવાથી જ સમાધિમાં અથવા તુરીય અવસ્થામાં ચેતનાની વધુ ઊંચી અવસ્થાનો અનુભવ થાય છે. એટલે જેમણે આવી અવર્ણનીય અવસ્થામાં સચ્ચિદાનંદનો અનુભવ કર્યો હોય એમણે પોતાની કુદરતી ફરજ તરીકે એ જ શિખર પર પહોંચવા માટે બીજાઓને પૂરેપૂરી સહાય કરવી જોઈએ કે જેથી તે સંસાર પ્રત્યેનું તથા સંસારના અસંખ્ય માનવીઓ પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરી શકે કારણ કે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અસંખ્ય પ્રકારના એમના પરિશ્રમને પરિણામે આવો સાધક જીવે છે, પોષણ પામે છે અને અંતે આનંદમય અવસ્થા પ્રાપ્ત કરે છે સૃષ્ટિ નિયમો અનુસાર ચાલતી હોવાથી એટલું તો સ્પષ્ટ છે કે ચેતનાની આ વધુ ઊંચી સપાટી માત્ર ઇનામ રૂપે જૂજ વ્યકિતઓને જ પ્રાપ્ત થઈ ન શકે પરંતુ આવી અવસ્થાના શિખર ઉપર એક દિવસ પ્રત્યેક માનવી પહોંચવાનો જ છે તે માન્ય રાખવામાં આપણે નિષ્ફળ નીવડયા છીએ. આ શિખર પર જેઓ પ્રથમ આરોહણ કરે એમણે આ સીધાં ચઢાણ પર ચડવા માટે આ કાર્ય સિદ્ધ થાય ત્યાં સુધી માર્ગદર્શન આપવું જ જોઈએ અને એ રીતે માનવજાતિની આ સમગ્ર વણઝાર સલામતીથી શિખર પર પહોંચી જશે.

એક સમયે એવી માન્યતા હતી કે પૃથ્વી બ્રહ્માંડનું કેન્દ્ર છે અને તેની આસપાસ આજ્ઞાંકિત સૂર્ય, ચન્દ્ર તથા તારાઓ ફર્યા કરે છે. વધુ તપાસ કરતાં જણાયુ કે બ્રહ્માંડની વ્યવસ્થાનું ચિત્ર સાવ જૂદું જ છે હવે એમ સિદ્ધ થઈ ચૂકયુ છે કે પૃથ્વી બ્રહ્માંડનું કેન્દ્ર હોવાની વાત તો કયાંય બાજુએ રહી પણ આ વિરાટ બ્રહ્માંડમાં અત્યંત ગૌણ સ્થાન ધરાવે છે, જે બહારના બ્રહ્માંડને લાગુ પડે છે તે અંદરના બ્રહ્માંડને પણ લાગુ પડે છે તુરીય અવસ્થા તે જીવનની સર્વોચ્ચ અવસ્થા છે તથા ચેતનાનું અંતિમ શિખર છે, તે પૃથ્વી સમગ્ર બ્રહ્માંડનું કેન્દ્ર છે, એની માફક એવી માન્યતા ભ્રામક પણ હોઈ શકે એમ ધારવું તે વાજબી નથી? માનવી સમગ્ર સર્જનનો સાર છે એવા ખોટા ખ્યાલ ઉપર આ ખામીભર્યો ખ્યાલ રચાયો

હોવાનો સંભવ છે. જેવી રીતે પ્રાચીન રાજવીઓ પોતે દૈવી રીતે ઉત્પન્ન થયા છે એવો દાવો કરતા તેવી જ રીતે માનવીઓનો પોતે સર્વોત્તમ સર્જન છે એવો ખ્યાલ અહંકાર તથા આત્મવચના પર રચાયેલો છે. માનવી ચેતનાથી પર એવી અવસ્થામાં પહોંચી જાય છે અને તે બ્રહ્મ સાથે એકરૂપ થઈ જાય છે એવો દાવો કરવો તે આદિ કારણરૂપ પરમાત્માને તુચ્છ માનવની નીચી કક્ષાએ ઉતારી પાડવા બરાબર છે તથા આ તકલાદી માનવીને બ્રહ્માંડના શક્તિશાળી શાસકની અવસ્થા સુધી ઊંચે ચડાવી દેવા બરાબર છે. આ બન્નેય આત્મવચના તથા અહંકારની અચૂક નિશાનીઓ છે. આપણે ચેતનાની ઇન્દ્રિયાતીત અવસ્થા માનવજાતિના તમામ જૂથોને સંતોષ થાય એવી રીતે પ્રસ્થાપિત કરી શક્યા નથી અને અમે આવી સ્થિતિએ પહોંચ્યા છીએ એવો દાવો કરનારાઓ આવા અનુભવનું જે વર્ણન કરે છે એમાં એટલી બધી વિવિધતા તથા તફાવત છે કે ઘણા લોકોના મનમાં આ સમગ્ર અનુભવ સાચો હોવા વિશે શંકાઓ ઉપસ્થિત થાય એમાં જરાય આશ્ચર્ય નથી આવી સાચી શંકાઓ ખોટી છે એમ કહી એમની અવગણના કરવી તે આ અનુભવ સાચો હોવાનું માનનારાઓ માટે વાજબી નથી અને ઇન્દ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરનાર આવુ વલણ અખત્યાર કરે તો સમજવુ કે તે અહંકારરૂપી માનવસહજ નબળાઇનો ભોગ બન્યો છે અને આ નબળાઈ એના પ્રબુદ્ધ મનમાં પ્રવેશી ચૂકી છે.

ભગવદ્ગીતા જણાવે છે કે: "અજ્ઞાની મનુષ્ય મોહને વશ થઇ કાર્યો કરે છે તેવી રીતે જ્ઞાની મનુષ્યે સંસારને માર્ગદર્શન આપવા માટે નિર્મોહી થઇને કાર્યો કરવાં....(અને) અજ્ઞાનીઓ જે કર્મ કરતા હોય તેમાં બુદ્ધિભેદ જન્માવવો નહીં પરંતુ પોતે સમત્વ બુદ્ધિથી કર્મો કર્યાં કરવા. (૩–૨૫ અને ૨૬) હાલ આપણું જ્ઞાન એટલી કક્ષાએ પહોંચ્યું છે કે જેમાં ઇન્દ્રિયાતીત અવસ્થાની સાબિતી આપી શકાતી નથી તથા એના વિશે વિવાદ ચાલે છે તથા અણદીઠ કોઈ ગ્રહની ભૂમિ માફક સામાન્ય મન માટે આ ક્ષેત્ર અપરિચિત છે ત્યારે ચેતનાના વધુ ઊંચા સ્તરમાં પ્રવેશેલા માનવીઓને પોતાને જ ખ્યાલ ન હોય કે પોતે સર્વોચ્ચ શિખર પર પહોંચી ગયા છે અને પોતે જે શિખરે પહોંચ્યા છે એનાથી વધુ ઊંચું કોઇ શિખર છે જ નહીં એ બાબતની પોતે ખાતરી કરી ન હોવા છતાં પરમાત્માના સાક્ષાત્કારની અંતિમ અવસ્થા વિશે ઉતાવળથી ખ્યાલ બાંધી દેવો એ કેવળ કાલ્પનિક ન બની શકે ? રાત્રે તારાઓથી મઢેલા આકાશનુ નિરીક્ષણ કરવુ અને અસંખ્ય વિરાટ સૂર્યોની વચ્ચે પોતાનું સ્થાન કેટલુ તુચ્છ છે એમ સમજવાથી જ માનવી પોતાની બુદ્ધિની બાબતમાં નમ્ર બનશે તથા એનો અહંકાર ગળી જશે. આવી જ રીતે દિવ્ય જાગૃતિ અનુભવતો સાધક જ્યારે પોતાની અંદર રહેલ વિરાટ અને અસીમ એવા ચેતનાના વિરાટ વિશ્વનું દર્શન કરશે ત્યારે એનો અહંકાર ગળી જશે, આપણું અત્યારનું જ્ઞાન જોતાં બુદ્ધિશાળી તથા દર્શન પામનાર માનવીએ તમામ સાચા આધ્યાત્મિક અનુભવની નીચે રહેલ મૂળભૂત બાબતો ઓળખવા

માટે તથા શંકા અને વિવાદ સિવાય આ અનુભવ સાચો હોવા વિશે સમર્થન આપવા વિચારોની આપ લે કરવી જોઇએ.

અત્યંત નમ્રતા સાથે આવી તપાસ કરવી જોઇએ કારણ કે જે ઇન્દ્રિયાતીત છે તેનો અનુભવ કરતી વખતે માનવી બુદ્ધિગમ્ય બળોના સંપર્કમાં આવે છે. આવાં બળો સહેલાઇથી માનવીને વશ થાય એવા નથી. આવી તપાસ કરનારાઓએ એ વિવાદાતીત હકીકત ધ્યાનમાં રાખવાની છે કે જેમના વિશે પોતે લગભગ કંઈ જ જાણતા નથી એના અસ્તિત્વનો આધાર સંપૂર્ણ રીતે આવાં બુદ્ધિગમ્ય બળોની કૃપા પર છે. કુંડલિનીની કૃપાદૃષ્ટિ થાય તો તે સામાન્ય નમ્ર માનવીનું રૂપાંતર કરીને તેને દૃષ્ટા, પયગંબર, મનીષિ, જગદ્દગુરુ બનાવી એને અસામાન્ય બુદ્ધિ તથા અલૌકિક સિદ્ધિઓ આપે છે, પરંતુ અહંકાર તથા અપવિત્ર ઇરાદાઓ સાથે તેની પાસે જવાથી આજ શક્તિની અવકૃપા ઊતરવાથી આ શકિ્ત અત્યંત તેજસ્વી માનવીને એવો બકવાદી પાગલ બનાવી મૂકે છે અને તે એવી એવી ભયંકર ત્રાસ દાયક અવસ્થામાં આવી પડે છે કે તે મૃત્યુને આના કરતાં વધુ દયાળુ ગણવા લાગે છે. છેલ્લાં આશરે સો વર્ષ દરમિયાન ખોજ કરનારા નિષ્ણાતો તથા પ્રખ્યાત વૈજ્ઞાનિકોએ આ અનુભવને વૈજ્ઞાનિક પાયા પર મૂકવાના પ્રયાસો કર્યાં હોવા છતાં નજીવી સફળતા મળી છે અને પ્રત્યેક માનવી માટે ખૂબ મહત્ત્વ ધરાવતી આ બાબતમાં જગત હજી પણ શંકાશીલ છે. આનું કારણ એ છે પરમ દૈવી શક્તિ પાસે તેને સમજવા માટે જતી વખતે સ્થૂલ ઘટનાની તપાસ માટે જે માર્ગ અપનાવવામાં આવે છે અને જે ભાવના રાખવામાં આવે છે એનાથી અલગ માર્ગ તથા ભાવના અપનાવવા જોઇએ. પ્રકૃતિએ આત્માના ક્ષેત્રનું રક્ષણ કરવા અને જિજ્ઞાસુની શિકારી આંખથી તેને બચાવવા માટે કાળજીપૂર્વક એની આસપાસ કવચ ઊભું કર્યું છે અને ચેતનાના વધુ ઊંચા સ્તરોનું રક્ષણ કરનાર વિરાટ બળોની પરીક્ષામાંથી જેઓ જવલ્લે જ પસાર થઈ જાય છે એમને જ એમાંથી જવા દેવામાં આવે છે. આવી તપાસ કરવાનાં સાધનો મનુષ્યના મનમાં છે અને વિશ્વ પ્રાણ જેવી રીતે કોષની અંદરના 'જેન્સ' પર અસર કરે છે તેવી જ રીતે મનુષ્ય પર પણ અસર કરે છે. આધ્યાત્મિક રાજ્યના પ્રવેશદ્વારનું આવી રીતે રક્ષણ કરવામાં આવતુ હોવાથી છેલ્લા કેટલાક દાયકાઓની મનની અસાધારણ શક્તિઓ વિશે જે સંશોધન ચાલી રહેલ છે તેનાથી આ સમસ્યાનું ચોક્કસ નિરાકરણ થઈ શકયુ નથી તથા એક યા બીજી રીતે અંતિમ સાર પર આવી શકાયું નથી. શ્રદ્ધા ધરાવનારાઓ શ્રદ્ધા ધરાવે છે પરંતુ આત્માની સ્વતંત્રતા તથા અમરતા વિશે શંકાવાદીઓને હજી પણ ખાતરી થઈ નથી.

માનવજાતિના આગેવાન વિચારકો પોતાની ઉચ્ચ બુદ્ધિમત્તાને કારણે આ દૈવી અનુભવના ઉંમરાને જરાક સ્પર્શ કરી શકયા છે પરંતુ એનું દ્વાર ઉઘડે તે

અગાઉ વ્યક્તિત્વના માનસિક, નૈતિક અને શારીરિક એમ ત્રણેય ભાગો સારા પ્રમાણમાં સંપૂર્ણ બનાવવા જોઇએ અમારા કથનના સમર્થનમાં એટલુ દર્શાવવું પૂરતુ થઈ પડશે કે યોગની પ્રત્યેક પદ્ધતિમાં વ્યક્તિત્વની આ ત્રણેય બાબતો અચૂક રીતે ધ્યાનમાં રાખવાની છે. મુંડક ઉપનિષદ કહે છે કે "આ આત્મા બલહીન માટે લભ્ય નથી. અજ્ઞાન દૂર થવાથી તથા અવ્યવસ્થિત તપથી તે મળતો નથી પરંતુ જે જ્ઞાતાનો આત્મા આ સાધનોથી પ્રયાસ કરે છે તે બ્રહ્મમાં પ્રવેશ કરે છે" મનુષ્યને ચેતનાની વધુ ઊંચી અવસ્થા તરફ ખેંચી જવા માટે જીવન અને મૃત્યુ મનુષ્ય સમક્ષ રાખવામાં આવ્યાં છે. જેમના મન આ સમસ્યાને વધુ અગત્યની ગણે છે તેઓ યોગ અથવા બીજા કોઈ સ્વરૂપની આધ્યાત્મિક સાધના કરે છે અથવા જીવનમાં એકેશ્વરવાદને અપનાવે છે જીવનની સમસ્યાઓને કારણે બુદ્ધિમાં જે ઉછાળા આવે છે તથા સર્જનના રહસ્યને કારણે તથા આપણા પોતાના જીવનને કારણે જે કોયડો ઊભો થાય છે તે સર્વના મૂળમાં કુંડલિની જ છે. યોગમાં સંપૂર્ણતા પ્રાપ્ત થાય છે ત્યારે અને કુંડલિની જાગૃત થાય છે ત્યારે આધ્યાત્મિક બોધ થાય છે તથા પ્રજ્ઞાનો વિકાસ થાય છે એ હકીકત ધ્યાનમાં લઇએ તો એનાપરથી સ્પષ્ટ જણાય છે કે જેઓ જન્મથી જ આધ્યાત્મિક બાબતમા આગળ વધેલા છે અથવા વધુ બૌદ્ધિક તેજસ્વિતા ધરાવે છે એમનામાં પ્રમાણમાં કુંડલિની વધુ જાગૃત થયેલી હોય છે આ કુંડલિની પોતાના અત્યંત શક્તિશાળી પ્રાણના પ્રવાહમાંથી એક નાનુ ઝરણું જન્મથી જ મગજમાં વહાવતી હોય છે અને એને પરિણામે વિચારના વધુ ઊંચા તંત્રનો વિકાસ થતો હોય છે અને એમાંથી એક યા બીજા સ્વરૂપે પ્રજ્ઞાના વધુ ઊંચાં પરિણામો મળે છે.

બૌદ્ધિક વિશેષતા તથા આધ્યાત્મિક તેજસ્વિતા ભૂતકાળના તમામ મહાન દૃષ્ટાઓ તથા પયગંબરોમાં એકી સાથે જોવામા આવી છે એમ આપણે કબૂલ રાખીએ તો આપણે એમ પણ માની લેવાનુ રહે છે કે કોઇપણ ક્ષેત્રમાં જેઓ બુદ્ધિની તેજસ્વિતા દર્શાવે છે, પછી ભલે તે શંકાના રૂપમાં પણ દર્શાવતા હોય, તેઓ આધ્યાત્મિક પ્રકાશ પામવાની ઘણી નજીકમાં હોય છે ચેતનાની વધુ ઊંચી અવસ્થા તરફ માનવજાતિને લઈ જતી વિકાસની પ્રક્રિયા એક યા બીજા માનવી પ્રત્યે ભેદ દર્શાવી ન શકે એ સ્પષ્ટ છે; કારણ કે આ સિદ્ધાંત સહુ કોઇને એકસરખો લાગુ પડે છે વિકાસમાં જ્યાં અસંગતતા તથા પ્રમાણનો અભાવ જણાય છે તેનું કારણ વારસાગત વિશેષતાઓ હોઈ શકે અથવા એક યા બીજી બાબત પર વધુ પડતો ભાર મૂકવાની ખામીભરી જીવનની રીત હોઇ શકે અથવા જીવનતંત્રમાં કે વાતાવરણમાં કોઈ ખામી હોવી જોઈએ. આ દૃષ્ટિએ જોતાં સહેલાઇથી એવા અનુમાન પર આવી શકાય કે આ યોગમાં ચોક્કસ બૌદ્ધિક વિકાસ સ્વતંત્ર રીતે અને સાથેસાથે થતા આધ્યાત્મિક વિકાસ સિવાય થઈ ન શકે. પરંતુ મોટા ભાગના

લોકોની બાબતમાં આમ બનતુ ન હોવાનું કારણ એ છે કે ઉપરની બે બાબતોના પ્રમાણ વગરનો વિકાસ થાય છે વળી, સલામતીથી એવું અનુમાન પણ તારવી શકાય કે અત્યંત બુદ્ધિશાળી માનવીઓમાંના ઘણા ગૂઢ અનુભવની ઘણા જ નજીક હોય છે પ્રતિકૂળ વાતાવરણ અને જીવન ગાળવાની ખોટી રીતને પરિણામે આવો ગૂઢ અનુભવ થવાનું બાકી રહી જાય છે આ ઉપરાંત એવાં લાખો સ્ત્રી, પુરુષો પણ હશે કે જેમનામાં આધ્યાત્મિકતાનો વિકાસ થતો હોવાથી ગૂઢ અનુભવ માટે ઝંખના જાગે છે તેઓ અલૌકિક બાબતોની ખોજ કર્યા કરે છે, ગુરુઓની શોધ કર્યા કરે છે, યોગમાં, અધ્યાત્મમાં, જ્યોતિષશાસ્ત્રમાં, માનસિક ઘટનાઓમાં, હસ્તરેખા વિજ્ઞાનમાં, કીમિયાગીરી ઇત્યાદિમાં ભારે રસ ધરાવે છે વળી, બીજા એવા પણ લાખો માનવીઓ હશે કે જેમનામાં આધ્યાત્મિક શક્તિ ઉછાળા મારતી હોય પરંતુ આ શક્તિનુ વહન અનેક બાબતોને લીધે કુંઠિત બનતુ હોય તો તેઓ મનની વિવિધ માંદગીઓ ભોગવતા હોય છે

કુંડલિનીનુ સ્વરૂપ જોતાં લાગે છે કે તે માનવીની વિકાસશીલ વૃત્તિ છે તથા શક્તિનું તંત્ર છે અને કોઇ દૈવી આશય સિદ્ધ કરવા તેને મનુષ્યના શરીરમાં રાખવામાં આવી છે. વિશ્વની હાલની કટોકટીભરી પરિસ્થિતિમાં માનવીના વિકાસની દિશા તથા જીવનનો આશય અને અર્થ નક્કી કરવામાં અભ્યાસ માટે જ્ઞાનની બીજી કોઇ શાખા આટલો બધો પ્રકાશ આપનારી નથી માનસશાસ્ત્ર અને પરામાનસશાસ્ત્ર સંશોધનને પરિણામે જે બાબતોનો નિર્ણય કરી શકેલ નથી તે નિર્ણય કુંડલિની જાગૃત થવાથી સહેલાઇથી અને છેલ્લામાં છેલ્લી વિગત સુધી સાચો હોય એવી રીતે થઈ શકે છે કુંડલિની શક્તિથી સિદ્ધ બનેલો માનવી કેવી મહાન શક્યતાઓ ધરાવે છે તથા એનું ગૌરવ અને મહિમા કેવા હોય છે એ બાબતનુ આલેખન હજી અમે કર્યું નથી કુંડલિનીની કૃપાથી જે અનુપમ લાભો પ્રાપ્ત થાય છે એમની યાદીના એક અંશરૂપે જ ઇન્દ્રિયાતીત અવસ્થા, બુદ્ધિમત્તા તથા અસામાન્ય બુદ્ધિની સિદ્ધિને ગણાવી શકાય. પ્રાચીન યોગાચાર્યો લખી ગયા છે તે અનુસાર કુંડલિનીની જાગૃતિ થાય ત્યારે સાધક દીર્ઘાયુષી થાય છે, ચેતનામય સ્વાસ્થ્ય ભોગવે છે, શરીર તથા મનનુ યૌવનસહજ જોમ લાંબા જીવનના અંત સુધી જળવાઈ રહે છે. એની પ્રતિભાની આસપાસ અસર થાય છે, એના પ્રત્યે આકર્ષણ થાય છે, કામવાસના પર સંયમ રહે છે ઇત્યાદિ માનવી વિકાસ દ્વારા પૂર્ણતા પ્રાપ્ત કરવા અત્યંત ધીમી ગતિએ પણ આગળ વધી રહ્યો છે તેની આ નિશાની છે. કુંડલિની દ્વારા સાધક યોગ અને ભોગ એ બંને ય પ્રાપ્ત કરી શકે છે. પરંતુ એ જે ભોગવે છે તે સ્વચ્છંદી વિલાસ નથી, ઇન્દ્રિયોનો રોગિષ્ઠ કુછંદ નથી, કેવળ શક્તિ ઝંખતા માનવીઓનો અપવિત્ર આનંદ નથી, સંપત્તિની ભૂખ ધરાવનાર માનવીની એમાં દોડધામ નથી. પરંતુ કુંડલિનીની જાગૃતિ દ્વારા સાધકને પોતાની અંદર રહેલા શાશ્વત જીવનના ઝરણામાંથી આનંદની પ્રાપ્તિ થાય છે આ

આનંદ કોઈ ખૂંચવી શકે તેવો નથી હોતો પણ શાશ્વત હોય છે. જીવન માનપાત્ર બને છે, સારી રીતે પવિત્ર રીતે પસાર થાય છે. ઉદાત્ત પ્રવૃત્તિઓમાં પસાર થાય છે જીવનમાં યોગ્ય સંયમ જળવાય છે તથા વર્તનમાં શાણપણ જળવાય છે. માનવીના કલ્યાણ માટે પરમાત્માએ જીવનમાં જે આનંદનું નિર્માણ કર્યું છે એવા આનંદનો તેને અનુભવ થાય છે

અહીં એ ધ્યાન રાખવાનું છે કે વિકાસ માટેનો આ આવેગ માનવજાતિને વધુ ઝળહળતા, વધુ ભવ્ય તથા સુખી જીવન તરફ લઈ જાય છે, મનમાં ઊંચા ગુણો ખીલવી વધુ સુખી જીવન તરફ લઈ જાય છે અને માનવી જે ઉચ્ચ જીવનની વ્યવસ્થા પ્રાપ્ત કરવા ધારાયો છે તે પ્રાપ્ત કરવા વર્તમાન અવસ્થામાં જે યોગ્ય કામનાઓ છે તે કામનાઓ પૂર્ણ કરી શકે છે ભવિષ્યનો મહામાનવ–પુરુષોત્તમ આપણી માફક જ જીવતો, ઊછરતો તથા સંતાનોને જન્મ આપતો હશે પરંતુ એનામાં વિશેષતા એટલી હશે કે તેનાં તમામ કર્મો તથા કામનાઓ પ્રભાવશાળી સંકલ્પને આધીન રહેશે અને તેથી એની પાછળ સરસ વિચારણા, સમતુલા તથા પવિત્રતા હશે. જેમાં હિંસાનો, યુદ્ધનો, દરિદ્રતાનો અને રોગનો અંશમાત્ર ન હોય એવી સુમેળ તથા સમાનતા ધરાવતી સામાજિક વ્યવસ્થા હોય, જેમાં માનવી પોતાની અંદર રહેલા સ્વર્ગને અવરોધ સિવાય માણી શકે એવું શાંતિમય સ્વર્ગ રચવાની કળા તે શીખી ગયો હશે કુંડલિની એ વ્યક્તિગત તથા સામૂહાયિક રીતે એક દૈવી શક્તિ છે વિકાસની નિયામક શક્તિ તરીકે તે માનવીને એક તુચ્છ પરમાણુ જેવી સ્થિતિમાંથી વિકસાવી માનવદેવ તરીકે એનું ઘડતર આપણા યુગની અશાંતિ અને બેચેની વચ્ચે પણ કરી રહેલ છે જેથી માનવી આંતરિક ગુણોથી સમૃદ્ધ બને અને આપણા ભવ્ય સ્વપ્નથી પણ પર હોય એવા યુગોમાં એનું જીવન દિવ્ય પ્રકાશથી ભરપુર બની સર્વોત્તમ પ્રકારનું રહે.

# પરિશિષ્ટ

પૂર્ણાનંદ યતિએ રચેલા ષટ્ચક્ર નિરૂપણ નામના ગ્રન્થ પરથી આર્થર એવેલોને અંગ્રેજીમાં આ જ નામનું પુસ્તક લખ્યું છે. આ પુસ્તકમાં આપેલા ૫૫ શ્લોકોમાંથી આશરે દસ શ્લોકોમાં જણાવ્યુ છે કે જે યોગી કુંડલિની જાગૃત કરવા સફળ થાય એનામાં અદ્દભુત બુદ્ધિમત્તા તથા સાહિત્યનુ સર્જન કરવાની શકિત જાગૃત થાય છે આ મુદ્દો મહત્ત્વનો હોવાથી આમાંના નવ શ્લોકોનો અનુવાદ અહીં નીચે રજૂ કરવામાં આવ્યો છે.

"આ કુંડલિની શકિત વિદ્યુન્માલા, મુનિના મનમાં આનંદરૂપ, કમળના તન્તુ જેવી અત્યન્ત સૂક્ષ્મ, શુદ્ધ, જ્ઞાનનો પ્રબોધ કરનારી, સકલસુખમયી તથા શુદ્ધ બોધસ્વરૂપ છે. અમૃતની ધારાથી જે પ્રદેશ જાણી શકાય છે એવું બ્રહ્મદ્વાર તેના મુખમાં ચમકે છે. આ સ્થાન સુષુમ્ણા નામની નાડીનું મુખ છે એમ કહેવાય છે." (૩)

"આ સ્થાનમાં ડાકિની નામની દેવી વસે છે એના ચાર બહુ ઉજ્જવલ છે તથા નેત્ર રક્ત છે સદા શુદ્ધ બુદ્ધિરૂપ આ દેવી એકીસાથે અનેક સૂર્યોનો પ્રકાશ હોય તેવો પ્રકાશ ધરાવે છે (૭)

તેની ઉપર કમળના તન્તુ સમાન ચમકતી, સૂક્ષ્મા, જગતને મોહ પમાડનાર આ શકિત પોતાના મુખ વડે મધુર એવા આ બ્રહ્મદ્વારના મુખને ઢાંકી દે છે શંખ પર આવેલી વર્તુળાકાર નિશાનીઓ જેવી ચમકતી, નવીન વીજળીની માળા જેવા પ્રકાશના સ્થાનરૂપ આ શકિત સાડાત્રણ કુંડાળામાં ગૂંચળું વળીને ચમકતા સાપની માફક સૂઈ ગઈ છે. (૧૦)

આ કુંડલિની શકિત–કુલકુંડલી કોયલની માફક ટહુકા કરે છે. મસ્ત બનેલા ભમરાઓના સમૂહની માફક ગુંજારવ કરે છે અને કોમળ કાવ્ય તથા બંધોની વિવિધ પ્રકારની રચનારૂપ સ્પષ્ટ વાણી છે. જેવી રીતે શ્વાસોચ્છવાસના

વિભાગથી જે જગતને ધારણ કરે છે તે મૂલાધાર કમલની ગુફામાં અત્યન્ત પ્રકાશમાન સ્વરૂપે પ્રકાશે છે (૧૧)

મૂલાધાર ચક્રની અંદર ગુફામાં કોટિ સૂર્ય જેવો પ્રકાશ ધરાવતી કુંડલિનીનું ધ્યાન ધરવાથી સાધક વાણીનો સ્વામી બને છે, સર્વોત્તમ મનુષ્ય બને છે, સર્વ વિદ્યાઓમાં વિનોદ લેનાર બને છે. એનું આરોગ્ય કાયમ જળવાઈ રહે છે તથા અંતરાત્મા ચિત્તના મહાન આનંદથી ભરપૂર રહે છે. આવો શુદ્ધ ચારિત્ર્ય ધરાવતો માનવી પોતાનાં વાકયો તથા કાવ્યપ્રબંધોથી દેવોના તમામ ગુરુઓની સેવા કરે છે. (૧૩)

"જે મનુષ્ય આ સ્વાધિષ્ઠાન નામના નિર્મલ કમલનું ચિંતન કરે છે તેના અહંકાર દોષ આદિ સર્વ શત્રુઓ તે જ ક્ષણે ક્ષય પામે છે. આવો યોગીશ્વર મોહના અદ્ભુત અંધકારના સમૂહમાં સૂર્ય સમાન પ્રકાશે છે તથા અમૃતમય વાકયોના સમૂહથી સમૃદ્ધ એવા ગદ્ય તથા પદ્યમાં પ્રબંધો લખે છે." (૧૮)

"આ ચક્રમાં લાકિની નામની શક્તિ રહે છે કે જે સહુનું શુભ કરનાર છે, ચાર ભુજા, ઉજ્જવળ અંગો ધરાવે છે. તે શ્યામ છે, પીતાંબર આદિ વિવિધ વિશિષ્ટ રચનાથી અલંકૃત તથા મત્ત ચિત્તવાળી છે. આ નાભિકમલનું ધ્યાન ધરનાર સંહાર સમયે કે પાલન કરવામાં સમર્થ બને છે. જ્ઞાનસમૂહની સમૃદ્ધિ ધરાવતી વાણી તેના મુખકમળમાં વસે છે. (૨૧)

"આવો સાધક યોગીશ્વર સુંદરીઓના સમૂહ માટે સતત પ્રિયથી પણ અત્યંત પ્રિય બને છે. તે જ્ઞાનીઓનો સ્વામી, ભાગ્યશાળી, સર્વ ઇન્દ્રિયોનો વિજયી, ધ્યાન તથા અવધાન માટે સમર્થ બને છે. તે પદ્ય આદિ વડે સતત કાવ્યની ધારા વહાવે છે. લક્ષ્મીના આનંદનો અદૃષ્ટ અનુભવ કરે છે. તથા પારકાના નગરમાં (શરીરમાં) ક્ષણવારમાં પ્રવેશી શકે છે." (૨૭)

"યોગી આ વિશુદ્ધ ચક્રમાં ચિત્તને સતત રાખે છે ત્યારે સંપૂર્ણ યોગ થાય છે. આવો સાધક કવિ, વકતા, જ્ઞાની તથા સંપૂર્ણ શાંત ચિત્તવાળો થાય છે. તે ત્રિકાલદર્શી સર્વનું હિત કરનાર, રોગ અને શોકથી મુકત થાય છે, દીર્ઘ આયુષ્ય ભોગવે છે, વિપત્તિઓનો નાશ કરે એવો નિરવધિ પ્રકાશ પામે છે" (૩૧)

અનાદિ કાળથી આધ્યાત્મિક પૂર્ણતાની સાથે સાક્ષાત્કાર તથા પ્રેરણાને સાંકળવામાં આવેલ છે કુંડલિનીને સફળ રીતે જાગૃત કરવામાં આવે ત્યારે પ્રેરણા પ્રાપ્ત થાય છે, બુદ્ધિમત્તાનો વિકાસ થાય છે. સાહિત્યસર્જનની શક્તિ આવે છે એમ કુંડલિની વિશેના પ્રાચીન લેખકોએ કહ્યું છે તેનું અત્યંત મૂલ્યવાન

રહસ્ય આના પરથી સમજાય છે. અત્યંત પ્રાચીન સમયથી એવી માન્યતા છે કે સાક્ષાત્કાર માત્ર સાધનામાં સિદ્ધ બનનારનો વિશિષ્ટ હક બની જાય છે: આવી જે અસામાન્ય સિદ્ધિઓ જોવામાં આવે છે એની પાછળ કુંડલિની જ છે એવો ચોક્કસ સાર તારવી શકાય તેમ છે જો આ શક્યતા માન્ય રાખવામાં આવે (આ અનુભવ માટે બીજુ કોઈ બુદ્ધિગમ્ય સ્પષ્ટીકરણ નથી, સિવાય કે પરમાત્માની ખાસ કૃપા, પણ એ સ્પષ્ટીકરણ સ્વીકાર્ય નથી.) તો પૂરા પ્રમાણમાં નહીં તો અમુક વાજબી પ્રમાણમાં પણ આ શક્તિ માટે બીજી શક્યતાઓ સ્વીકારવા માટે સંગી। કારણ છે

ગાયત્રી વેદના સારરૂપ છે અને તે જ કુંડલિની છે. હિન્દુઓ જે ઉપવિત–જનોઈ પહેરે છે તેના ત્રણ તાર આ પ્રાણશક્તિના ત્રણ માર્ગો–ઇડા, પિંગલા અને સુષુમ્ણા દર્શાવે છે તથા જનોઇની ગાંઠ જે બ્રહ્મગ્રંથી છે તે અભેદ્ય ગ્રંથી આજ્ઞાચક્રના પ્રવેશદ્વાર આગળ કુંડલિનીના માર્ગને રોકે છે. આ ગ્રંથીનું ભેદન થયા પછી સાધકની માનસિક સ્થિતિમાં આશ્ચર્યજનક ફેરફારો થાય છે **ગાયત્રી (કુંડલિની) સરસ્વતી છે તથા વાગીશ્વરી છે.** અથર્વવેદમાં (૧૯–૭૧–૧) ગાયત્રીને દીર્ઘ આયુષ્ય, પ્રાણ શક્તિ, કીર્તિ, લક્ષ્મી તથા બ્રહ્મજ્ઞાન આપનાર કહી છે. યોગી યાજ્ઞવલ્કય કહે છે કે: "ગાયત્રી જાણનાર સર્વ જ્ઞાનોનો સ્વામી બને છે" વ્યાસ કહે છે કે જેવી રીતે મધ પુષ્પોનો સાર છે તથા માખણ દૂધનો સાર છે. તેમ તેમ ગાયત્રીમાં સિદ્ધિ કામધેનુ સમાન છે. તંત્રો અને બીજા ગ્રંથોમાં કુંડલિનીના જે ગુણો દર્શાવવામાં આવ્યા છે તે જ ગુણો ગાયત્રીના વેદોમાં ઉપનિષદોમાં, પુરાણોમાં તથા મહાકાવ્યોમાં દર્શાવ્યા છે.

પંચસ્વતવીમાં (દેવીસ્તોત્રપંચકમાં) સાધકની પ્રજ્ઞાનો જે વિકાસ થાય છે તે કેટલાક નોંધપાત્ર શ્લોકોમાં દર્શાવવામાં આવ્યો છે. આવા એક શ્લોકમાં કહ્યું છે કે: "હે સરસ્વતી, (કુંડલિની), મસ્તકમાં જાણે અમૃતના રસનું સિંચન કરતી તથા શ્વેત કમલની પાંખડી જેવી સ્પષ્ટ મનોહર પ્રભા ધરાવતી એવી તારું જેઓ ધ્યાન ધરે છે **તેમના મુખકમળમાંથી ગંગાના ઊછળતા ઊર્મિની માફક સ્પષ્ટ અક્ષર તથા પદ ધરાવતી વાણી સતત વહ્યા કરે છે.** (૧૮)

શ્રીમત્ શંકરાચાર્યરચિત આનંદલહરીમાં ૪૧ શ્લોક છે તેમાંથી આશરે ૭ શ્લોકોમાં કુંડલિનીનો સ્પષ્ટ ઉલ્લેખ જ્ઞાન, બુદ્ધિમત્તા તથા સાહિત્યસર્જકના આપનારી દેવી તરીકે કરવામાં આવ્યો છે. ખાસ રસદાયક હકીકત એ છે કે આનંદલહરી અથવા આનંદલહરી જેનો એક ભાગ છે તે સૌંદર્યલહરી શ્રીમત્ શંકરાચાર્ય તથા એમના ગુરુ ગૌડપાદાચાર્યના સ્વાનુભવ પર રચાયેલ છે. શંકરાચાર્ય કુંડલિનીને જાગૃત કરી સહસ્રાર ચક્રમાં લઈ ગયા હતા એમ કહેવાય છે. તેઓ અસામાન્ય બુદ્ધિપ્રતિભા તથા ઉચ્ચ કવિત્વશક્તિ ધરાવતા હતા તથા ભારતના એક અપૂર્વ અને સહુથી મહાન જ્યોતિર્ધર હતા. આનંદલહરીના ત્રીજા શ્લોકમાં

જણાવ્યું છે કે: "હે દેવી, તમે અજ્ઞાનના અંધકારમાં પડેલાઓના હૃદયના અંધકારને હઠાવનાર સૂર્યનું ઉદ્દીપન કરનાર છો: જડ લોકો માટે તમે અમૃત ટપકવાથી થતા ઝરણા સમાન છો."

કર્પૂરાદિ સ્તોત્રમાં (કાલીના સ્તોત્ર) ૨૨ શ્લોકો છે જેમાં લગભગ આઠ શ્લોક કુંડલિનીની આવી બાજુ દર્શાવે છે.

યોગની સાધના કરવાનો આશય સાધક માટે માત્ર માનસિક શાંતિ પ્રાપ્ત કરવાનો, ઈશ્વરનું દર્શન કરવાનો અથવા અસામાન્ય માનસિક સિદ્ધિ પ્રાપ્ત કરવાનો હોતો નથી પણ એનો આશય સાધકને મેધાવી, પ્રજ્ઞાવાન, પ્રખર વક્તા તથા અસ્ખલિત શબ્દપ્રવાહથી કોવિદો તથા અન્ય સાહિત્યની રચના કરનાર, શાણો તથા સુયોગ્ય બનાવવાનો છે તટસ્થ રીતે જોઈએ તો મેધા અને પ્રજ્ઞાની સાથે અસામાન્ય માનસિક સિદ્ધિઓ તથા આશ્ચર્યજનક સિદ્ધિઓની તુલના થઈ શકે ખરી? દુનિયામાં જે આશ્ચર્યજનક પરિવર્તન થાય છે એની તુલનામાં યોગ્ય દિશામાં વાળવામાં આવેલી મેધા અને પ્રજ્ઞાની જે અમૂલ્ય ગુણવત્તા છે એ સાબિત કરવા આપણી પાસે વધુ સાબિતીની જરૂર છે ખરી? આપણા સમયમાં જ્ઞાનની બીજી કોઈ શાખા એવી છે ખરી કે માનવીના મનના અત્યંત મૂલ્યવાન આભૂષણરૂપ એવી આ સાધના પર જેટલું ધ્યાન આપવાની જરૂર છે તેટલું ધ્યાન તેના ઉપર અપાય? પરંતુ આદતનું બળ એટલું બધું હોય છે કે આ શક્યતા જાણ્યા પછી પણ, તથા એના સમર્થનમા પ્રમાણભૂત સાહિત્યમાંથી ઉતારા લેવામાં આવ્યા છે છતાંપણ પ્રાચીન ભારતના ઋષિમુનિઓની આ મહાન શોધ પ્રયોગો દ્વારા સિદ્ધ કરી ન શકાય ત્યાં સુધી તેઓ એમાં રહેલા સત્યને માનવાની ના પાડે એ સંભવિત છે

— સંપૂર્ણ —